

# ગુજરાતની જૂની વાર્તાઓ

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની
મુંબઈ નં. ૨.

મુલ્ય રૂ. ૩-૦-૦

# ગુજરાતની જુની વાર્ત્તાઓ.

# HISTORICAL NOVELS.

કર્ત્તા,

રા. મણિલાલ છબારામ ભટ્ટ.

ઝાંશીની રાણી, પૃથુરાજ ચૌહાણ અને ચંદબરદાયી,
ઋતુવર્ણન, ઇત્યાદિના કર્ત્તા,

कथादैर्घ्यानुरोधेन वैचित्र्येण प्रपञ्चिते ।
यदत्र किंचिदस्त्येव वस्तु तत्प्रीतये सताम् ॥

राजतरंगिणी.

---

આવૃત્તિ ચોથી.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ મુંબઈ.

૧૯૨૧.

કિમ્મત રૂ. ૩-૦-૦

Printed by Chintaman Sakharam Deole, at the Bombay Vaibhav Press, Servants of India Society's Building, Sandhurst Road, Girgaon, Bombay,

and

Published by N. M. Tripathi Manager, N. M. Tripathi & Co. Booksellers, and Publishers, Princess Street, Kalbadevi Road Bombay.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

સાંપ્રત કાળ નવલકથાનો છે. આ પણ એક સાહિત્યનું અંગ છે અને તેના સાંસારિક અને ઐતિહાસિક એવા બે વિભાગ છે. સાંસારિક નવલ-કથા વર્તમાન વસ્તુનો ચિતાર આપે છે અને ઐતિહાસિક ઉપન્યાસ પૂર્વ-કાળનો ચિતાર આપે છે, વર્તમાન ચિતારમાં ગૃહસ્થચરિતને વસ્તુરૂપે લેવાય છે ત્યારે પુરાણ ચિતારમાં ઇતિવૃત્તવસ્તુ લેવાય છે.

ઐતિહાસિક વસ્તુ પહેલાના કરતા વધારે સરલ અને બોધક થાય છે; વળી નવલ પ્રચલિત વસ્તુમાં રસના પોષક તરીકે વ્યભિચારી ભાવને રાખવો પડે છે અને તે કાચીબુદ્ધિમાં ખરાબ છાપ પાડે છે. અકુશળ લેખક હોય તો તેનાં પતિત પાત્રની પાપી વાસના વાચકને વંઠાડે છે માટે અકુશળ કલમે એવા ઉપન્યાસો તરફ ન જતાં ઐતિહાસિક વસ્તુવડે જ વાચકનાં મન પ્રસન્ન થાય તેમ કરવું એ વધારે ઉચિત છે. ઐતિહાસિક વસ્તુ નવલકથાના રસનું આસ્વાદન કરાવતાં ઇતિવૃત્તનું જ્ઞાન આપે છે એ હેતુથી જ પાશ્ચાત્ય વિદ્વાનો નવલકથાઓ કરતાં ઐતિહાસિક વાર્તાઓને વધારે પસંદ કરે છે.

આ ગ્રંથ પણ એવો જ છે: આની રંગભૂમિ ગુજરાત અને સમય મધ્યકાળનો છે. કેટલાંક વૃત્તાન્ત વાર્તાપ્રવાહને અપોષક હોવાથી બદલ્યાં છે, તોપણ રસનો ભંગ કિંવા વ્યભિચારી ભાવ ન ઉત્પન્ન થાય તેની સંભાળ રાખવામાં આવી છે. ભરતખંડના ઇતિહાસમાંથી વસ્તુ લઇને પાશ્ચાત્ય લેખકોએ કેટલાક ઉપન્યાસ લખેલા છે, તે વાચતાં તેવા જ ઉપન્યાસ ગુજ-રાતના ઇતિહાસમાંથી વસ્તુ લઇને રચવાની જિજ્ઞાસા થઈ હતી તે આજ પૂરી થઈ છે, પણ જ્યાં સુધી વાચકો અને વિદ્વાનો તેને અભિનંદન આપે નહિં ત્યાં સુધી સફળ થઈ છે એમ તો કહેવાય જ નહિ મુખપૃષ્ટનો શ્લોક જ પ્રસ્તાવનારૂપ છે તો પછી વધારે લખવાની શી જરૂર છે !

મુંબઈ.<br>
શિવરાત્રી.<br>
સંવત ૧૯૪૯

મણિલાલ છબારામ ભટ્ટ.

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના.

---

'ગુજરાતની જુની વાર્ત્તાઓ' ની દ્વિતીય અને વર્દ્ધિત સંશોધિત આવૃત્તિ પ્રજાના હાથમાં આજ પંદર વર્ષને અંતરે મૂકવામાં આવે છે. આ આવૃત્તિની અંદર એક નવીન ઐતિહાસિક વાર્ત્તાનું ચિત્ર ઉમેરવામાં આવ્યું છે. તથા કોઈ કોઈ સ્થળે પ્રથમાવૃત્તિમાં દૃષ્ટિદોષને લીધે ભૂલો રહી જવા પામેલી તેની સુધારણા કરવામાં આવી છે. કેટલાંક વાકયોની રચના કિલષ્ટ લાગેલી તેને પણ ફેરવીને સરળ અને સાદી ભાષામાં યોજવાનો પ્રયત્ન કર્યો છે, જેથી સ્ત્રી તથા બાળવર્ગને પણ વાચવામાં અડચણ નહિ પડે એવી આશા છે. કેટલીક શાળાઓમાં આ પુસ્તક 'ટેક્સ્ટ-બુક' તરીકે મંજુર થયેલું છે. 'પ્રુફ' વગેરે બહુ જ કાળજીથી વંચાવા છતાં જો કાંઇ ભૂલો દૃષ્ટિગોચર થાય તો તેને વાસ્તે સુજ્ઞ વાચકવર્ગ ક્ષમા આપશે એવી વિનંતિ છે.

| મુંબઈ.<br>શ્રાવણ સુદિ તૃતીયા.<br>સંવત્ ૧૯૬૪. | એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.<br>પ્રસિદ્ધકર્ત્તાઓ. |
|---|---|

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

'ગુજરાતની જુની વાર્ત્તાઓ' ના આ સંગ્રહની આ ત્રીજી આવૃત્તિ પ્રજા સમક્ષ રજુ કરતાં અમને અત્યંત આનંદ થાય છે. રા. મણિલાલે આ વાર્ત્તાઓનો સંગ્રહ ગુજરાતની સમક્ષ આજ લગભગ બાવીસ વર્ષથી રજુ કર્યો છે. આવી વાર્તાઓના અનેક સંગ્રહ ગુજરાતની પ્રજાને લાભકારક છે અને ગુજરાતના પ્રતિષ્ઠિત લેખકોએ અને અભ્યાસકોએ આવી વાતો ભેગી કરવા તરફ પોતાનું લક્ષ દોરવાની જરૂર છે. આ સંગ્રહની આ આવૃત્તિમાં અમે ખાસ તૈયાર કરાવી નવ સુંદર ચિત્રો પણ મૂકયાં છે અને એ ચિત્રો વડે આ પુસ્તક વધારે આકર્ષક બની ગુજરાતની પ્રજામાં વધારે લોકપ્રિયતા મેળવશે એવી અમને આશા છે.

મુંબઈ,<br>
સંવત્ ૧૯૭૩.

પ્રસિદ્ધ કર્ત્તાઓ.

## રા. રા. મણિલાલ છબારામ ભટ્ટકૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | ગુજરાતની જુની વાર્તાઓ (સચિત્ર ચોથી આવૃતિ) | ૩—૦—૦ |
| ૨ | પૃથુરાજ ચૌહાણુ અને ચંદબરદાયી ત્રીજી ,, | ૩—૦—૦ |
| ૩ | અનિલદૂત કાવ્ય... .... .... | મળતું નથી. |
| ૪ | લૉર્ડ લૉરેન્સ ... ... .... ... | ૧—૮—૦ |
| ૫ | ઝાંશીની રાણી ( સચિત્ર આવૃત્તિ ) .... .... | ૩—૦—૦ |
| ૬ | બર્નિયરનો પ્રવાસ .... ... .... | ૧—૦—૦ |
| ૭ | સુંદરબ્હેન .... ... .... | મળતું નથી. |
| ૮ | પતિવ્રતા સતીઓ ( સચિત્ર ત્રીજી આવૃત્તિ ) ... | ૩—૦—૦ |
| ૯ | ઋતુ વર્ણન ( બીજી આવૃત્તિ છપાય છે ) | |
| ૧૦ | શાહેનશાહ બાનુનું જીવન ચરિત્ર .... .... | ૦--૧૨-૦ |
| ૧૧ | પ્રતિમા નાટક ( ભાસ કવિનું ભાષાન્તર ) .... | ૧—૦—૦ |



## અનુક્રમણિકા.







## ચિત્રોની અનુક્રમણિકા.

# ગુજરાતની જુની વાર્તાઓ.

## શામળિયો સોડ.

### પ્રકરણ ૧ લું.*

**શામળિયો સોડ.**



વિક્રમ સંવતના તેરમા સૈકામાં ગુજરાતનું મહારાજ્ય છિન્નભિન્ન થઈ ગયું હતું. 'સાપ ગયા ને લિસોટા રહ્યા' એ કહેવતની માફક અણહિલપુર પાટણના વિખ્યાત અને ચક્રવર્તિ રાજાઓનાં તો નામ માત્ર જ સંભળાતાં હતાં. ગુજરાતમાં 'સ્વરાજ્ય' ને સંભારી લોકો હમેશ શોક કરતા એટલું જ નહિ, પરંતુ મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળ જેવા મોટા રાજાઓની કીર્તિના પરદેશમાં હજી પણ પડઘ:

---

* તેરમા સૈકામાં—અણહિલપુરમાં વાઘેલ વંશનો પહેલો રાજા વિશળદેવ રાજ્ય કરતો હતો. અર્ણોજનો પુત્ર લવણપ્રસાદ અને તેનો દીકરો આ વિશળદેવ હતો. એણે સોલંકી વંશના છેલ્લા રાજા "ત્રિભુવનપાળને" ૧૨૪૪ માં હરાવી રાજ્ય લઈ લીધું હતું. સોમેત્રામાં સોનિંગ, રાઠોડ હતો. કનોજનો છેલ્લો રાજા જયચંદ્ર ૧૨૯૩ માં શાહાબુદ્દીન ઘોરી સાથે લડતાં હારીને નાઠો ને ગંગામાં બૂડી મુઓ; તેનો પુત્ર શિહોજી પશ્ચિમ હિંદુસ્તાન એટલે દ્વારિકાં આવ્યો ત્યાંથી મારવાડમાં ગયો અને ખેરગઢમાં રાજ્ય સ્થાપ્યું. શિહોજીને અસોથામ, અજમાલ અને સોનિંગ, નામે ત્રણ પુત્ર હતા. અસોથામ ક્રમાનુસાર બાપની ગાદીએ બેઠો અને સોનિંગ પાટણ આવ્યો. સોલંકી ભીમદેવ બીજાએ સોનિંગને કડી પ્રાંતમાં સોમેત્રા પરગણું આપ્યું હતું. સોલંકીવંશનું પડી ભાગતાં હાથી સોડ કરીને એક બળવાન ભિલ્લ હતો તે ઇડરનો સ્વતંત્ર રાજા થઈ પડયો.

પડી રહ્યા હતા. ઉત્તર હિંદુસ્તાનમાં મુસલમાન લોકનું જોર ધીમે ધીમે વધતું હતું. પાદશાહના સુબા અને રાજાઓના સામંતો પોતાને સોંપેલા પ્રાંતોના સ્વતંત્ર ધણીરણી થઈ જતા હતા. રજપૂતનાં રાજ્ય ભાગી ગયાં હતાં. વેપારી અને ખેડુત લોક નવા નવા રાજા સુબા અને કારભારીઓથી હેરાન થતા હતા. ઈજારદારો સોનાથી અધિકારીઓનાં મોં ભાગી ભાગીને ઈજારો મેળવતા અને મેળવ્યા પછી પોતાનાં પેટ ભરવાને માટે ગમે તેવો જુલમ ગુજારી જમીનદાર ખેડુતલોક પાસેથી પૈસા કઢાવતા હતા. બેવાળાને પાંચ, પાંચવાળાને દસ, અને દસવાળાને પચાસ રૂપિયા, એમ મહેસુલ આપવું પડતું. પેટે પાટા બાંધે ઢોરઢાંખર વેચે કે દોકડાને વ્યાજે સાહુકારને ત્યાંથી નાણું કાઢે પણ કુટુંબની આબરૂ સાચવવા સલામી તો ભરવી જ પડે. જો એમ ન કરે તો ઈજારદારો તેમની માદીકરીઓને ચૉરે બોલાવે, કાનમાંથી કીડા ખરે એવી ગાળો ભાંડે અને લોકોના દેખતાં તેમની લાજ પણ લેવરાવે.

ઈજારદારોનો આવો જુલમ લોકનું રક્ષણ કરનારા અધિકારીઓ ચૉરે બેસીને જુએ પણ ધનના માર્યા ઉંચું એ જુએ નહિ. આવા જુલમથી ત્રાસી ખેડુત લોક પોતાનાં પેટ ઘરાણે મૂકીને પણ સલામી ભરતા અને એ પૈસે અધિકારી લોક બેઠા બેઠા મોજ ઉડાવતા. વેપારીઓ અને નાણાવટીઓને પણ સરકારી માણસો એજ રીતે સતાવતા. જકાત અને દાણ વધારી પરદેશી માલને મોંઘો કરી નંખાવતા અને છૂટે હાથે લાંચનું લહાણું લહાય તે માલ લાવી શકતા ને મનગમતે ભાવે વેચી પણ શકતા. ગરીબ ગુરબાંની વહાર બૂમ સંભળાતીજ નહિ. સુબા પર સુબાઓ બદલાતા અને ધાડપાડુ બહારવટિયા વગેરે લાંઠિયા લોક દેશમાં હોહા કરી મૂકતા અને વખતે ચાર દિવસનું રાજ્ય પણ ભોગવી લેતા. એકને હાથ લગામ નહિ ત્યાં રાજ્યવ્યવહારરૂપી ઘોડો ક્યાંથી નિયમમાં ચાલે ? અણહિલપુર પાટણમાં વિશળદેવ વાઘેલો મહારાજાધિરાજ થઈ પડ્યો હતો, ત્યારે આમ સોમેત્રામાં પ્રસિદ્ધ જયચંદ્ર રાઠોડનો પ્રપૌત્ર સોનિંગ રાઠોડ ભોળા ભીમદેવે આપેલું પરગણું પચાવી પડ્યો હતો. અણહિલપુર પાટણ વાઘેલવેલને હાથ, કડી પ્રાંત રાઠોડને હાથ અને બાકીનો ભાગ ભિન્ન

લોકોને હાથ આવી જવાથી ગુજરાત ત્રણ ભાગમાં વહેંચાઈ ગયું હતું. બે ભાગ રજપૂતના અને ત્રીજો ભાગ ભિલ્લનો ગણાતો હતો. ધાડપાડુ ચુંવાળિયાઓને લોકો વશે કે કવશે જે જોઇએ તે આપતા. લોકો રાજાને ફરિયાદ કરે તો તે સાંભળે નહિ, કારણ કે બુદ્ધિહીન ઠાકરડા ચુંવાળની ઓથવાળા અને ઇડરના રાજાની મુંછના વાળ એટલે સૌ તેમનાથી બીતા રહે એમાં શી નવાઈ!!

ઇડરની* ગાદી ઠાકરડાને હાથ હતી અને તેમનું જોર આ વાર્તાને કાળે જામેલું હતું, કારણ કે જ્યારે દિલ્લીનો મહારાજ પૃથુરાજ ચૌહાણ હિંદુસ્તાનનું રક્ષણ કરવાને ચઢ્યો ત્યારે તેણે મુખ્ય મુખ્ય રજપૂત રાજાઓને

---

* ઇડરવાડામાં–એટલે ગુજરાતના આ પ્રદેશમાં પૂર્વે દ્વાપર યુગમાં ઐલવણ અને વાતાપિ નામના રાક્ષસો રહેતા હતા. તેઓ મનુષ્યભક્ષી હતા અને અગસ્ત્યે તેમનો નાશ કર્યો વગેરે કથા પ્રસંગ લાંબો છે. રામાયણમાં અને પુરાણોમાં એ કથા વિસ્તારથી કહેલી છે. એ રાક્ષસોના મરણ પછી શું થયું તે જણાયું નથી. પણ મહાભારતના સમયમાં ઇલદુર્ગમાં વેણીવચ્છરાજ નામે રાજા રાજ્ય કરતો હતો એમ ભારતાન્તર્ગત કથા પ્રસંગથી જણાય છે. એ વેણીવચ્છરાજ પંચનદ અથવા પંજાબ દેશમાં સિંધુ નદી ઉપર આવેલા પાતાળનગરના રાજાની કુંવરી સાથે પરણ્યો હતો. પાતાળનો અર્થ કેટલાક રસાતળ કરે છે. વળી પાતાળનગરના રાજાઓ 'નાગરાજા' એ ઉપનામથી ઓળખાતા એટલે–નાગરાજની દીકરી એમ લેવાથી ભુલાવામાં પડાય એવું છે. એ રાજારાણી નસંતાન મરણ પામવાથી ઇલ-દુર્ગનો પ્રદેશ ઉજડ થયો હતો. વેણીવચ્છરાજ મહાભારતના યુદ્ધમાં માર્યો ગયો હશે, તત્સંબંધી શાકયમુનિના પુત્રના જેવી એક દંતકથા છે પણ કેટલાંક કારણથી હું તે માન્ય રાખતો નથી. વેણીવચ્છરાજ ભારતના યુદ્ધમાં માર્યો ગયો અને રાણી પિતાને ત્યાં પાતાળનગરમાં જઈ રહી, એ ઉપરથી રાજારાણી પાતાળમાં ઉતરી પડયાં એમ વહેમી લોકોએ માન્યું હોય એ સંભવિત છે. ત્યાર પછી રઘુ-વંશી વલભીપુરના છઠ્ઠા શિલાદિત્યનો કુમાર ગોહો ઇલદુર્ગનો રાજા થયો હતો. એ ઘેલોટવંશ આઠ પેઢી ચાલ્યા પછી ઇલદુર્ગ ભિલ્લ લોકોને હાથ ગયું હતું. પાછું મારવાડના મંડોર નગરના પડીહાર રજપૂતોએ તેને જીતી લીધું અને છેલ્લે અમરસિંહ પડીહાર પછી ભિલ્લલોકને હાથ ગયું—જેની હકીકત વાર્તાના પ્રવાહમાં આગળ આવે છે. આ પ્રમાણે હોવાથી તે કાળે ૧૩ મા સૈકામાં ગુજ-રાતનું સાર્વભૌમ ભિન્નછિન્ન થઈ ગયેલું હતું અને ત્યાંથી આ વાર્તાનો પ્રસંગ મળે છે.

સ્વદેશના રક્ષણુ માટે તેડાવ્યા હતા. તે વેળાએ અફગાનીસ્તાનના મુસલમાન શાહોનો ડોળો હિંદુસ્તાનની લક્ષ્મી ઉપર લલચાઈ રહેલો હતો. જ્યારે ધર્માંધ મુસલમાનો જીવ ઉપર આવી જઈ 'દીન દીન' પોકારતા હિંદુસ્તાન ઉપર ચઢી આવતા હતાં ત્યારે રજપૂતોનું હીર જતું રહ્યું ન હતું. દિલ્હીના ચૌહાણુ અને કનોજના રાઠોડ રજપૂતો ઉત્તર હિંદુસ્તાનમાં ગર્જનાઓ કરતા હતા. ઇડરવાડામાં પડીહાર વંશનો શૂરવીર અને પ્રતાપી અમરસિંહ પડીહાર નામે રાજા તે વખતે રાજ્ય કરતો હતો. એ અમરસિંહ દેશાભિમાની અને પોતાને ખરો રજપૂત કહેવરાવનાર વીર પુરૂષ હતો.

ગુજરાતના પાયતખ્તનો પ્રથમ તો તે ખંડિયો રાજા હતો પરંતુ અણુહિલપુરના દરબારમાં એની ગાદી રાજાની સોડે નંખાતી. પૃથુરાજ ચૌહાણુનું કહેણુ આવતાં અમરસિંહ પડીહારને પોતાના દેશનું રક્ષણુ કરવાનું શૂર ચઢી આવવાથી હાથીસોડ નામના એક બળવાન ઠાકરડાને ઇડરની ગાદી સોંપી તે દેશની દાઝે ઉત્તર હિંદુસ્તાન ગયો. હાથીસોડે ઇડરનું રાજ્ય ચલાવતાં અમરસિંહનું દીઠું પડવા દીધું નહિ. અમરસિંહ શાહાબુદીન ઘોરી સાથે લડતાં સ્થાનેશ્વરના રણુમાં પડ્યો. આ સમાચાર ગુજરાતમાં આવતાં હાથીસોડ *ઇડરનો સ્વતંત્ર રાજા થઈ ગયો. મુસલમાનોની જીતથી અણુહિલપુરનાં પાણી ઉતર્યાં, અને હાથીસોડ ખરેખરો સ્વતંત્ર રાજા થયો. પોતાને વગર શ્રમે પ્રાપ્ત થયેલી નવ લાખની ગાદીના અમલનો તેણે ગેરઉપયોગ કર્યો નહિ પરંતુ રૈયતને સુખી કરી દેશમાં રજપૂત રાજાના જેવી નામના મેળવી. "ન દીઠાનું દીઠું" એમ ઠાકરડાઓને થવા લાગ્યું પણુ હાથીસોડની હાકે તેઓ હાથમાં રહ્યા.

થોડા કાળને માટે વાહવાહ કહેવરાવી વૃદ્ધ હાથીસોડ પડ્યા અને જુવાન શામળિયો સોડ ઇલદુર્ગની ગાદીનો ધણી થયો. શામળિયાના વખતમાં તેના જાતભાઈઓનું જોર વધ્યું. જુવાન ને કુચ્છંદી હોવાથી તે ક્ષુદ્ર કોળી લોકને વશ થઈ ગયો. ઠાકરડા માથે ચઢી વાગ્યા અને તેમના

* ચીનો હુસેનસેંગ લખે છે કે ઓ-લાચ-લા વાયલી હશે એમ જનરલ કનિંગહામ પ્રાચીન ભૂગોળમાં કહે છે જેનું ખંડેર ઇલદુર્ગથી ૨૦ માઇલ ઉપર છે.

જોરને લીધે દેશમાં ઘણી મારામારીઓ ચાલવા માંડી. ફકીરો દારૂમાં અને તાયફાઓમાં તલ્લીન રહેવા લાગ્યા અને રાજ્યમાં સર્વત્ર અંધાધુંધી ચાલુ થઈ.

પડીહાર રાજાઓના વખતથી કારભારૂં નાગરોને હાથ હતું. શામળિયા સોડે પણ જુના કારભારીને રાખ્યો હતો અને તેજ અદ્યાપિ ઇલિદુર્ગનો કારભાર કરતો હતો. ઇડિરવાડામાં કાબેલ કારભારી મળે તેમ નહિ હોવાથી શામળિયાના સોબતીઓએ જુના કારભારીને રાખવા સામે વાંધો લીધો ન હતો. ગુજરાત અને કાઠિયાવાડનાં નાનાં મોટાં રાજ્યોમાં ઘણેખરે ઠેકાણે નાગરો જ કારભાર કરતા હતા. બાપદાદાથી વારસામાં મળેલા મુસદ્દીપણાને લીધે તેઓ ઘણો સારો કારભાર કરતા. અણહિલપુરમાં નાગર અને કાઠિયાવાડમાં પણ નાગર, માત્ર સોમેત્રામાંજ વાણિયો કારભારી હતો.

પાટણના દિવાનની ભલામણે ગોવિંદરાયના પિતા ઇડરના કારભારી થયા હતા, અને હાલ શામળિયાના વખતમાં વૃદ્ધ થવા છતાં પણ ગોવિંદરાય જ કારભારૂં કરતા રહ્યા હતા. તે કાબેલ મુસદ્દી અને કસાયેલા રાજદ્વારી હતા એટલું જ નહિ પણ તેમણે ત્રણ ત્રણ રાજરંગ જોયેલા હતા. શામળિયાના રાજ્યાભિષેક પછી ગોવિંદરાયને જુવાન રાજા સાથે ઝાઝું ગોઠતું નહિ પણ દીકરાને ડાળે વળગાડવાને વૃદ્ધ થવા છતાં પણ તે કારભાર ઉપર ચાલુ રહ્યા હતા. શામળિયો જાતભાઇઓની સાથે રંગતાનમાં પડ્યો રહેતો અને ગાદી ગોવિંદરાય સાચવતા. તેને રાજ્યની વ્યવસ્થા તથા રાજનીતિ શિખવવાનો ગોવિંદરાય પ્રયત્ન કરતા પરંતુ તે સ્વાભાવિક રીતેજ ઉન્મત્ત, વ્યસની અને કુચ્છંદી હોવાથી કંઈ શીખતો નહિ. વારંવાર પ્રજામાંથી તેની સામે ફરિયાદો આવતી. ગોવિંદરાયથી પહેલાં તો તે શરમાતો પણ કાળે કરીને શરમ પછી જતી રહી. દુર્વ્યસનોની પરંપરાએ એને આંધળો ભિંત કરી નાંખ્યો અને તેવી ધુનમાં ને ધુનમાં રાજ્ય શું અને પાટ શું તે પણ તે ભૂલી ગયો. દિન પ્રતિદિન તેનાં અપલક્ષણ વધવા માંડ્યાં અને ગેરવર્તણુકથી રૈયતમાં પોકાર પડી રહ્યો.

ગોવિંદરાયે ઉપર ઉપરથી તેને સુધારવાને પ્રયત્ન કર્યો પણ તેના પ્રમાદને લીધે લુંટો વાળી ઘરમાં આવતી લક્ષ્મીવહુની લાલચે ડોસાથી

બુદ્ધિનો સદુપયોગ થયો નહિ. જેમ જેમ ઠાકોર સહેલાણી થતા ગયા તેમ તેમ રૈયતનો પોકાર વધતો ગયો. ગોવિંદરાયને મનમાં માઠું લાગે, સ્નેહી તથા દોસ્તદારો મોઢે ચઢીને કહે કે 'રાયજી! તમારા કારભારને લાંછન લાગે છે.' પણ રાયજી બિચારા શું કરે! અવસ્થા આવી ગયેલી મોટા વસ્તારી અને ત્રણ છોકરા ધંધે લાગેલા નહિ એટલે કારભારૂં તેમણે જરા કાણું રાખ્યું હતું. આવે ને જાય પાટણ તરફ વળે, ત્યાં ઘરબાર બંધાય અને ડોસી ઘરમાં બેઠી બેઠી ભોંયરામાં સોનાની સાંકળે ચરૂના ચરૂ નાંગળયે જાય ત્યાં વિવેક ક્યાંથી રહે!

લોભને થોભ નથી. ધનની આશાએ યશની આશાનો પરાજય કર્યો અને ડોસે આંખ આડા કાન કરી થતું હોય તેમ થવા દીધું. ડોસીએ પાટણમાં બેઠે બેઠે પરિયાના પરિયા ચાલે એટલું ભોંયમાં ભંડાર્યું, છેવટ તે ધરાઈ અને ઈડિર આવી, પછી વૃદ્ધ કારભારીએ પોતાની જાળ ધીરે ધીરે સંકેલવા માંડી. ગોવિંદરાયે રજા માગી પણ શામળિયાએ એક વર્ષ વધારે રહેવાને આગ્રહ કર્યો એટલે રહી પડ્યા. થવા કાળ આગળ કોણ ડહાપું છે? કારભારીના ઘરનાં હવે છેલ્લી છેલ્લી સાહેબી ભોગવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

### દેવીનો હવન.



પાનખર ઋતુ પૂરી થવા આવી હતી, વનમાં વસંતનાં વાજાં વાગી રહ્યાં હતાં, આંબાનાં ઝાડ મહોરાઈ ગયાં હતાં, પિંપર વડ અને પિંપળાને કુમારિકાઓના અધર જેવાં નવાં પાંદડાં આવતાં હતાં, આંબાવાડિયાંમાં કોયલોના ટહુકાર થવા માંડ્યા હતા, પાકી ગયેલા ઘઉં અને જવથી સીમાડા લક્ષ્મીવાન થઈ રહ્યા હતા, કપાસનાં કાલાં ઉઘડતાં હતાં, નવાં પિંછાં આવવાથી શોભતા જુવાન મયૂરો વનાંતરોમાં ઠેકઠેકાણે કળાઓ કરી કરીને ઢેલોને પ્રસન્ન કરતા હતા અને ગામ તથા સીમાંત હસીને સામાં આવે એવાં થઈ રહ્યાં હતાં. આવા રમણીય માઘ માસના દિવસોમાં ઈડરની બહાર એક મોટા ચોગાનમાં હવનનો ઉત્સવ થઈ રહ્યો હતો. આંબાવાડિયાંની વચમાં મોટા કોટવાળી એક વાડી હતી. તેના મધ્ય ભાગમાં આરસપહાણથી બાંધેલું બેઠા ઘાટનું અંબિકા દેવીનું એક મંદિર હતું. મંદિરની પાછળ કાચ જેવા નિર્મળ જળથી ભરેલો અને પથ્થરના ઓવારાવાળો મજેનો કુંડ હતો. એ કુંડની આસપાસ લીલાંછમ પાંદડાંથી ઘટાદાર થઈ રહેલાં આંબા, લિંબડા અને આસોપાલવનાં ઝાડ હતાં. કોટની અંદર અડાળીઓ ઉતારેલી હતી અને દરવાજા ઉપર એક માળની નાની પણ રમણીય મેડી કાઢેલી હતી. હવનના પ્રસંગથી આ સુંદર વાડી માણસોથી આજ ઉભરાઈ રહી હતી. અડાળીમાં ન બેસતાં લોકો વાડીમાં જ્યાં ને ત્યાં મોજ માણી રહ્યા હતા. આખી વાડી વાળી ઝાડીને સાફ કરેલી હતી. જમીન પણ મજેની સોપારી ભાગે એવી કઠણ ને ગોરાડુ હતી. કોટની લગોલગ કેટલેક ઠેકાણે સીતાફળીઓ કેળા જુનાં ખડચંપાનાં બટમોગરાનાં ને પીળા કરેણનાં ફૂલઝાડ આવી રહેલાં હતાં. જમણી તરફ મોટા થાળાવાળો કુવો હતો અને ઇશાન તરફ દેવીને ચઢાવવા જેવાં ફૂલઝાડની વાડી

હતી. ફૂલઝાડને પાણી પાવા માટે વચલા માર્ગોની બન્ને બાજુએએ કાચી નીકો બાંધેલી હતી અને ભેજને લીધે તેની બન્ને બાજુએ ડમરા ને હજારી વગેરેની હારો ઉગી રહેલી હતી.

વાડીની બહાર કેટલીક ગાડીઓ ઘોડા રથ સુખપાલો અને હાથીઓ ઉભેલા હોવાથી જોનારને સહજ અનુમાન થાય તેમ હતું કે, વાડીમાં ભરાયેલાં માણસો કંઈ જે તે નથી. ઈડરના મોટા મોટા શેઠ સાહુકારો રાજાના ભાયાતો પટેલો કામદારો તથા બીજા લોકો સહકુટુંબ ત્યાં એકઠા થયા હતા. માણસમાં પળે પળ નવો વધારો થયે જતો હતો. માથે બનાતની કાન ટોપીઓ ખભે અંગવસ્ત્ર બગલમાં પોથીઓ હાથમાં પંચપાત્ર અને આસનિયાં વગેરે લઈ વેદિયા બ્રાહ્મણો ધસમસ્યા અંદર જતા હતા. પહેલો પહોર પૂરો થવા આવ્યો હતો અને વાડીમાં મોટી ધામધુમ થઈ રહી હતી.

દેવીના મંદિર આગળ બાર હાથ ફરતી જમીન ગાયના છાણથી લિંપીને પવિત્ર કરેલી હતી. તેને ચારે ખુણે કેળના સ્તંભ રોપી વચમાં હવનભૂમિ બનાવી હતી. હવનભૂમિની વચ્ચે મોટી વેદી કરેલી હતી, જેની આસપાસ બેઠા બેઠા કેટલાક બ્રાહ્મણો અબીલ ગુલાબ કંકુ અને હળદરથી મંડળો પૂરતા હતા. બીજા કેટલાક બ્રાહ્મણો ચોખાને કંકુવાળા કરી પાટલા ઉપર ગ્રહમાતૃકોનાં સ્થાપન કરતા હતા. હવનભૂમિની આસપાસ ચંદરવો બાંધી શેઠ સાહુકારોને બેસવા માટે મોટી જાજમો પાથરી ગાદી તકિયા નાંખી દીધેલા હતા. દેવીના મંદિરની સામે રાજાને માટે એક કિમતી સિંહાસન મૂકેલું હતું ને બીજી બાજુએ સ્ત્રીઓને બેસવા માટે બરૂના છક નાંખી પોચાં બિછાનાં બિછાવેલાં હતાં.

આ પ્રમાણે ઠાઠમાઠ ને તૈયારી થઈ રહી હતી પણ હજી હવનનો આરંભ થયો ન હતો. સૂર્યનારાયણ માથે આવ્યા પછી હાજરી કર્યા વગર આવેલા બ્રાહ્મણોએ ઉતાવળ કરવા માંડી. રાજગોરે મોટા તાકુકા કરી કરી બ્રાહ્મણોને તેમનાં આસનો ઉપર બેસી જપ અને પાઠનો આરંભ કરવા કહ્યું. આટલી ધામધુમ કરીને રાજગોર દરવાજા ઉપરની મેડીએ ગયો. પૂજા કરવા બેસનારને તેણે મંદિર આગળ આવવા ઉતાવળ કરાવરાવી. બ્રાહ્મણો કોઈ નહાઈને કોઈ પગ ધોઈને અને કોઈ પાણીથી જનોઈ

પલાળીને ચપોચપ આસનો ઉપર બેસી ગયા. કેટલાકે પાઠનાં પાનાં ફેરવવા માંડ્યાં. રાજગોર ફરીને ધમપછાડ કરતો હવનભૂમિ આગળ આવી આચાર્યને પાટલે ચઢી બેઠો. દરવાજાની મેડી ઉપરથી પુરૂષોનું ટોળું આવીને ગાદી તકિયે બેઠું. ત્રણે બાજુએ જોતજોતામાં માણસોથી ભરાઈ ગઈ. આચાર્યના પાટલાની સામે રૂપાની ભમરીઓવાળા બે મોટા પાટલા નાંખી તેની ઉપર ઉંચી જાતની કાશ્મીરી શાલો પાથરી હતી. થોડી વારે જમણી તરફના પાટલા ઉપર આશરે ત્રીસ પાંત્રીસ વર્ષની વયનો ગોરો અને લોહિયાળ જુવાન આવીને બેઠો. તેણે હીરા મોતીના દાગીના પહેરેલા હતા. કપાળમાં કેસરની અર્ચા કરી હતી. આ પુરૂષ તે ગોવિંદરાય પ્રધાનનો વડો દીકરો ધીરજરાય હતો. તે આવીને પાટલા ઉપર બેઠો કે તરત આચાર્યનું મુખ ઉઘડ્યું અને શુદ્ધ અશુદ્ધ મંત્રનો વરસાદ વરસવા લાગ્યો. આચાર્ય એક તરફથી ધીરજરાયને આચમન કરાવતો હતો ત્યારે બીજી તરફથી ચપટીઓ વગાડી વગાડીને વરણ થયેલા પણ અડફાઉ કામ-કાજ કરવા રહેલા બ્રાહ્મણોને તેની સ્ત્રીને તેડી લાવવા દોડાવતો હતો. આચાર્યની ઉતાવળે ઉતાવળ થઈ અને કામદેવની સેના જેમ નંદનવનમાં દાખલ થતી હોય તેમ હાથણીઓની પેઠે મહાલતું સુંદરીઓનું ટોળું મંડપમાં આવ્યું. સર્વે સ્ત્રીઓ પૂર્ણ ઠાઠમાઠમાં હતી, છતાં તેમની આગળ ચાલતી ધીરજરાયની વહુનો રોફ કંઈ ઓર હતો. સ્ત્રીઓ પડદાવાળા મંડપમાં આવીને બેઠી અને હવનકર્ત્રી આગળ વધી તેના સ્વામીની પાસે જઈ બેઠી. આ ધીરજરાયની વહુ શ્રીમતી વિજયાલક્ષ્મી પચીસ વર્ષની હતી. બે છોકરાં થઇ ગયાં હતાં પણ શરીર બાંધી દડીનું અને ખાધેલ પીધેલ હોવાથી તે એક હાથીના બચ્ચા જેવી હષ્ટપુષ્ટ અને રૂપાળી હતી. જાતે સુખી પ્રધાનના દીકરાની વહુ અને સોળે શણગાર સજી હવન કરવા આવેલી ત્યાં રૂપમાં અને ભભકામાં તો કહેવુંજ શું હોય ? જાણે દેવીજ દેવીનો હવન કરવાને ઉતરી ન હોય? તેવી તે દેખાતી હતી. તેણે ઝીણું સોનેરી બુટ્ટાવાળું લાલ સુરેખ બનારસી અંબર પહેર્યું હતું. એમાંથી તેનાં અંગ અને અંગ ઉપર ધારણ કરેલા મણિ માણેક ને મોતીના દાગીના તેમની સમૃદ્ધિ દેખાડતા દેખાતા હતા. જ્યારે તે પતિની પાસે જઈ બેઠી ત્યારે બ્રાહ્મણો સદ્‌ગૃહસ્થો

અને સ્ત્રીઓની નજર તે જુગતા જોડા ઉપર પડી, સર્વે પોતપોતાના મનમાં પ્રસન્ન થયાં. ધણીધણિયાણી બેઠાં એટલે ઢોલના ઢમકારામાં સૌથી સંભળાય તેવો મોટો ઘાંટો કાઢી આચાર્યે પુણ્યાહવાચનનો આરંભ કર્યો. ચામડાં ફાટી જાય એવા જોરથી ઢોલીઓ નગારાં વગાડવા લાગ્યા અને સ્ત્રીઓ પાન ચાવતી ચાવતી ભરેલે મોઢે ભાગ્યાતૂટ્યા સ્વરથી માતાનાં ગીત ગાવા લાગી.

સભામંડપમાં વાતો થવા માંડી. નગારાંના નાદ મંદ પડ્યા અને સત્રમંડપમાં ક્રિયમાણ પણ ધમધોકાર ચાલવા માંડ્યું. ગૃહસ્થ મંડળમાં મોટા ઉંચા તકિયાને અઢેલી સાઠ વર્ષનો એક ડોસો મધ્ય સ્થળે બેઠો હતો. લિંબુની ફાડ જેવી મોટી તથા તેજદાર તેની આંખ ધોળી મુંછ અને કપાળ ઉપર પડેલી કરચલીઓ કહી આપતી હતી કે, તે એક પ્રતાપી પુરૂષ છે. એ પ્રધાન ગોવિંદરાય પોતેજ હતા એમ વાચકને કહેવાની જરૂર નથી. દેવીનું આ મંદિર તેમના પિતાએ બંધાવેલું હતું અને અહિં વર્ષોવર્ષ મહા સુદિ પુનમને દિવસે મોટો ઉત્સવ થતો હતો. આજ પણ તેજ ઉત્સવ હતો. ઈડરને છેલ્લી સલામ કરી પાટણ જવાનું હોવાથી તેમણે 'પોતાને હાથે છેલ્લો ઉત્સવ છે' એમ ધારી વર્ષોવર્ષ કરતાં આ વખતે કંઇક વધારે ધામધુમ કરી હતી. મંદિર બંધાયું ત્યારથીજ આવા ખરચને માટે એક ગામ ધ્રુલાઇદુ કાઢી તાંબાને પતરે તેનો દાનપટો કરી નાંખેલો હતો. ગોવિંદરાયે પોતાના ગયા પછી આ હવનઉત્સવ ચાલુ રહે તે માટે પોતાની પુંજીમાંથી એક મોટી રકમ કાઢી વળી મહાજનને સોંપી હતી. ગોવિંદરાય અત્યારે મુંછ ઉપર તાર દેતા અને હવન ભણી જોતા પ્રસન્નચિત્તે અધિકારીઓની વચમાં બેઠા હતા. લોકો આમ તેમની વાતો કરતા ને ગપાટા મારતા હતા. કેટલાક પ્રધાન પાસે આવી તેમનાં વખાણ કરતા હતા. અને કેટલાક રાજ્ય કાર્યભાર સંબંધી આડાં અવળાં ગપ્પાં મારતા હતા; એટલામાં ગોવિંદરાય પ્રધાનના બહુ આગ્રહી આમંત્રણથી છડી સવારીએ શામળિયો સોડ પણ ત્યાં આવી પહોંચ્યો. મંડપમાં ખબર આવી. ગોવિંદરાય અને શેઠ સાહુકારો દરવાજા બહાર હાથી ઉભો હતો ત્યાં સામા ગયા. મહાવતે હાથીને બેસાડ્યો. મોરના પિંછાની પેઠે સૌના હાથ ઉંચા થયા

અને રાજાથીએ અત્યારે તો તેમની સલામ ઝિલાઈ. જુવાન રાજા કાર્યભારી સાથે વાત કરતો કરતો કીનખાબના પાટ ઉપર થઈ મંડપમાં આવ્યો.

ઢોલીઓએ જોરથી નગારાં વગાડવા માંડ્યાં ને બ્રાહ્મણોએ શુદ્ધાશુદ્ધ સામું ન જોતાં ગળાની નસો તરી આવે તેમ મોટે મોટે ઘાંટે ચંડીપાઠ કરવા માંડ્યો. છેક હવનની પાસે જઈ શામળિયે ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક દર્શન કર્યાં. પછી મંડપમાં જઈ પાન ચાવતો ચાવતો તેને માટે ખાસ નાંખેલી જરિયાનની ગાદી ઉપર બેઠો. ગોવિંદરાય ગાદીની કોર ઉપર બેઠા અને હુકમ થતાં ઉભું થયેલું મહાજન મંડળ પોતપોતાને ઠેકાણે બેઠું. ગરાસિયાઓએ અફીણ કાપવા માંડ્યાં. હજામો હુક્કા ભરવામાં રોકાઈ ગયા અને વાણિયાવટુ વાતે વળગ્યા. ઘરડા અફીણિયા ઝોકાં ખાતા ખાતા નાળિયેરની શેષ કરવા લાગ્યા તથા રાજભાટે લલકારીને આગલા શૂરવીર ભિલ્લ રાજાઓનાં પરાક્રમોની વાત કહેવા માંડી. સકળ મંડળ આ પ્રમાણે આનંદમાં પડ્યું ત્યારે શામળિયાનો જીવ કોઈ ઉંડી વાતમાં ગુંચવાવા લાગ્યો. બહારથી તે કોઇને ખબર પડે એમ ન હતું પણ અનુભવી વૃદ્ધ અને કાબેલ પ્રધાનને શક પડ્યો. શામળિયાના સામું જોતાંજ તે ચેતી ગયા કે ‘ રાજા આજ કંઇક ઉંડા વિચારમાં પડેલો લાગે છે. ‘ કારણ શું ’ તે તેમનાથી સમજાયું નહિ.

મંડળમાં ઘોળેલા કસુંબા આવતાં ‘ મારા સમ–બાપાના સમ ’ એમ રકઝક થવા લાગી અને વધારે આગ્રહ થતાં છાંટો નીચે નાંખ્યા પછી આંગળીઓની તરડોમાંથી નીકળી જાય એમ હાથેળીઓમાં ભરેલો કસુંબો ગરાસિયા ને ભાટચારણો ગટગટાવી જવા લાગ્યા. હાથી આવીને વાડીને દરવાજે ઉભો રહેતાં અને દરવાજા ઉપરની મેડીમાં નજર પડતાંજ રાજાનું મન ચોરાઈ ગયું હતું. હાથી દરવાજાની આગળ આવીને ઉભો રહ્યો તે વખતે એ મેડીમાં એક ભરભાદર ડોસી મોટા ચાકળા ઉપર બેઠેલી હતી. મુખ ઉપરથી તે ઘણી કાબેલ અને અનુભવી લાગતી હતી. ડોસીની સામે તેર ચૌદ વર્ષની એક જુવાન લાડકી છોકરી ઉભી હતી. વયસંધિનો વખત હોવાથી તે બાળાનાં અંગ પ્રફુલ્લિત થયેલાં હતાં. મુખ ભરાઉ અને ગોળ શરદ પુનમના ચન્દ્રમા જેવું તેજસ્વી હતું. નાગની ફેણ જેવી તેની વેણુ ને

વાળ ઘુંટણ સુધી પહોંચે એટલા લાંબા હશે એમ ભારે અંબોડાથી જણાતું હતું. કપાળપર મોતીની દામણી બાંધી હતી. કાનમાં પહેરેલા ફાપની મોતીની સેરનો આંકડો અંબોડામાં ભરવેલો હોવા છતાં મોતીના ભારથી સેર કોયલ બેઠેલી આમ્રમંજરીની માફક લચી ગઈ હતી. પોપટની ચાંચ જેવા નાજુક નાકમાં પહેરેલી વાળીનું લીલમ પાકા ટિંડોરા જેવા રાતા અધરની ઉપર ભમરી બેઠી હોય એવું લાગતું હતું. જરિયાનની ચોળી પુંઠ ને પાર્શ્વના માંસલ અંગમાં ખુંપી ગઈ હતી. વસંતની વાડી જેવું લીલુંછમ સોનેરી બુટ્ટાવાળું અંબર તેણે પહેર્યું હતું. હાથીની શુંડ જેવા ચુડા ઉતાર ગોળ હાથ ઉપર મોતી તથા મણિની જડિત્ર બંગડીઓ પહેરી હતી. મગની શિંગ જેવી આંગળીએ લીલા પાનાની મઝેની કિમતી વિંટી હતી. ઝીણી ઘુઘરીઓવાળાં ઝાંઝર તેના પગમાં રૂમઝુમ થઈ રહી એના ચઢતા જોબનનો તોર અને તનમનાટ દેખાડતાં હતાં. એની આંજેલી આંખ અને વાંકી ભારે ભમરોની વચ્ચે છુંદાવેલો નખલો જોનારના મનને મોહી નાંખે એવાં હતાં. માની આગળ લાડ કરતી અને તારૂણ્યની ઉછાંછળાઇને લીધે પગ પછાડી હઠ કરતી તે બાળા ભાઈ અને ભોજાઇના છેડા છોડામણમાં ' તેમના તમામ દાગીના લઇશ ' એવી મનસ્વી જીકર સાથે છણછણાટ કરી રહી હતી. હાથી આવીને ઉભો રહેતાંજ શામળિયાની નજર એ મેડીમાં પડી અને રૂપરૂપનો અંબાર રૂપાળી ત્યાં મઝેનું લાડ નૃત્ય કરતી તેની નજરે પડી અને તે પોતાને ભૂલી ગયો. અધુરામાં પુરૂં રૂપાળીએ પોતે આવી બારી બંધ કરી તેથી સંમુખ થતાં આખી પ્રતિમા તેના અંતરમાં ઉતરી ગઈ. ખવાસને પૂછતાં તેને માલમ પડ્યું કે તે ગોવિંદરાયની કુંવારી દીકરી છે. રાજા એક ક્ષણ રૂપથી અંજાઈ ગયો, બીજી ક્ષણે દિઙ્મૂઢ બન્યો અને ત્રીજી ક્ષણે આ તે સ્વપ્ન છે કે ખરૂં ! એવા ભ્રમમાં પડ્યો, એટલામાં હાથી હેઠો બેઠો અને કારભારીએ હાથ ઝાંખો કરી અંબાડીમાંથી તેને બહુ માનભેર હેઠે ઉતાર્યો. વૃદ્ધ પવિત્ર પ્રધાનનો હાથ અડકતાં રાજાની મોહમૂર્છા વળી. પણ આગળ કહી ગયા તે પ્રમાણે જ્યારે હવનની ધામધુમ ચાલતી હતી ત્યારે તે શામળિયો રૂપાળીસંબંધી વિચાર કરતો હતો. રૂપાળીને શી રીતે મેળવવી !

'કુંવારી છે એટલે માગું કરૂં તો પ્રધાન સ્વીકારે કે નહિ!' એવા તરેહ-વાર તુરંગ તેના મનમાં ઉઠી રહ્યા હતા. ગોવિંદરાય તેના મનના ક્ષોભનું કારણ શોધતા હતા. એક તરફ હવન ધમધોકાર ચાલતો હતો બીજી તરફ સભામાં ઠુંગા તથા પાનનાં બીડાં ફરતાં હતાં અને ભાટ ચારણો વાતોના જોર-દાર તડાકા મારતા હતા, ત્યારે રાજા અને પ્રધાન બેઉ આમ ઉંડા વિચારમાં પડેલા દેખાતા હતા. વાડીમાં બ્રાહ્મણો આડાઅવળા રસળતા હતા. રસો-ઈની નાકને ખીજવી નાંખે એવી સોડમ ચારે તરફ પ્રસરી રહી હતી. છોકરાં આનંદથી આમ તેમ દોડતાં અને ગમત કરતાં હતાં. નાની નાની વહુવારૂઓ તેમની સાહેલીઓ સાથે વાડીની કેળોને છાંયડે બેઠી બેઠી વિનોદ કરતી. ઉચ્છૃંખળ પ્રૌઢાઓ પરસ્પર ઠઠ્ઠા મશ્કરીઓ કરી રહી હતી. નવલોહિયા જુવાન છોકરાઓ કાછડા વાળી આમ તેમ ફરતા હતા. કેટલાક તેમની વહુની સાહેલીઓની મશ્કરીનું પાત્ર થવા છતાં છાનીમાની વાતો કરી લેવાને કેળ અને સીતાફળીઓનાં ઓઠાં ખોળતા હતા.

જ્યારે વાડીમાં આમ ગમત ચાલી રહી હતી ત્યારે પાણીના રેલાની પેઠે વખત પણ વહી ચાલ્યો. સૂર્યનારાયણ આથમવાની તૈયારી કરવા લાગ્યા. પૂર્ણાહુતિનો વખત થયો એટલે સઘળાં માણસો હવનભૂમિ આગળ એકઠાં થયાં. ધીરજરાય અને વિજયાલક્ષ્મી ઉભાં થયાં. શરવા ઉપર મૂકી પૂર્ણાહુતિનું નાળિયેર આચાર્યે ધીરજરાયના હાથમાં આપ્યું. વિજયાલક્ષ્મી આઘું ઓઢી તેને ખભે હાથ અડકાડી ઉભી રહી. બ્રાહ્મણો બે બે ભાગમાં વહેંચાઈ જઈ સામસામે ઉભા રહ્યા. આચાર્યે નાળિયેર ઉપર ઘીની ધાર કરી તેની સાથે બ્રાહ્મણોનાં મુખ ઉઘડ્યાં. રાજા પ્રધાન અને સાહુકાર મંડળ ઉભું થયું. રસોઇયા વઘાર બળી જતા મૂકી અજીઠે હાથે અડાળીમાં આવી ઉભા. ઢોલના ઢમકાર બંધ પડ્યા અને બોલાય એટલું ઉતાવળું બોલી બ્રાહ્મણોએ સામસામે શુક્રાદયની ધૂન મચાવી. સઘળું મંડળ હાથ જોડી ઉભું રહ્યું. શામળિયાના મનમાંથી આટલી વાર ખોટી વાસના દૂર રહી અને વૃદ્ધ પ્રધાનનું મન પણ ભક્તિરસમાં ભળ્યું. બ્રાહ્મણોએ મોટે મોટે ઘાંટે શક્રાદય સમાપ્ત કરી 'અંબે માતકી જે' એવી ગર્જના કરાવી પૂર્ણાહુતિનું નાળિયેર હોમ્યું.

વાજાં પાછાં વાગવા માંડ્યાં અને આચાર્યે હવનભસ્મનો ધીરજરાય અને તેની વહુને ચાંલ્લો કર્યો. પછી પૂર્ણાહુતિનો પ્રસાદ વહેંચવા માંડ્યો. મેઘસમુદાયમાં જેમ વિજળી ચમકે તેમ રૂપાળી પછી મંડપમાં આવી. લોકોએ બેનને રસ્તો આપ્યો એટલે આચાર્યની પાસે જઈ પગે લાગી તે ઉભી રહી. આચાર્યે કહ્યું કે 'બેન! અમે તમારાં ભાઈભોજાઈને છુટાં કર્યાં હવે તમે એમને છોડો.' રૂપાળીએ આગળ આવી ભોજાઈનો ઘુંઘટો ઉઘાડી હસીને કહ્યું કે 'ભાભી સાહેબ! આજ ભલાં સપડાયાં છો!' ધીરજરાયે રૂપાળી સામું જોઈ ધીરેથી કહ્યું કે 'બેન! ચાલ છોડી નાંખ; ઘેલાં શું કાઢે છે?' રૂપાળી બોલી કે 'ના એમ કંઈ હું માનનાર નથી. તમે અને મારાં ભાભીએ આજે જેટલાં ઘરેણાં પહેર્યાં છે તે બધાંય જો આપી દો તો છોડું, નહિ તો છોડનાર નથી. હું તો મારે આ ચાલી.' વિજયાલક્ષ્મી ધીરે રહીને બોલી કે 'રૂપાળીબા! આમ ઘેલાં શું થાઓ છો? તમે માગશો તે આપીશું.' રૂપાળીએ માન્યું નહિ પરંતુ એટલામાં ગોવિંદરાયે કહ્યું કે 'રૂપાળી! છોડી નાંખ, આપશે.' બાપના વચનને શરણ થઈ તેણે છેડા છોડી નાંખ્યા. ધીરજરાય વૃદ્ધ મંડળમાં પગે લાગવા ગયો અને વિજયાલક્ષ્મી સાસુને પગે લાગવા ધીરે ધીરે મેડી તરફ ગઈ.

શામળિયાએ રૂપાળીની પ્રતિમા પૂર્ણપણે જોઈ તેથી સહજ શાંત પડેલો વિકાર પુનઃ સતેજ થયો, એટલામાં લોકો વેરાવા લાગ્યા. બ્રાહ્મણોએ ઉતાવળ કરવા માંડી ને સૌનાં મન મિષ્ટાન્ન તરફ ગયાં. શામળિયો મોહથી ઉન્મત્ત જેવો પરવશ થઈ જઈ હાથી પર બેસીને રાજમહેલ તરફ ગયો.

---

## પ્રકરણ ૩ જું

## રૂપાળીનું હરણ.



પૂર્ણિમાનો ચન્દ્રમા દિશાઓમાં વ્યાપી રહેલા અંધકારને દૂર કરી રાત્રીના મુખને અલંકૃત કરતો હતો. ચન્દ્ર જેમ જેમ ઉદય પામતો હતો તેમ તેમ ચન્દ્રિકા વધારે તેજસ્વી થઈ બધે પ્રસરતી હતી. રાત્રી પડ્યાને થોડોજ વખત થયો હતો. શહેર બહાર વાડીઓનાં વૃક્ષોપર બેઠેલાં પક્ષીઓ હજી નિદ્રાવશ થયાં ન હતાં, રથના તથા ગાડીઓના ધડધડાટથી અને આવતા જતા હાથીઓના ઘંટારવથી મયૂરો સામ સામે ટહુકાર કરી દિશાઓને ગજાવી રહ્યા હતા; અને ચંદનીના પ્રસર સાથે રાત્રીનો શીતળ પવન મંદમંદ ગતિએ વાતો હતો. નગર અત્યાર સુધી શાંત હતું પણ બહારથી પાછા વળેલા લોકની દોડધામથી અને ગાડીઓ તથા ઘોડાઓથી હમણાં તેની શેરીઓ હલમલી રહી હતી. આ વખતે ઈલદુર્ગના મધ્ય ભાગમાં મોટાં મોટાં મકાનોની ઓળો વચ્ચે પર્વતના કકડા જેવી એક હવેલી પ્રસરતી ચંદ્રિકાને લીધે ઝાંખા પડતા દીવાઓની હારથી શોભી રહી હતી. આ હવેલી નવીજ બંધાવેલી હતી અને તેમાં એવી તો ઉત્તમ કારીગરી કરેલી હતી કે, પરદેશથી આવેલો કોઈ પણ માણસ તેને જોયા વિના પાછો જતો નહિ. નગરમાં ગઢ ઉપર રાજાના બે ત્રણ મહેલ ઘણા સુંદર અને નકશીદાર છતાં તે જુની બાંધણીના હતા. આ નવી હવેલીના જેટલી કારીગરી તેમાં કરેલી ન હતી. જમીનથી બરોબર એક માણસપૂર તેનું ભોંયતળિયું તારવેલું હતું. બારણે પથ્થરના ઉંચા ઓટલા હતા અને તેપર રોનકદાર રવેશ ઉતારેલા હતા. પગથિયાં ઉપર ચઢતાંજ સામે એક મોટું બારણું અને તેની સામે મલાજાની ભિંત હતી. ભડાની આજુબાજુએ અંદર જવાનાં બે બારણાં હતાં. એ બારણાંમાં થઈને અંદર જતાં રંગબેરંગી પથ્થરની ફરસબંધીવાળો

વિશાળ ચોક આવતો હતો. ચોકની દક્ષિણ બાજુએ મોટું પાણિયારૂં ટાંકુ કુવો તથા દેરાસર હતાં. સામેની ઉત્તર તરફની બાજુએ ઓસરી ઉતારેલી હતી. તેમાં મોટી મોટી પાટો પડી રહેતી. પાટોપર ગાદી તકિયા ગોઠવેલા રહેતા. પાણિયારા ઉપર વિશાળ અગાશી હતી અને તેના ધોરા ઉપર તુલસી, ચંદની અને બીજાં ફૂલઝાડનાં નાનાં નાનાં કુંડાં ગોઠવેલાં હતાં. પાણિયારા પાસે પરસાળ અને બે ઓરડા હતા. પરસાળ તથા તે ઉપરની મેડી સ્ત્રીવર્ગને બેસવા માટે હતી અને આગળનો ખડકી ઉપરનો મેડો પુરૂષોની બેઠક તરીકે વપરાતો હતો. આખા ઘરમાં દીવા બળી રહ્યા હતા પરંતુ આગલી મેડીમાં દીવાઓનો સૌથી વધારે પ્રકાશ દેખાતો હતો. મેડીમાં મોટી રંગિત જાજમ પાથરી તેની ઉપર ગાદી તકિયા નાંખેલા હતા. ભિંતો પર જયપુરના અને ચીનના ચિતારાઓએ ચીતરેલાં વિવિધ પ્રકારનાં ચિત્રો ટાંગેલાં હતાં. ગાદીઓની વચ્ચે સામેની મોટી ઉંચી ગાદી સુધી જવાનો રસ્તો હતો અને તેની બંને બાજુએ હાથ હાથ ઉંચી પીતળની દીવીઓની હાર હતી. પ્રત્યેક દીવીમાં સાત સાત દીવા પ્રકટેલા હતા અને તેના પ્રકાશથી આખો મેડો જળહળાટ થઈ રહ્યો હતો. ઓટલા ઉપરથી બારોબાર આગલે મેડે જવાની પથ્થરની સીડી હતી. તેમાં પણ દીવા મૂકેલા હતા અને દાદર આગળ જીનાની મેડીમાં એક માણસ બેઠેલો હતો તેની આંખ વારંવાર સામેની મોટી ગાદી તરફ રહેતી હતી.

આ હવેલી ગોવિંદરાય પ્રધાનની હતી અને માતાના હવનનો ઉત્સવ હોવાથી તેમાં ઉપર કહ્યા પ્રમાણે રોશની દીવા કરેલા હતા. ઘરનાં સઘળાં માણસ વાડીએ ગયેલાં હતાં. હવન પૂર્ણ થયા પછી ગોવિંદરાય એકલાજ માત્ર ઘેર આવ્યા હતા. વૃદ્ધ પ્રધાન ઉપર વર્ણવેલા મેડામાં મોટી ગાદીપર આડો થઈ વારંવાર આમ તેમ પાસાં ફેરવતો અને મનમાં વિચાર કરતો હતો. તેના મનમાં આ વખતે અનેક વિચારો ઉત્પન્ન થતા અને શમી જતા હતા. તે દિવસે સવારમાં ઉઠતાંજ એક બે અપશકુન થયા હતા તેથી તેના વહેમી અને શંકાશીલ મનમાં ચિંતાએ વાસ કરેલો હતો. ઉત્સવની અને હવનની ધામધુમમાં જો કે તેણે ભાગ લીધો હતો તોપણ આખેર

દિવસ તેનું મન ન સમજાય તેવા વિચારોમાં લીન રહ્યું હતું. શામળિયા સોડને દીઠો ત્યારથી ચિંતા ઉત્પન્ન થઈ હતી તેથી હવન પુરો થતાંજ તે ઘેર આવ્યો હતો. ઓટલા ઉપર આઠ દસ સિંધીઓ બેઠા બેઠા કાવો પીવાની તૈયારી કરતા હતા ત્યારે ઉપર કહ્યા પ્રમાણે એક માણસ દાદર આગળ પ્રધાનની આજ્ઞા ઉઠાવી લેવા ખડે પગે ઉભો હતો. આમ તેમ આળોટતાં તેને કંઈ ચેન પડતું નહિ અને ભોગજોગે કદી આંખ મળી જતી તો નઠારાં સ્વપ્નથી નિદ્રા વિઘ્નિત થતી હતી. ડોસો મેડીમાં એકલો, પાસે કોઈ વાત કરનાર નહિ અને આંખ મળતાં અશુભ સ્વપ્ન આવતાં એટલે તેના વિચારો વધી પડતા. મનમાં એવા તર્ક ઉઠતા કે ‘ શું પ્રધાનવટું તો જશે નહિ? જશે તોય શું ! હવે ખાઈ પી ઉતર્યા છીએ. કોઈએ શામળિયાને કંઈ ભરાવ્યું તો નહિ હોય ? તે એટલો બધો ઉદાસ કેમ લાગતો હતો ! અરે ! પણ તેમ હોવાનો પણ સંભવ નથી. મને મારા કામ-કાજનો સંપૂર્ણ ભરોંસો છે. આખા ગામમાં એવો કોઈ પણ ખટપટિયો માણસ નથી કે જે રાજાને મારી ઉપર ઇતરાજી કરાવરાવે. રૈયતને પણ કોઈ જાતનું મારા તરફથી દુઃખ નથી અને હોય તોપણ તેની એને ક્યાં દરકાર છે! હશે. હરિ ઇચ્છા ! જે થશે તે ખરૂં. કોઈ પાછું તો નહિ થવાનું હોય ! અને કદાપિ એમ થાય તોય ચિંતા કરવાથી શું વળવાનું છે ! હશે, જે હજાર હાથના ધણીએ ધાર્યું હશે તે થશે થશે ને થશેજ. ચિંતા કરવાનું કારણ નથી. ’

આમ વિચાર કરતાં કરતાં ડોસાની આંખ મળી ગઇ. દાદર આગળ બેઠેલા માણસે ઉંચા થઈ જોયું તો પ્રધાનની આંખો બંધ દીઠી એટલે માથે ફાળિયું મૂકી તે ચલમ પીવાને દેવતા લેવા ગયો. થોડીવાર થઈ નહિ હોય એટલામાં ઘોડાના ડાબલા સંભળાયા અને ધસમસ્યા બે ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યા. ઓટલાપરના સિંધીઓ ઉભા થયા અને પૂછ્યું કે ‘ કોન હૈ ! ’ ઘોડાઓના મોંમાંથી ફીણના ફિસોટા નીકળી પડતા હતા. સ્વારોનાં લુગડાં લોહીથી છંટાયેલાં હતાં, તરવારો ઉઘાડી અને લોહીવાળી હતી તથા તેમને એવો શ્વાસ ચઢેલો હતો કે બિચારા એક બોલ પણ બોલી શકતા ન હતા. સિંધીમાંનો એક નીચે ઉતર્યો અને બહુ પાસે જઈ બોલ્યો કે ‘ ફિકર મત કરો, ક્યા હૈ ! જો હોય સો બોલ દો.’ સ્વાર નીચે ઉતર્યો

નહિ પણ સિંધીને કહ્યું કે 'બોલનેકા કુછ રહા નહિ હૈ; બડા જુલમ ગુજર ગયા હૈ. અબ પ્રધાનજીકો મિલના ચાહીએ. છોટી બાઈકો રાજાકે આદમી મહેલમેં લે ગયે.' આ વાત સાંભળતાંજ સિંધી આભો બની ગયો. તે જો કે પ્રધાનના કરતાં પાંચ વર્ષે મોટો હતો છતાં જોરાવર અને છાતીધડો માણસ હતો. તેણે તરતજ પોતાના સિંધીઓને હથિયાર લઇ તૈયાર થવાનો હુકમ કર્યો અને પેલા સ્વારને લઈ પોતે મેડી ઉપર ગયો.

ઘોડાના ડાબલા વાગતાંજ પ્રધાન કંઇક જાગતી અને કંઇક ઉંઘતી અવસ્થામાં આવ્યો પણ અવાજ બંધ થતાં નિદ્રાએ પાછો તેની આંખો ઉપર ભાર મૂકયો હતો. સિંધી પેલા સ્વારને લઇ ઉપર ગયો તેના પગનો ગણુસારો લાગતાં વૃદ્ધ પ્રધાનની આંખ પાછી ઉઘડી ગઈ. તેણે તેમની સામું જોયું. સિંધીના ચહેરા ઉપરથી તથા સ્વારનાં લોહીવાળાં લુગડાં ઉપરથી પ્રધાન 'કંઇ નવાજુની છે' એમ જાણી ગયો. આંખ મીચતાંમાં તો તેના મનમાં અનેક વિચારો આવી ગયા. માથું ઉંચું કરીને તે બોલ્યો કે 'ફતેસિંહ! શું છે બોલી દો!' ફતેસિંહ બીજી બધી અદબ ભૂલી પગે પડ્યો અને બોલ્યો કે 'માબાપ! હું શું કહું! કહેવાને મારી જીભ પણ ઉપડતી નથી. પરમેશ્વરે મારો ત્યાંજ અંત આણ્યો હોત તો સારૂં કે મારે જાતેજ આપને આવા માઠા વાવડ કહેવા આવવું પડત નહિ.' 'ફિકર નહિ, જે હોય તે ઝટ કહી દો, એટલે વેળાસર ઉપાય થાય.' ગોવિંદરાયે નિર્ભયતા બતાવી છતાં ફતેસિંહ કંઇ બોલી શકયો નહિ. તેને કાળજે ડચુરો બાઝ્યો ને ગળું શ્લેષ્મથી ભરાઈ જવાને લીધે તેનાથી વધુ બોલાયું નહિ એટલે સિંધી બોલ્યો કે 'કયા કહેના સાહેબ! રાજાકે આદમી અપની છોટી બેણ રૂપાલી બાઈકો મહેલમેં લઈ ગયે ઔર અપને તીન સ્વારોકુ કતલ કર ડાલે.' ગોવિંદરાય આ વાત સાંભળી હબક ખાઈ ગયા. કેટલી-કવાર સુધી તો તે પોતે શું સાંભળે છે તે કલ્પી પણ શકયા નહિ અને બનેલા બનાવથી દિઙ્મૂઢ જેવા થઈ રહ્યા. પોતાને માથે દારૂણ દુઃખ આવી પડેલું જોઈ ધીરજવાન છતાં પણ તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તેમની ઉપર વજ્રપાત થયો હોય એમ લાગ્યું પણ પછી મન ઠેકાણે લાવી ટટાર થયા, એટલે બચ્ચા જમાદાર ફરી બોલ્યો કે 'સાહેબ

ક્યા હુકમ હૈ? જિંદગી ભર આપકા નિમક ખાયા હૈ સો ઇસિ બખ્ત મૈં હલાલ કરનેકો સબ લોગ સાથ તૈયાર હું. આપકા હુકમ હોવે તો શામળિયાકા સિર ઔર છોટી બાઈકો ઈધિર લાકે ખડે કર દઉં. મેરે સબ સિંધી તૈયાર હો ગયે હૈ અબ આપકા હુકમ હોનેકી દેર હૈ.'

ગોવિંદરાય પોતાના નિમકહલાલ સિંધીની હિંમત જોઈ પ્રસન્ન થયા પરંતુ વિચાર કર્યો કે પથ્થર તળે આવેલો હાથ કળેજ નીકળશે. આ વખતે બળથી કામ લેવા જઇશું તો કંઈ ઉપજશે નહિ, કારણ કે ગમે તેટલો તોપણ એ રાજા છે. કળે જે થાય તે બળે ન થાય. શિકાર લેવો હોય ત્યારે સિંહ પણ નમે છે માટે આ વખતે નરમ મુસદ્દી થઇને કામ લેવું એ ઠીક છે. આ પ્રમાણે વિચાર કરી તે બોલ્યો કે 'બચ્ચા જમાદાર! દંગો ફિસાદ કરનેમેં કુછ ફાયદા નહિ. તુમ સબ ઘોડેપર સ્વાર હોકે મેરી સાથ ચલો. ઔર છીપે હથિયાર સાથ લે લો. હમારી સાથ ચલના ઔર ખબડદાર રહેના. જાઓ અબ તૈયાર હો જાઓ.' આમ કહી ગોવિંદરાય ઉભા થયા અંગરખું પહેર્યું, કમ્મરે તાંણીને દુપટ્ટો બાંધ્યો અને માથે પાઘડી મૂકી. જમાદાર તેનાં માણસો સાથે તૈયાર થઇ ગયો. સિંધીઓ ઘોડે ચઢ્યા પછી ગોવિંદરાય પણ નીચે ઉતરી સ્વાર થયા. ફતેસિંહ અને તેની સાથેના સ્વારોને ઘર સોંપ્યું અને પોતે રાજાના મહેલ ભણી ચાલ્યા. બચ્ચા જમાદાર તેમની આગળ થયો અને બીજા સ્વારો તેમની પાછળ રહ્યા. નગરના રાજમાર્ગમાં થઇ તેઓ આગળ ચાલ્યા. થોડે છેટે ગયા પછી માર્ગ બદલ્યો, કારણ કે, રાજાનો મહેલ ગઢ ઉપર હતો. માર્ગમાં ગોવિંદરાયને અનેક તર્ક વિતર્ક ઉત્પન્ન થયા પણ આખરે એવોજ નિશ્ચય કાયમ રહ્યો કે 'ગોળથી મરે તેને વિષથી ન મારવો.' ચન્દ્રના અજવાળામાં ઉંચાનીચા પથ્થરવાળા માર્ગમાં ઘોડા ચાલવા લાગ્યા. સૌની દૃષ્ટિ રાજમહેલના છજામાંથી દેખાતા દીવાઓ ઉપર પડી. ઈડરિયા ગઢનો પ્રસિદ્ધ રાજમહેલ અત્યારે જાણે આરસમાંથી કોરી કાઢ્યો હોય તેવો લાગતો હતો.



# પ્રકરણ ૪ થું.

## સમયસૂચકતા.



ડરના ગુજરાતમાં પ્રસિદ્ધ ગઢ ઉપર પડીહાર રાજાઓને બંધાવેલો અને આકાશમાં વાતો કરતો હોય તેવો આ એક અનુપમ રાજમહેલ હતો. તે વખતના રજપૂત રાજાઓનો વૈભવ અને સમૃદ્ધિ દેખાડવા માટે તેમાં ઘણી સુન્દર તો નહિ પરંતુ જોવા યોગ્ય પથ્થરની કારીગરી કરેલી હતી. આખો મહેલ ધોળા પથ્થરોથી બાંધેલો હતો એટલુંજ નહિ, પણ તેમાં પથ્થરના સળંગ પાટડા વાપરેલા હતા, જે જોનારને આશ્ચર્ય પમાડતાં પ્રાચીન શિલ્પશાસ્ત્રના વિકાસની સાક્ષી આપતા હતા. આરાસુર-માંથી મંગાવેલા પથ્થરો લક્કડકામને ઠેકાણે વાપરવામાં આવ્યા હતા અને તેમાં કોતરેલાં વિવિધ ચિત્રો પૂર્વની શિલ્પકળાનું દર્શન કરાવતાં હતાં. આરાસુરથી પથ્થર લાવવાને માટે ઈલિદુર્ગથી તે ગબ્બર ગઢ સુધી મોટો રસ્તો બાંધ્યો હતો અને એજ કામ કરવા હજારો મજુરો સાત વર્ષ સુધી કામે લાગ્યા હતા એવું વૃદ્ધ પરંપરાએ સંભળાતું. મહેલમાં ઠામ ઠામ શૂરા રજપૂત રાજાઓનાં પુતળાં ગોઠવેલાં હતાં અને પથ્થરની મોટી મોટી છાંટોની ભિંતોપર રામાયણ અને મહાભારતનાં ચિત્રો કોતરેલાં હતાં. રાણી-વાસમાં સીતા, દમયંતી અને રાધા વગેરેના રસ પ્રસંગનાં પૌરાણિક ચિત્રો ચીતરેલાં હતાં. તેમાં ઠામ ઠામ મોટી હિંદોળા ખાટો પાણીના કુંડ અને કૃત્રિમ ફુવારા બનાવેલા હતા. વળી એ મહેલનાં ભોંયરાંમાં ભંડાર રાખ-વાને પથ્થરમાંથી કોરી કાઢેલી તિજોરીઓ હતી. આવો સુન્દર પડીહાર રાજાઓનો મહેલ આ વખતે એની પૂર્વસ્થિતિમાં ન હતો, કારણ કે તેના ઉપર અનેક દ્વેષી આઘાત થઈ ગયા હતા. ઘણાં ઘણાં રાજા રાણીઓ તેમાં થઈ ગયાં હતાં. રજપૂત રાજાઓના વખતમાં કંઈક શોભાનો આભાસ હતો પરંતુ ભિલ્લ રાજાને હાથ જતાં તો આ રાજમહેલની સઘળી શોભા નષ્ટ થઈ ગઈ હતી. રજપૂત રાજાઓના કાળમાં જ્યાં સતી રજપૂતાણી-

ઓનાં કંકુનાં પગલાં પડતાં હતાં ત્યાં આજ દુરાચારિણી અને વારસ્ત્રીઓનાં નિષિદ્ધ પગલાં પડતાં હતાં. જ્યાં નીતિ અને સૌજન્ય ચાલતું ત્યાં આજ લુચ્ચાઈ દાંગાઈ અને વ્યભિચાર સિવાય બીજું કંઈ જોવામાંજ આવતું ન હતું. ભિક્ષુ રાજાના હાથમાં ગયા પછી રાજમહેલ તદન શોભારહિત થઈ ગયો હતો અને ટુંકામાં કહીએ તો આજ તે પોતાના પ્રાચીન નામથીજ માત્ર રાજમહેલ કહેવાતો હતો.

રાત્રીને દોઢએક પહોર વીતી ગયો હતો. ડુંગરનાં નાનાં નાનાં શિખરો ઉપર ચંદ્રનું અજવાળું પડ્યું હતું. રાતનો સમસમાટ અને તમરાંના શબ્દ કાને પડતા હતા. ઉંચાં શિખરો ઉપરથી ઉતરી નીચે તળેટીમાં વહેતાં ઝરણો ઉપર ફરતાં વાઘનાં ટોળાં જોનારની દૃષ્ટિએ પડતાં હતાં. રાજમહેલ તરફ જવાની સડક ઉપર કહિં કહિં ઝાંખા દીવા બળતા હતા. ચંદ્રમાનો પ્રકાશ પ્રસરતો જતો હતો, તે વખતે ઉપર કહેલા રાજમહેલમાં બે પુરૂષ બેઠેલા હતા. આ બેમાંનો એક આશરે ત્રીસ બત્રીસ વર્ષની વયનો હતો. એના મુખ ઉપરથીજ માલમ પડી આવતું હતું કે તે કોઈ મહા દુષ્ટ અને જુલમી માણુસ છે. બીજો પુરૂષ સાધારણ દેખાવનો હતો. તે કંઇક ગોરો અને પેલા માણસનો મનરખુ હોય એવો લાગતો હતો. કેટલીકવાર સુધી બંને જણુ શાંત બેસી રહ્યા પણુ પછી પેલા રાજપુરૂષે કહ્યું કે 'કેદારિયા ! મારૂં મન ભય પામે છે. આ નવ લાખની ગાદીનો જો કે હું ધણી છું છતાં મને આ અનર્થ ભીતિ ઉત્પન્ન કરતો હોય એમ લાગે છે. રૂપાળીને મારા હુકમથી તું અહિં લઈ આવ્યો તો ખરો પણુ પ્રધાનની દીકરીને જોઈ ત્યારની મારી છાતી ધડક ધડક થાય છે. તેં એને જે ઓરડામાં બેસારી છે ત્યાં હું ગયો પણુ મારાથી કંઈ બોલી શકાયું નહિ. અંબાભવાની જેવી જાજરમાન તેને જોતાંજ મારા અંતરમાં ધાક પડી ગઈ. બોલાવવાનું તો કોરે રહ્યું પણુ મારાથી એકી ટસે તેની સામું પણુ જોઈ શકાયું નહિ. રૂપાળીને લાવ્યા તો ખરા પણુ હવે શું કરવું તે મને સૂઝતું નથી. ગોવિંદરાયની પણુ મને ઘણી બીક રહે છે.' આટલું બોલી

શામળિયો મૌન રહ્યો પણ કેદારિયો તેની સાથે રૂપાળીને ફસાવવાની પ્રપંચ જાળ વિચારવા લાગ્યો.

આણી તરફ રાજા આવી સ્થિતિમાં હતો ત્યારે રૂપાળી રાણીવાસમાં પલંગ ઉપર લમણે હાથ દઈ બેઠી હતી. તે રોતી ન હતી છતાં તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરખરાટ ખર્યા કરતાં હતાં. રાજાની પ્રેરેલી દાસીઓ અને ખવાસણો તેને સમજાવવાને નજીક આવતી પરંતુ પલંગ પાસે જતાં તેમના પગ ધ્રૂજતા હતા. સર્વેને ગોવિંદરાય પ્રધાનની વાઘ જેવી મોટી બીક લાગતી હતી. મહેલના આંગણામાં બેઠેલા કેટલાક પહેરેગીરો પણ એવીજ વાતો કરતા હતા કે 'ગોવિંદરાય ઇડરને અને ભિલ્લ અમલને જડમૂળથી ઉખાડી નાંખશે. આ છંદમાં રાવણ જેવાનાં રાજ્ય ગયાં તો આ બિચારો પામર શા હિસાબમાં? ગોવિંદરાયે આને છોકરા જેવો ગણી ઉછેર્યો તેનો બદલો વાળવો તો રહ્યો પણ ઉલટો એ તેમને ડસવા તૈયાર થયો. હાય, હાય! આ હડહડતો અન્યાય પરમેશ્વર કેમ સાંખશે?'

રાજમહેલના પહેરેગીરોમાં આ પ્રમાણે વાતો ચાલતી હતી એટલામાં ઘોડારના ઘોડા હણહણ્યા અને તે સાંભળી ગોવિંદરાયના ઘોડાઓના કાનની ટીશીઓ ઉભી થઈ. લગાર વારમાં તે પોતાનાં માણસો સાથે રાજમહેલના આંગણામાં આવી પહોંચ્યા. પહેરેગીરોએ બેવડા વળી ત્રણ ત્રણ સલામો કરી અને ગોવિંદરાય પોતાના સિંધી જમાદાર સાથે ઉપર ગયા. ખવાસે આગળ જઈ રાજાને ખબર કરી કે 'ગોવિંદરાય પ્રધાન પધારે છે.' ખવાસનું વચન સાંભળી તે બંનેનાં મોં કાળાં ધબ પડી ગયાં. રાજમહેલનાં બીજાં માણસો ભયભીત થઈ ગયાં અને પ્રધાન આવ્યાના સમાચાર રાણીવાસમાં પણ પહોંચી ગયા. સર્વેના મનમાં ભય ઉત્પન્ન થયો કે 'કોણ જાણે હવે શું થશે, આપણો કામી રાજા અત્યારે આડો થયો છે તે માનનાર નથી. કદાપિ વાત વધી જતાં પવિત્ર પડીહાર રાજાઓનો મહેલ બ્રહ્મહત્યા થતાં ગોઝારો તો નહિ થાય? દેશ પરદેશમાં વાત જશે અને આખા ઇડરને કાળીટીલી ચોંટશે. રાજા કામાસક્ત જુવાનિયો અને નઠારા સોબતીઓથી ઘેરાયેલો છે એટલે શું કરશે ને શું નહિ, તે કંઈ કહેવાય નહિ.'

શામળિયાએ દેશમાં જુલમ ગુજારવામાં બાકી રાખી ન હતી એટલે તેનાંજ માણુસો આમ વાતો કરે એમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું ન હતું. નીચ અને ઉંચ વર્ગના લોકોની કેટલીએ સ્ત્રીઓની તેણે લાજ લુંટી હતી. દેશ પરદેશમાંથી બીજી ઘણી સ્ત્રીઓને આણી રાણીવાસ સ્ત્રિયારાજ્ય જેવો બનાવી મૂકયો હતો. તે વ્યસનમાં પણ વ્યભિચારના જેટલોજ બૂડેલો હતો. ન્યાય અને અન્યાય તો તેના સોબતીઓના વચનમાંજ હતા. માણુસની અમૂલ્ય જિંદગી તેના મુખમાંથી નીકળતા એક બોલ ઉપર આધાર રાખતી હતી. ધનવાન અને સારા લોકની આબરૂ તેના સોબતીઓ ઉઘાડે છોગે લુંટે અને ફરિયાદ થાય તો 'ઉલટો ચોર કોટવાળને દંડે' એ કહેતી જેવું બને અને બિચારા ફરિયાદી માર્યા જાય. લુચ્ચા લફંગા અને પેટભરા લોકોની તો એની આગળ પાછળ વાડ બંધાઈ રહી હતી. સ્વાર્થી ને ઓછી બુદ્ધિના મેવાસી ભિલ્લોને હાથ બધો અખત્યાર આવ્યો હતો. ગોવિંદરાય આ બધું સમજતા પણ તેમને હવે થોડા વખત માટે બગાડવું ગમતું ન હતું. પોતાની પાસે જે ફરિયાદ આવતી તેનો ન્યાય તે બરાબર આપતા અને વખતો વખત શામળિયાના માણુસો પણ તેમનાથી ડરતા રહેતા હતા.

ગોવિંદરાય ઉપર આવ્યા તેવોજ કેદારિયો ઉઠીને બહાર ગયો અને શામળિયો ઉઠી પ્રધાનની સામો ગયો. ક્રોધથી લાલચોળ થયેલું ગોવિન્દ-રાયનું મુખ જોઈ તે ચેતી ગયો કે જો લગાર પણ નમતી આપીશ તો કારભારી ચઢી વાગશે. તેને પ્રધાનનો ભય તો લાગ્યો પણ ઘણાં દુષ્ટ કર્મો કરવાથી ધૃષ્ટ થઈ ગયેલો તે છાતી કાઢીને બોલ્યો કે 'પ્રધાનજી! અત્યારે શા માટે આવ્યા? હું તમારે આવવાનું કારણ સમજ્યો છું પણ એમાં તમારૂં કંઈ વળે તેમ નથી. તમારાં વચન મેં આજ સુધી પાળ્યાં પરંતુ આજે જે બોલશો તે બધું એળે જશે. બહુ તો જીવનું જોખમ થશે. હું ગમે તેટલો પણ રાજા છું અને તમે મારા નોકર છો. નવ લાખની ગાદીનો હું ધણી છું અને ગુજરાતની વાઘેલવેલ પણ મારી ફુંકે ફાટી જાય છે એટલે તમે જે કરશો તે મિથ્યા છે. તમારાં તો પાંચ પચીસ માણુસ હશે પરંતુ મારા મોંમાંથી તો હાં કહેતાંમાં દસ હજાર કામઠી ચઢે તેમ છે માટે

સારો રસ્તો એજ છે કે છાનામાના ઘેર ચાલ્યા જાઓ. મારો એની સાથે ઉઘાડે છોગે લગ્ન કરવાનો વિચાર છે તેથી મારૂં માગું સ્વીકારો નહિ તો એમાંથી શાં પરિણામ આવશે તે મારાથી કહેવાય નહિ.'

ગોવિંદરાયે નમન કર્યું અને કંઈ બોલ્યા વિના શામળિયા સાથે બે ડગલાં ચાલી ગાદી ઉપર જઇ બેઠા. બચ્ચા જમાદારનો જુસ્સો ઉછળી આવ્યો ને તેની આંખમાંથી ક્રોધનો અગ્નિ ઝરવા લાગ્યો. તેણે હોઠ પીસી ગોવિંદરાય સામું જોયું અને કંઈ બોલવા જતો હતો એટલામાં તેમણે અણુ-સારો કર્યો તેથી મૌન રહ્યો. શામળિયાની સાથે ગોવિંદરાય બેઠા અને થોડી વાર વિચાર કરી ધીરે રહીને બોલ્યા કે 'નવ લાખની ગાદીના ધણી ! તારી માગણી પાછી કાઢે એવો ગુજરાતમાં કોઈ રાજા નથી તો હું જે તારો નોકર, તેનાથી તારૂં વચન કેમ પાછું ઠેલાય ? તારી દિલ્લીમાં વાતો થાય છે તો વાઘેલવેલ શા હિસાબમાં ! તારી સામે આંખ ઉંચી કરે એવો હું કોઈ દેખતો નથી એ બધું ખરૂં, પણ આવી મોટી ગાદીના ધણીને છોકરવાદી કરવી છાજતી નથી. સમજીને સલાહસંપથી જેમ કામ થતું હોય તેમ કામ કરીએ એનું નામ ડહાપણ. લાકડું વળેજ ફાટે, રાજાજી ! આવાં કામ તો કામની રીતે થાય. એકદમ ઉછળી પગ ભાગવામાં મારી ને તમારી બેઉની હાંસી થશે, અને રાજ્યને બટ્ટો લાગશે માટે સારી પેઠે વિચાર કરી જુઓ. તમારી એવી ઇચ્છા હતી તો માગું કરવું હતું, હું તમને ના પાડી શકું તેમ છેજ નહિ. લોકમાં મારી હાંસી થાય અને તમારૂં નામ વગોવાય એવું શું કરવા કરવું ? તમારી એવીજ મરજી છે તો મને છ મહીનાની મહેતલ આપો એટલે હું તમને અને મને શોભે તેવા વિવાહની ધામધુમ કરૂં. આવી ઉછાંછળાઇ કરવામાં મારો અને તમારો ભારબોજ રહેશે નહિ. હાથીભા જેમ સમજીને કામ લેતા તેમ કામ લો અને જે કરવું હોય તે સલાહસંપથી અને સૌની રાજીખુશીથી કરો. તમારો એમાં કોઈ હાથ ઝાલનાર નથી.'

ગોવિંદરાયની નમ્રનીતિ નવલોહિયો સમજી શક્યો નહિ. તે તો તેમનાં ગોળ જેવાં વચનથી ગળી ગયો. પોતાની ઉદ્ધતાઈ માટે મનમાં પસ્તાવા લાગ્યો. બચ્ચા જમાદાર પણ પ્રધાનની બુદ્ધિથી છક થઇ ગયો. શામળિયે

શાંત પડ્યો અને ગોવિંદરાયે જે જે કહ્યું તે બધું તેને ગળે ઉતર્યું. તે બોલ્યો કે 'પ્રધાનજી! જે થઈ તે થઈ. મારી ભૂલ થઈ તેને માટે તમે જે કહેશો તે હું સાંભળીશ. તમે મારૂં માગું કબુલ કરો છો તો છ મહીનાને બદલે બાર મહીનાની મહેતલ આપવા હું તૈયાર છું. સઘળો ભંડાર તમારા હાથમાં છે. તમને અને મને છાજે તેવી વૈવાહિક ધામધુમ કરવા માટે જે કંઈ ખરચ કરવું ઘટે તે કરો. તમને તેની સંપૂર્ણ છૂટ છે.' આ પ્રમાણે વાત થયા પછી પ્રધાને વિચાર કર્યો કે હવે વધારે વખત ચોળાચોળ કરવામાં માલ નથી. તેમણે શામળિયાને છાતીએ હાથ મુકાવી રૂપાળીને ઘેર લઈ જવાનું પૂછ્યું અને તેણે ખુશીથી રજા આપી એટલે બચ્ચા જમાદારને રણવાસમાંથી રૂપાળીને તેડી લાવવાનું કહ્યું. જમાદાર તેને બહાર લઈ આવ્યો અને પૂર્ણિમાનો ચંદ્ર માથે આવતાં આવતાંમાં તો કાબેલ કારભારી નિષ્કલંક દીકરીને લઇને ઘેર ગયો. 'ધીરા માણસોજ હમેશ મોટાં ને અઘરાં કાર્ય સાધી શકે છે' એ આ વખતે બચ્ચા જમાદારથી બરોબર સમજાયું.



## પ્રકરણ ૫ મું.

### ચોળાચોળ.




ની પેઠે વાત ઉડી અને ખુણે ખોચરે લોકો ચર્ચા કરવા લાગ્યા. પનઘટ ઉપર વાત થતાં બૈરાંએ તરણાનો મેરૂ બનાવી દીધો. એક કાનથી બીજે અને બીજેથી ત્રીજે, એમ બબ્બે અક્ષર વધતી ને વધતી વાત આખા ઈડરવાડામાં પ્રસરી ગઇ. વંટોળિયાની માફક આ વાત કેટલોક વખત ગામમાં ઘુમાઈ પછી ત્યાંથી બહાર ગઈ. પાટણ વિસનગર અને વડનગર ગઈ અને બે અક્ષરની વાતનાં પાનાં ભરાય એટલો વિસ્તાર થયો. દેશમાં રાજાનાં પ્રધાનનાં અને બાઈનાં ડાંખાં ગવાયાં. સારા માણસોએ

વાતને પાયા વગરની કહી ત્યારે નીચ માણુસોએ 'ખાતરીની છે ખાતરીની છે' એમ પણ કહેવા માંડ્યું. સ્ત્રીઓ વાટે ને ઘાટે એની એજ વાત કરવા લાગી. દુશ્મને રજનું ગજ કરી નાંખ્યું અને કેટલાંક આધાપલીતાં સગાંએ પણ વાંદરાના ઘાવાળું કરી શત્રુની ગરજ સારી. ગોવિંદરાયના ઘરનાંથી બહાર ન જવાય, લોક પુઠે આંગળીઓ કરે અને કોઈ મિષે મિષે મહેણાં પણ મારે. સગાંસાગવાંથી પણ બહાર મોં કાઢીને બોલાય નહિ. ગોવિંદરાયનાં સ્નેહી સંબંધી લોકમાં ચાલતા બીભત્સ ગપાટાથી લજવાય. આ રીતે ઈડરના વૃદ્ધ અમાત્યની ઝેરીલાંએ આખા દેશમાં અપકીર્તિ કરી એટલુંજ નહિ, પણ રાજા અને પ્રધાનનાં વગોણાંના રાસડા ગવાઈ ગયા. ગોવિંદરાયને કાને પણ પરોક્ષ રીતે તરેહવાર ગપાટા આવતા. નજીકનાં સગાંના દેશ પરદેશથી કાગળો આવે અને બહુ પાસેનાં સગાંસ્નેહી હિંડી પણ નાંખે. આવી રીતે અપકીર્તિના દેશપરદેશમાં ભણકારા વાગી રહ્યા હતા ત્યારે વૃદ્ધ પ્રધાનને રાતે ઉંઘ પણ આવતી નહિ. નગર છોડીને ચાલ્યા જવાય એમ પણ ન હતું, કારણ કે શામળિયાએ છુપો પણ પાકો જાપતો રાખ્યો હતો. ચાર માણુસ ગોવિંદરાયનાં તો આઠ રાજાનાં પણ હોય. આવી આવી અનેક બાબતોથી ડોસો મુંઝાઈ ગયો હતો. ઘરનાં માણુસની અને ધીરજરાયની પણ તેવીજ સ્થિતિ હતી. રૂપાળીથી તો બિચારીથી બહાર સરખું પણ નીકળાતું નહિ.

રૂપાળી તે ખરેખર રૂપાળીજ હતી. વયમાં આવી હતી પણ લાયક વર નહિ મળવાથી અત્યાર સુધી કુંવારી રહી હતી. તે મનમાં આ બધું સમજતી. લોકમાં પોતાની વાત થાય છે તે જાણુતી. બાપે શામળિયાને પરણાવવાનું કહ્યું તેથી એક ભવમાં બે ભવ થશે કે શું ! એમ વિચાર કરતી. રૂપને માટે નિરંતર પશ્ચાત્તાપ કરતી અને પોતાના બાપની બેઆબરૂ તથા પોતાનું વગોણું થતું તે ખીલતી ગુલાબની કળી જેવી તે સહન કરી શકતી નહિ. તે પોતાના રૂપ ઉપર પસ્તાળ પાડતી. પેટ ભરીને બિચારી ખાતીએ નહિ. એકાન્તમાં રાત દિવસ આંસુ ઢાળ્યા કરતી. કોઈ કોઈ વાર તે આત્મઘાત કરવાના વિચાર ઉપર આવી જતી

પણ સાધન ન મળવાથી પાછી પડતી. એક તરફ આ વાત બીજી તરફ જુવાન દીકરીનો કઢાપો અને ત્રીજી તરફ શામળિયાનો આગ્રહ એ ત્રણ બાબતની ચિન્તાએ ગોવિંદરાયનું કાળજું કોરાઈ જતું હતું. પાણીને વેગે સમય જવા લાગ્યો. સુરજ ઉગે ને આથમે અને ગોવિંદરાય ચિંતામાં ને ચિંતામાં પડી રહે. 'શું કરવું' તે તેમને સૂઝે નહિ. ઘરનાં પણ કલેશ કંકાસમાં સમય ગાળે. કોઇને પેટ ભરીને અન્ન પણ ભાવે નહિ ત્યાં રાતે ઉંઘ તો આવેજ કયાંથી? કોઇ કોઇનાથી કોઇને મોઢે વાત થાય નહિ પણ હાય! હાય! શું થશે! શી રીતે લાજ રહેશે! નાત શું કહેશે! પાટણમાં શી રીતે પગ મુકાશે! સગાંને શું મોં દેખાડીશું અને જગત શું કહેશે? એમ નિરંતર સર્વેને બળાપો થયે જતો. આમ ચિંતામાં ને ચિંતામાં એ મહીના વીતી ગયા અને શામળિયો અધીરો થઈ ઉતાવળ કરવા લાગ્યો. એક વાર તો તેણે વસંત મોકલ્યું. ગોવિંદરાયના ઘરમાં રૂપાળીને માટે વસંત આવ્યું. તે કિમતીમાં કિમતી હતું છતાં ખાંપણ જેવું થઈ પડ્યું. ખવાસો વસંતની છાબો દિવાનખાનામાં મૂકી ચાલી ગયા પણ સાંજ સુધી કોઈએ તે ઉપાડી લીધી નહિ. દહાડા જતા ગયા તેમ તેમ મુદત પાસે આવતી ગઈ. 'મહેતલ કાલે પુરી થશે અને આબરૂના કાંકરા થશે, એમ ડોસાને ચિંતા થવા લાગી. ગ્રીષ્મ ઋતુ બેઠો. લગનગાળો આવ્યો ને ચિંતામાં વળી વધારો થયો. 'હવે આ પાર કે પેલે પાર. જે થાય તે ખરૂં. છળકપટ વિના બીજો આરો નથી,' એવો વિચાર કરી ડોસાએ કલેશથી કંટાળેલા પોતાના આત્માને કોઈ યુક્તિ શોધવા તરફ પ્રેર્યો.

એક વખત ગોવિંદરાય તેમના એકાંત શયનગૃહમાં જાગતાજ પડી રહ્યા હતા ને મધ્યરાતની ઝગરો વાગી ગયા છતાં વિચારની પરંપરાએ નિદ્રા આવી ન હતી. વદિ નવમીનો ચંદ્રમા ઉગ્યો. જાળીમાંથી પલંગ ઉપર ચાંદરણું પડ્યું. ઉંઘે ઘેરાતો આત્મા ચાંદરણું પડવાથી શાંત થયો. ડોસાની અડધી જાગતી અને અડધી ઉંઘતી આંખ ચંદ્ર ઉપર ઠરી ગઈ. ચંદ્રે પ્રેરેલી શીતળતાથી માતાની સ્તુતિ કરતાં ઉંઘને જોરે માથું ઓસીકા ઉપર ગોઠી ગયું. ચિંતાતુર આત્મા આળસમાં ઘેરાયો અને નિદ્રામાં ક્ષણવાર રમણ કરવા લાગ્યો. થોડી વાર થઈ એટલામાં ડોસાની આંખ ફરીને ઉઘડી ગઈ.

'આરાસુરી તારોજ આશરો છે.' એમ બોલતાં બોલતાં ઓસીકા ઉપરથી માથું ઉંચું કર્યું. પુનઃ ચાંદરણા ઉપર નજર પડી. જીવ ઠેકાણે આવ્યો અને આંતરડી કંઈક પ્રસન્ન જણાવા લાગી. દેવીનું નામ દીધું અને તે મનમાંજ બોલ્યા કે "ભગવતિ! તારો અમને હાથો છે. અમે તારા સેવક છીએ. આબરૂ તારાજ હાથમાં છે. તેં અનેક વાર અમારો રંગ રાખ્યો છે તો આ વખતે પણ રાખજે. મને તેં સ્વપ્નમાં સૂચન કર્યું તે મારે કબુલ છે. 'ગોવિંદરાય બહાર જા.' ભગવતિ! હું જાઈશ. તારી આજ્ઞા માથે ચડાવીશ. અત્યારે નીકળું પણ ઘરનાંને શક જાય માટે નથી નીકળતો. માડી! મારી આબરૂ હવે તારા હાથમાં છે. તારૂં બળ આ દુષ્ટના બળમાંથી મને છોડાવે તેવું છે. એ સિવાય બીજો ઉપાય નથી.'

આ પ્રમાણે સ્વપ્નમાં થયેલા સૂચનથી ગોવિંદરાયનો જીવ પળેપળ પ્રસન્ન થતો હતો એટલામાં કૂકડો બોલ્યો, ઝાકળ પડવા માંડ્યું અને ચાંદરણું ઝાંખું થયું. પહોર રાત રહ્યાનાં શિયાળવાં બોલ્યાં. ચંદ્રમાનો સાથી શુક્ર પૂર્વ દિશાના કપાળમાં મોતીનો ચાંલ્લો હોય એવો દેખાવા લાગ્યો. સપ્તર્ષિ મંડળ ધ્રુવ ઉપર ઉતરવા માંડ્યું અને ગુલાબી ઉંઘને પ્રેરતો પ્રભાત વાયુ ધીરે ધીરે વાવા લાગ્યો. આ સમયે ઓરડાનાં બારણાં ઉઘાડી એક વૃદ્ધ સ્ત્રી અંદર આવી. તેના મુખપરની ત્વચા ઢીલી પડી ગઈ હતી. ચોટલો ભિંડીનાં છાટાં જેવો ધોળો થઈ ગયો હતો. આંખો સાબુત હતી પણ કાને કંઈક થોડું સંભળાતું હતું. તેના શરીરપર સૌભાગ્ય દેખાડતાં થોડાં ઘરેણાં હતાં અને સંધ્યાથી રક્ત થયેલી પશ્ચિમ દિશામાં જેમ બીજનો ચંદ્રમા શોભે તેમ કપાળમાં લુછાઈ જવા છતાં પણ ચંદ્રાકારે રહેલો ચાંલ્લો શોભતો હતો. તે અંદર આવી ગોવિંદરાયને પગે પડી પાસે બેઠી અને વિનયથી બોલી કે 'નાથ! આમ રાતોની રાતો બેસી રહીને શું કરશો? ચિંતામાં ને ચિંતામાં મહીના ઉપર મહીના પાણીના રેલાની પેઠે ચાલ્યા જશે, માટે જે કરવું ધારતા હો તે હવે કરવા માંડો. મને આજ અંબા ભવાનીએ સપનું આપ્યું હતું, તેમાં મેં ઈડરના હાથીઓને વૈતરણી જેવી લોહી વહેતી નદીઓમાં તણાતા જોયા. શામળિયાને નાક કાન વિનાનો ગધેડાપર બેઠેલો જોયો અને ઈડરના શ્મશાનમાં જોગણી-

ઓને હરખભેર ગરબા ગાતી તથા ખડખડાટ હસતી જોઈ. આપણા ઘર-આગળ જાણે એક કુમારિકા દેવી વાઘપર બેસીને આવ્યાં. તેમણે અંદર આવી મને કહ્યું કે "ચિંતા ન કરીશ. દુષ્ટના પાપનો ઘડો હવે ભરાઈ રહ્યો છે. આખરે 'ધર્મનો જય અને પાપનો ક્ષય થશે.' ખરેખર આ શમણું મને કંઈ સારા શકુનરૂપ લાગે છે."

ગોવિંદરાય આ બધું સાંભળી હસ્યા, મનમાં પોતાના સ્વપ્નને યાદ કર્યું અને સઘળા ટાકસંચા મળતા આવતા જોઈ પ્રસન્ન થઈ બોલ્યા કે "જાઓ તમે પાણી કાઢો અને દશમી તૈયાર કરો. મારે આ કામને માટે બહાર જવું છે. મારા જવા સંબન્ધી કહિં પણ કશી વાત કરશો નહિ. કોઈ પૂછે તો કહેજો કે 'પાટણ ગયા છે.' વખત હવે પાસે આવતો જાય છે માટે વિવાહની તૈયારી કરજો. અંબા ભવાની આપણી લાજ રાખશે અને જગદંબાની ઇચ્છા હશે તો રૂપાળી નાતમાંજ પરણુશે. મને પણ તમારા જેવું સ્વપ્ન આવ્યું છે અને જરૂર આપણી મનોકામના ફળશે. માતાપર ભરોંસો રાખજો. હોંશિયારીથી રહેજો. હોય, બધા દહાડા કોઈના સરખા જતા નથી. ચઢતી પડતી તો સુરજચંદ્રને પણ આવે છે. 'જે થાય છે તે સારાનેજ માટેજ' એમ ધારી વિશ્વાસે રહેજો, દેવી સૌ સારાં વાનાં કરશે."

ગોવિંદરાયનાં વચન સાંભળી ગંગાદેવી નીચે ગયાં, પાણી કઢાવ્યું અને દશમીની તૈયારી કરવા માંડી. પ્રધાન દાતણપાણી કરી નહાયા અને દેવીની પૂજા કરી બાધા રાખી કે 'હે આરાસુરી! તું જ્યારે પાઘડી પહેરાવીશ ત્યારે હું ને પહેરીશ.' આમ બાધા રાખી દશમી તૈયાર થઈ એટલે જમી લીધું. પછી ધોળા લાંબા ધોતિયાનું ફાળિયું બાંધી ઘરનાં માણસો ઉઠ્યાં ન હતાં તે પહેલાં ગોવિંદરાયે ઘોડેસ્વાર થઈ ચાલતી પકડી. ઉઘડતે દરવાજે અમાત્ય બહાર નીકળ્યા અને સૂર્યોદય થતાં તો ચાર પાંચ ગાઉ નીકળી ગયા. આગળ ચાલતાં એક નદી આવી ત્યારે મધ્યાહ્ન થયેલા જોઈ વિસામો કર્યો. થોડું પાણી પીધું અને લગાર અફીણ ખાઈ પાછી કેડ બાંધી એટલામાં બે ભાટ આવી પહોંચ્યા. ભાટોએ ખુંખારીને રામ રામ કર્યા; કારણ કે ઘરડા ભાટે પ્રધાનને ઓળખ્યો. બંને જણા ઝાડને છાંયડે બેઠા પછી ભાટનો છોકરો પાણી લેવા ગયો. ઘરડા ભાટે એકાંત

જોઈ વાત ઉપાડી કે ' ભા ! હવે ઈડરમાં ગજબ થાય છે. દેશ અને પર-દેશમાં રાજાનું વગોણું થાય છે. લોકની વહુ દીકરીઓની આબરૂ ઉપર રાજા હાથ નાંખે છે. સારા ઘરનાં બૈરાંને નાતજાતમાંથી નકામાં કરી નાંખે છે. મોટા ઘરની બાઇડીઓ આમ થવાથી કુવાહવાડા કરે છે. રાજાએ હવે આડો આંક વાળવા માંડ્યો છે. નીચ ઉપરથી ઉતરી મોટા અમલદારોનાં ઘર ઉપર હવે એની નજર પડવા માંડી છે. તમારા જેવા નર એને શિક્ષા નહિ કરે તો પછી બીજા કોણ કરશે ? તમારા સરખા જ્યારે એનાથી ડરી જશે ત્યારે ગરીબનો શો આશરો ? અમારા સગાની વહુને કેટલાક દિવસ ઉપર શામળિયાનાં માણસ પકડી ગયાં હતાં. એચાર દહાડે પછી ગામના કુવામાંથી તેનું મડદું હાથ આવ્યું. આ અમે એની કાળોતરીએ જઇએ છીએ. આ વાત સાંભળી ત્યારથી અમને ધ્રાસકો પડ્યો છે. હવે શું કરવું અને ક્યાં જવું તે સૂઝતું નથી. તમારો આશરો છે અને વહાર બૂમ સંભળાય છે ત્યાં સુધી લોકને ધીરજ છે પછી તેઓ ઉલટશે. ગામ ઉપર બાપા ! કાળચક્ર ફરે છે. હવે તમારે કંઈક કરવું ઘટે છે.' ગોવિંદરાયે ભાટને ખરી લાગણીથી બોલતો જોઈ જોગ સાધી તેને પોતાની સાથે લેવાનો વિચાર કર્યો. ભાટને યુક્તિ પ્રયુક્તિથી સમજાવ્યો અને લાલચ દેખાડી એટલે તે તૈયાર થયો. તેનો છોકરો જંગલપાણી કરી પાછો આવ્યો. ભાટે તેને કહ્યું કે ' દીકરા ! તું એકલો કાણે જા. હું આમની સાથે કંઈ કામ છે માટે જાઉં છું. એમાં આપણને લાભ છે, કારણ કે, આ વગવસીલાવાળા માણસ છે. મારા જવાની વાત કોઈને કહીશ નહિ અને કોઈ પૂછે તો કહેજે કે ' કામ હતું એટલે એમનાથી ન અવાયું.' આ પ્રમાણે સમજાવી છોકરાને તેણે ઈડર તરફ વિદાય કર્યો. તેના ગયા પછી ગોવિંદરાય અને ભાટ તૈયાર થયા. ખાવાનું હતું તે થોડું ખાઈ લીધું અને બંને જણે દક્ષિણ દિશાનો માર્ગ લીધો.

આણી તરફ ઈડરમાં ગોવિંદરાયના જવા સંબંધી પડપૂછ થતાં એમ જણાવવામાં આવ્યું કે ' તે લગનના કામ સારૂ પાટણ ગયા છે.' ઘરમાં ગંગાદેવીએ લગનની ધામધુમ કરાવવા માંડી. લોકોને ખાતરી થઈ કે શામળિયા સાથે રૂપાળીનાં લગન થવાનાંજ. ઘરનાં શું થશે તે જાણતાં ન

હતાં, છતાં દેખાડવાને લગનની ધામધુમ કરતાં હતાં. લગનની ધામધુમની વાતો શામળિયાને કાને જવા લાગી અને તે પોતાના મનમાં રળિયાત થયો. રૂપાળીને પરણવાના હરખમાં તે પછી તેનો કાળ આનંદમાં જવા લાગ્યો. તેણે દરબારમાં રાજમહેલમાં અને આખા નગરમાં ધામધુમ કરાવવા માંડી. લોકોમાં વાત જોસભેર ચાલવા માંડી. કેટલાક ડાહ્યા માણસો 'આ વાતનો ભરમ કંઈ જુદોજ હશે' એમ માનવા લાગ્યા કેટલાક 'સાચું પણ હોય. સ્વાર્થ સાધવાને માણસ શું ન કરે!' એમ પણ કહેવા લાગ્યા. કેટલાક ગોવિંદરાયની નિંદા કરવા લાગ્યા. વસવાયાં પોતાની રોજી જાગવાથી ખુશી થયાં. વાણિયાઓ દેશ પરદેશ કાગળો લખી નાના પ્રકારના માલ મંગાવવા લાગ્યા. ઝવેરીઓએ પોતાનું ઝવેર ખપાવવાનો આ સારો પ્રસંગ છે એમ જાણી દરબારમાં પેસનીકળ કરવા માંડી. શામળિયાના ખરીદેલા હીરા માણેકના દાગીના લઈ ખવાસણો ગોવિંદરાયને ઘેર પસંદ કરાવવા આવવા લાગી 'રૂપાળીબાને કયું ઝવેર પસંદ છે' તેની છુપીછુપી ગોઠવણો થવા માંડી. આટલી ધામધુમ થતી હતી પણ રૂપાળી બિચારી કશામાં ભાગ લેતી નહિ. તેનો દિવસ ચિંતામાં જતો. ઘરનાં બધાં ધાલમેલમાં રહેતાં અને જે જે રાજાને ત્યાંથી આવે તે દપટી દેવા ચૂકતાં નહિ. 'ધીરજરાયની વહુ આ દાગીનો પસંદ કરે છે' એમ શામળિયાને કાને વાત જાય તો તરત તે દાગીનો ખરીદ થાય અને વિજયાલક્ષ્મીને ભેટે જાય. આ પ્રમાણે થતી ધામધુમથી ગોવિંદરાયના ઘરમાં આવી ભરાતી ભૂપણ લક્ષ્મી જોઈ લોકોની આંખમાં મીઠું પડ્યું. તેમનાં મન લક્ષ્મી જોઈ બળવા લાગ્યાં. સોનું અને હીરામોતીને લોભે નઠારી સ્ત્રીઓનાં મન ચળવા લાગ્યાં. અદેખાઇથી કેટલીક સ્ત્રીઓ રૂપાળીની વાતને વધારે વધારે છણુવા લાગી. વૃદ્ધ પુરૂષોની નવીઓ તેના સુખની અદેખાઈ કરવા લાગી. 'પોતાને દુઃખ અને તેને સુખ' એવી ઇર્ષાથી કેટલીક સ્ત્રીઓનાં અંતર ચણુચણુવા લાગ્યાં અને તેના પરિણામમાં ગોવિંદરાયની અને રૂપાળીની ઘેરઘેર પુષ્કળ કુથલી ચાલવા માંડી.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રધાનની જાળ.



શાખ માસ ચાલતો હતો. સવારથી તે સાંજ સુધી સૂર્યનાં પ્રખર કિરણ પૃથ્વીને ધખધખાવી નાંખતાં હતાં. સીમાંતરોમાં તો બપોરે લાય વરસી રહેતી હતી. મધ્યાહ્નમાં માંકડાંનાં માથાં ફાટી જાય એવો મારમારનો તડકો પડતો હતો. તપી ગયેલી ધરતી ઉપર થઇને વાતા પવન બાળી નાંખે તેવા ગરમ લાગતા હતા. મધ્યાહ્નના તાપથી તપેલા પહાડ મોડી રાત લગી ઠંડા થતા નહિ. ચોમાસે અને શિયાળે જે સીમાન્તરો રમણીય લાગતાં તે આજ ઉજડ ખંખ જેવાં દેખાતાં હતાં. કોઈ કોઈ સ્થળે આંબાવાડિયાં અને વાડીવઝીફાથી પ્રવાસીઓને વિરામ મળતો હતો. પહાડની તળેટીમાં આવેલા આંબા અશોક અને લિંબડાની છાયામાં પક્ષીઓ અને પશુઓનાં ટોળાં વિરામ લેતાં હતાં. આંબાવાડિયાંમાં લીલાં પાંદડાં પાથરી બનાવેલી શય્યાઓમાં ભિલ્લ લોકો બપોરા ગાળતા હતા. ઉંચાં ઉંચાં વૃક્ષનાં ડાળાંએ વેલાના હિંચકા બાંધી ભીલડીઓ મોટા મોટા હિંચકા ખાતી લાંબા ને તીણા રાગે ગીતો ગાતી હતી. તપી ગયેલી રેતીવાળા પ્રદેશોમાંથી દોડી આવી હરિણાનાં ટોળાં ઝાડની છાયામાં ઉભાં રહેતાં હતાં. એક સ્થળેથી બીજે ને બીજેથી ત્રીજે એમ આમ તેમ નાસભાગ કરીને થાકી ગયેલી વનાશ્વની માદાઓ કામાસક્ત થઈ નરને વશ થતી હતી. આંબા અને અશોકની નિકુંજોમાં કોયલોના ટહુકાર અને બીજાં પક્ષીના મંજુરવ થયા કરતા હતા. પર્વતના ડુંગરાળ પ્રદેશમાં રહેતાં ભિલ્લ દંપતી નાના પ્રકારના ગ્રામ્ય વિલાસ કરતાં હતાં. ઝાડતળે ઉભેલી હરિણુની માદાઓનું આશ્વાસન કરતા કૃષ્ણસાર મૃગો ગળાપર ગળું નાંખી તેમનાં શરીરને રોમાંચિત કરતા હતા. પશુ પંખીનાં જોડાં મધ્યાહ્નકાળે સ્વાભાવિક પોતાની જાતને અનુસરતા પ્રેમવ્યાપારમાં મગ્ન થતાં હતાં. વૃક્ષો ઉપર થતા કપોત

અને કબુતરોના ઘુરઘુર રાગથી પથિકો નિદ્રા પામતા હતા. પત્રના રંગમાં મળી જતાં પોપટ અને હુડાનાં જોડાં માદાઓનાં મન મનવતાં હતાં અને નૃત્ય કરી થાકી ગયેલા મયૂરો પાંખમાં માથું ઘાલી નિદ્રા લેતા હતા. કેરીઓ ઉપર બેસી હિંચકા ખાતી કોયલોના અને હોલાઓના સ્વર માથા તળે ગાંસડીઓ ઘાલી સુતેલા પંથીઓને આનંદ આપતા હતા. સુકાં પાંદડાં અને ધૂળને લઇને ઉડતો વંટોળિયો ચારે દિશાએ ભ્રમણ કરતો હતો. લાકડાંમાં પોલ પાડતા લક્કડખોદની ધિંગી ચાંચના ડપકારા પત્રથી ઘટાદાર થયેલાં મોટાં વક્ષોના ઉંડા ઘુમ્મટમાં પડઘા પાડતા હતા. કાદવવાળાં તળાવડાં અને ખાડામાં પડવાથી ખરડાયેલા શરીરવાળાં ભેંશ અને પશુઓનાં ટોળાં શીતળ અને વિશાળ ઝાડની છાયા તળે જઈ ઉંઘતાં હતાં. પર્વતનાં શિખર ઉપર ઉગીને સુકાઈ ગયેલા ધોળા ઘાસમાંથી ધુમાડી નીકળતી હતી એટલુંજ નહિ, પણ કોઈ કોઈ વાર ઝાંઝવાંમાંથી તડકાને લીધે નિસ્તેજ લાગતી સહજ પીળી દાવાનળની જ્વાળાઓ પણ દૂરથી દેખાતી હતી. કહિં ખડકના નમેલા તિરકસની ગુફાના આંગણામાં લોહિયાળ લાંબી જીભ બહાર કાઢી હાંફતા ઉંટિયા વાઘ નીચેથી જનારને દૃષ્ટિગોચર થતા હતા. કહિં ગુફાના દ્વારમાં પાછલા પગ ઉપર બેઠેલા અને આંખ તથા મુખ ઉપર આવીને બેસતી માખોને મારવા ચિઢાઈ ચિઢાઈને શિલાઓ ઉપર પંજા પછાડતા સિંહ પણ જોવામાં આવતા હતા. આ વેળાએ બે ઘોડેસ્વારો એક તરફ પર્વત અને બીજી તરફ સપાટ સીમાન્તવાળા કંઇક પહાડી અને કંઇકિ ખેતરાઉ માર્ગે ચાલ્યા જતા હતા.

બેઉ જણ કાઠિયાવાડી પાણીદાર ઘોડીઓ ઉપર બેઠેલા હતા. પરસેવાથી ઘોડીઓનાં શરીર પલળી ગયાં હતાં એટલુંજ નહિ, પણ ઉડેલી રજને લીધે તેમના પુષ્ટ થાપા અને ગરદનો પણ મેલી થઈ ગઈ હતી. સ્વારોનાં કપડાં પલળી ગયેલાં અને દાઢી મુંછ ઉપર માર્ગની રજ ચોટી ગયેલી હતી. આ બેમાંનો એક જણ તો વૃદ્ધ થવા છતાં શરીરે પોસાતો હતો. શરીરના પ્રમાણમાં તેને માથે પાઘડી પણ ખાસી મોટી હતી. જાડાં કપડાંથી અને કોટમાં પડેલા સાપના આંટા જેવા ભારે ડુંપિયાથી તે જાતનો ભાટ હોય એમ સહજ જણાઈ આવતું હતું. બીજો સ્વાર વૃદ્ધ અને શરીરે

સુકલકડી હતો. તેનું મુખ મોટું અને ભવ્ય હતું. વળી તેની આંખ અને ચહેરા ઉપરથી જણાઈ આવે તેમ હતું કે તે કોઇ મુત્સદ્દી અમીર માણુસ છે. બંનેની ઘોડીઓ સાથે સાથે અને કોઈ કોઈ વાર આગળ પાછળ ચાલતી હતી. કોઈ વાર તેઓ વાત કરતા અને કોઈ વાર તો ઘણી વાર સુધી એક ધારણા બાંધી માર્ગજ કાપ્યે જતા હતા. તાપને લીધે તેમનાં મુખ કાળાં પડી ગયાં હતાં, તેમાં પેલા અમીર પુરૂષનું મુખ વધારે ચિંતાતુર લાગતું હતું. કેટલુંક ચાલ્યા પછી તેઓ બંને ઉપર વર્ણવ્યો તેવા પ્રદેશમાં થઈને એક મોટા અને વિસ્તીર્ણ આંબાવાડિયામાં પેઠા. શીળી છાયાવાળા એક આંબા તળે આવી તેઓએ ઘોડીઓ ઉભી રાખી. આમ તેમ જોઈ બેઉ હેઠે ઉતર્યા. ભાટે ખોગીરમાંથી દોરી લોટો કાઢ્યો અને એક ભીલને પૂછ્યું કે 'આટલામાં કહિં કુવો બુવો છે?' તેણે જવાબ આપ્યો કે 'તમારે કુવાનું શું કામ છે? પાણી જોઈએ છીએ કે બીજું કાંઈ!' એમ કહી તે ઝુંપડીમાં ગયો અને થોડી વારે એક જુવાન પઠ્ઠા જેવી ભીલડી મોટો ઉડકેલો તાંબાનો ઘડો લઈ બહાર આવી. ગોવિંદરાય તથા ભાટના મોં આગળ ઘડો મૂકી થોડીક વાર ભાટના સામું જોઈ તે બોલી કે 'દસોદીભા! તમે અહિં ચ્યાંથી!' દસોદીએ ઉંચું જોયું અને કહ્યું કે 'આમ ઑતરથી આવીએ છીએ.' ભીલડી બોલી કે 'હું ઉનડાગામની છું.' ભાટે કહ્યું કે 'ઠીક ભા ઠીક.' ભીલડી ત્યાંથી આંબા તરફ ગઇ અને વારા ફરતી બે માંચા લાવી તેમને ઢાળી આપ્યા. દિવાન અને ભાટે માંચા ઉપર બેસી પાણી પીધું. ભાટે ગોવિંદરાયને લગાર વિસામો લેવાનું કહ્યું. બંને જણ આડા થયા. ભાટ થોડીવારમાં લસલસાટ ઉંઘી ગયો. ગોવિંદરાયને દીકરીની ચિંતાએ ઉંઘ આવી નહિ પણ થાકેલા હોવાથી કપોતના નિદ્રાપ્રેરક ઘુરઘુરાટથી તે પણ જરા તંદ્રામાં પડ્યા.

પ્રધાનનું મન રાત દિવસ ઘરતરફ રહેતું હતું. આજ કાલ કરતાં વગડામાં રખડતાં ત્રણ દિવસ થઇ ગયા હતા. તેમની ચિંતા જરા વધી હતી. સોમેત્રા હવે ઝાઝું દૂર ન હતું. સાંજ પડતામાં ત્યાં પહોંચી જવાય તેમ હતું. થોડીવાર થઇ એટલામાં પ્રધાન જાગી ઉઠ્યો, મોં ધોયું અને વાટવો કાઢી સોપારી ખાધી. વળી તેણે લગાર અફીણ પણ લીધું. ભાટ પણ પછી



એક જુવાન...ભીલડી...તાંબાનો ઘડો લઈ બહાર આવી. —પૃષ્ઠ: ૩૪:

જાગ્યો. તેણે પણ દોઢે માવે અફીણુ લીધું અને ભીલ પાસે કાચી કેરીઓ મંગાવી છુંદો કરાવ્યો. ભાટે છુંદો થયો એટલે ગોવિંદરાયને આગ્રહ કરી કહ્યું કે લો ભા લો. છુંદો ખાવાથી તો લૂક ન લાગે. ભાટના આગ્રહથી ગોવિંદરાયે પણ થોડો લીધો. પછી જ્યારે નમતો પહોર થયો ત્યારે બંને જણુ પાછા કેડ બાંધી તૈયાર થયા. ઘોડીઓ ઉપર સાજ નાંખી સ્વાર થયા. પ્રધાને જતી વખતે છોકરાના હાથમાં રૂપિયો મૂકયો. જન્મમાં પહેલીજ વાર રૂપા નાણું દીઠાથી છોકરો ખુશ થયો અને એની માને દેખાડવા દોડ્યો. ભીલે થોડે સુધી વળાવવા જવાને કહ્યું પણ ભાટે ના પાડી, છતાં થોડે સુધી સાથે જઇ તે પાછો વળ્યો અને બંને જણુ સોમેત્રા તરફ ઘોડા ચલાવ્યા.

આથમતો સૂર્ય સામે હતો તેથી બંને જણુ બોકાનીઓ બાંધી માથે ધોતિયાં નાંખ્યાં હતાં. કહિંક છાંયડો આવે કહિંક તડકો આવે ને ઉની લાય જેવી લૂ વાય, તે કશાને ન ગણુગારતાં તેમણે કેટલાક ગાઉ કાપી નાંખ્યા. તપેલાને તપાવી થાકયો હોય એવો સૂર્યનારાયણુ પછી પશ્ચિમ દિશાને શોભાવવા લાગ્યો. વૃક્ષોના છાંયડા સુજનની મૈત્રીની માફક લાંબા થવા લાગ્યા. પંખીનાં ટોળાં પોતાના માળાઓ ભણી જવા લાગ્યાં અને ઘાસ વિનાનાં ખેતરોમાં ફરીફરી થાકી ગયેલાં ઢોર જ્યારે ગામ તરફ પાછાં વળ્યાં ત્યારે પેલા બે મુસાફરો પણ રમણીય સાંજ પડવાથી થોડી વાતચીત કરવા લાગ્યા. ભાટ બોલ્યો કે 'ભા ! ઘણું રખડ્યા. માતાજી હવે તમારી મહેનત બર લાવો. આટલી બધી મહેનતનો બદલો તમને પરમેશ્વર જરૂર સારોજ આપશે તમારો રંગ રહેશે. હવે એક બે દિવસમાં જે હશે તે જણાઈ જશે. તમને પણ ધન્ય છે! જાતે સુકુમાર હોવા છતાં આટલી આધેડ વયે જુવાનિયાથી ન થાય તેવી ખેપ તમે કરી છે. દીવામાં બત્તી પડતાં આપણે સોમેત્રા પહોંચી જઇએ તો આ મુસાફરીનો અંત આવે.' ગોવિંદરાયે તેને ઘટતો ઉત્તર આપ્યો. આમ વાત કરતામાં સૂર્યનારાયણુ અસ્ત પામી ગયા. દૂરથી સોમેત્રા દેખાવા લાગ્યું. ઘોડીઓ પણ વિરામ લેવા ઉતાવળી ચાલવા લાગી. ગામના સીમાડામાં પેસતાં ભાટે ચાસ પક્ષીને ડાબેથી જમણે પાસે જતો જોયો. પ્રધાન આ શુભ શકુનથી પ્રસન્ન થયો અને અંધારૂં થતાથતામાં તો બંને જણુ ઝાડ અને ધુમાડાથી ઘેરાયેલા સોમેત્રાને પાદરે જઈ પહોંચ્યા.

ઘોડીઓને વાવના હવાડાનું નિર્મળ પાણી પાયું અને ગામની ભાગોળે આવેલી ધર્મશાળામાં જઈ ઉતર્યા. પહેલાં આગલે ઓટલે સરસામાન ઉતારી નાંખ્યો અને અડાળીને થાંભલે ઘોડીઓને બાંધી ધર્મશાળાની ઓસરીમાં જઈ ઉતારો લીધો. સામાનમાંથી ગોદડી કાઢી જમીન ઉપર પાથરી ગોવિંદરાય નીચે બેઠા. ભાટે એક માણસને ચંદી લેવા મોકલી પ્રધાનની પાસે પોતાનો બિસ્તરો નાંખ્યો.

આ ધર્મશાળા નાની પણ રમણીય હતી. પાસે મહાદેવનું જુનું દહેરૂં અને તેની પડોશમાં વાવ તથા એક નાનું તળાવ હતું. ગોવિંદરાયે વાવમાં નહાઈ શંકરનાં દર્શન કરી દેવતા પાડ્યો એટલામાં ભાટ ગામમાં જઈ સીધું લઈ આવ્યો. ખીચડી શાક કરીને તેઓ જમ્યા. ઘોડીઓને ઘાસ દાણા ખવરાવી નિરાંતે ગોદડીઓ પાથરી આડા થયા. મોડી રાતે ધર્મશાળાનો નોકર આવ્યો તેણે વટેમાર્ગુઓને જણાવ્યું કે 'ભાઈઓ ! સવારે તમારે અહિંથી ઉપડવું નહિ.' આટલું કહી બારણે તાળું મારી તે ચાલતો થયો. બધા વટેમાર્ગુ વિચારમાં પડ્યા. અજાણ્યા માણસો આથી ગભરાવા લાગ્યા તથા કહેવા લાગ્યા કે 'અહિં ક્યાં ભોગ લાગ્યા તે આવ્યા ?' કેટલાક પરસ્પર પૂછવા લાગ્યા પણ આખરે કંઈ ન જણાતાં 'જે થશે તે ખરી' એમ મન વાળી સૌ નિદ્રાવશ થયા.



## પ્રકરણ ૭ મું.

### મધાને ભાટ થયો.

મોડું પરોઢિયું થયું કુકડો બોલ્યો અને વૃદ્ધ માણસો પથારીમાં પડ્યા પડ્યા પ્રભાતિયાં લલકારવા લાગ્યા. ઘરડાંના રાગે ઘણાની નિદ્રા નાસી ગઈ અને શાંત ધર્મશાળા પાછી સળવળી રહી. માણસો એક બીજાને બોલાવવા લાગ્યા તથા કોઈ કોઈ રાતવાળી વાત ભૂલી જઈ માર્ગે પડવાની તૈયારીઓ કરવા લાગ્યા પછી થોડીવારે શરણાઈના ભુંગળના અને શંખના સૂર થવા માંડ્યા. ઢોલ અને બીજાં વાજાં વાગવા માંડ્યાં. ધર્મશાળા બહાર દેવાલયમાં આરતિની ધામધુમ થઈ. બંદુકોના બહારે આખા ગામને નિદ્રામાંથી જગાડ્યું. રસ્તાઓ ઉપર સ્વારોની દોડાદોડ થવા લાગી અને ધર્મશાળામાં રાતવાસો રહેલા વટેમાર્ગુંઓ ‘ ગામમાં શું છે ને કેમ આપણને તાળામાં રાખ્યા છે ’ તે જાણવાની ઉત્કંઠાથી બારણા આગળ ખડકાવા લાગ્યા. ગોવિંદરાય અને ભાટ પણ જાગ્યા. ભાટ દાતણ કરી કસુંબો કાઢવા લાગ્યો. ગોવિંદરાય ઓસરીની ધાર ઉપર બેઠા બેઠા દાતણ કરવા લાગ્યા. વટેમાર્ગુંઓ ધર્મશાળાની બહાર નીકળવાની ઉતાવળ કરતા હતા, ત્યારે આ બે મુસાફર શાન્ત થઈને બેઠા હતા. દરવાજા આગળ ભેગા થયેલા મુસાફરો બારણાં હચમચાવી ધાંધલ કરતા હતા. કોઈ કોઈ જુવાનિયા મોં ઉપર હાથ દઈ દઈને બૂમો પણ પાડતા હતા. ધર્મશાળામાં ધિંગામસ્તાઈ થઈ રહી હતી એટલામાં બહાર કુંચીઓ ખડખડી. વટેમાર્ગુંઓ બહાર નીકળવા ઉતાવળ કરવા લાગ્યા. એટલામાં કચરડાટ કરતી દરવાજાની બારી ઉઘડી. બારી ઉઘડતાંજ એક કદાવર રજપૂત ધર્મશાળામાં દાખલ થયો, જેને જોઈ બારણા આગળ ભેગા થયેલા લોક આઘાપાછા થઈ ગયા. રજપૂત અંદર આવ્યો અને ધર્મશાળા વચ્ચે ઉભો રહી બોલ્યો ‘ વટેમાર્ગુલોક ! તમને સોમેત્રાના રાજાના ઘરનું નોતરૂં છે.

જેને ઉતાવળ ન હોય તેણે આજ અહિંયાં રહી જવું. મહારાજ સોનિંગ રાઠોડને ત્યાં પુત્ર જન્મ થયો તેની વધાઈના આનંદમાં આજ આખા ગામને જમવાનું છે.'

વટેમાર્ગુઓનો ભય જતો રહ્યો. અત્યાર સુધી જે હોહા થતી હતી તે શાંત પડી ગઈ. લાડુના લાલચુ ખાસ કરીને ટેલિયા બ્રાહ્મણો આનંદ પામી ખભે ભરવેલી ઝોળીઓ ઉતારી નીચે બેઠા. કેટલાક ટિખળી માણસો એક બીજાને તાળી આપી કહેવા લાગ્યા કે 'ખોદ્યો પર્વત અને નીકળ્યો ઉંદર' એવું થયું. આખી રાત ચિંતા કરાવી તે ફોકટ. ઓપટીનું કામ હતું તેઓ પોતાના સાથીઓનો સંગાથ છોડી માર્ગે પડ્યા અને કેટલાક કામ છતાં સોબતને લીધે રહી ગયા. જ્યાં અત્યાર સુધી ન સમજાય એવી ઈંતેજારી ચાલુ રહી હતી ત્યાં પાછો આનંદ આનંદ થઈ રહ્યો. કમ્મર છોડી નાંખી કેટલાક દાતણ પાણી કરવા લાગ્યા ને કેટલાક નહાવા ગયા. ધર્મશાળા ઉધડી, જવું હતું તે ગયા અને રહેનારા રહી પડ્યા. રજપૂત અમલદાર ચાલ્યો ગયો અને સૌ સૌને કામે વળગ્યું.

ભાટે કસુંબો પીધા પછી ગોવિંદરાયને કહ્યું કે 'પ્રધાનજી! અંબા ભવાની જે કરે છે તે સારાને માટેજ. જ્યાં જઈએ છીએ ત્યાં પોબાર પડે છે. ધરમૂળથીજ સારા શકુન થતા આવ્યા છે તો ખાતરી રાખજો કે, જશા-નાજ થશે. મુંછોને ઉંચી ચઢાવી તેણે ઘુંટડો પાણી પીધું અને ખલેચી-માંથી ટોપરાનો કકડો કાઢી મોમાં નાંખી બોકાની બાંધી. દર્પણ કાઢી મુખ જોયું અને એક બે ખુંખારા કર્યા. અમલ ચઢયો હોય એમ લાગતાંજ તે ફરીને બોલ્યો કે 'રાયજી! હવે મને રજા આપો. હું આ બહાને એક બે કવિત કરી દરબારમાં જઈ રાજાને મળું અને તમારી મુલાકાતનો બંદોબસ્ત કરી આવું. ઈશ્વરે તાકડો તો જોઈએ તેવો આણી આપ્યો છે. હોંશિયાર થાઓ. હમણાં આવતાં તો હું સીધું પાણી લઈનેજ આવીશ. પ્રધાનજી! મને લાભ અને તમને પણ લાભ. રાજાને કુંવર આવ્યા જેવો પ્રસંગ છે એટલે મને પણ સોનાનાં કડાંના સરપાવની આશા છે.' એમ કહી ભાટ ઉભો થયો હાથમાં હુક્કો લીધો અને બગલમાં એક ચોપડો મારી ફરીને બોલ્યો કે 'લો રામરામ! પ્રધાનજી! અફીણ ચઢયું છે તેવામાં ઠીક બોલાશે માટે જાઉં છું.'

આમ કહી ભાટ ગામમાં ગયો. ગોવિંદરાય ધર્મશાળામાં બેઠા અને ગામમાં થતી ધામધુમ જોવા લાગ્યા. રાણીને પિયેર વધામણિયા ગયા. ગામમાં સાકરો વહેંચાઈ અને દરબાર ગઢ ઉપર રજપૂત રાજ્યચિહ્નવાળા સુશોભિત વાવટાઓ ચઢ્યા. બ્રાહ્મણો એકઠા થઈ આશીર્વાદ દેવા માટે ઉતાવળા ઉતાવળા દરબાર ગઢમાં જવા લાગ્યા. વાણિયાવટુ અને કામદાર વગેરે લોક બની ઠણી દરબારની મુલાકાતે ગયા. મોટા ઘરની શેઠાણીઓ ગોળ સાકર લઈ લઈને રાણીની ખબર પૂછવા ગઈ. ઘણાક લોક ગામ ચોરાસીની ખટપટમાં પડ્યા. બ્રાહ્મણો અને તપોધનો પાસેનાં સગાંને તેડવા ગયા અને અંટોળ બ્રાહ્મણોના છોકરા ગામ બહાર વડનાં અને મહુડાનાં પાંદડાંનો રોળ વાળવા દોડી ગયા. દેવ મંદિરોમાં ઉત્સવ થવા લાગ્યા. પર્વડીઓ ઉપર દાણાના વરસાદ વરસ્યા તથા ગામઠી નિશાળોનાં છોકરાંને છુટી મળી. ગામના મોટા ચોરામાં ગરાસિયા એકઠા થયા. રાવણાંમાં કસુંબાપાણી થવા માંડ્યાં. ભાટ ચારણ ભાંડ અને મીરલોકો કવિત કરી કરી દરબારમાં ગયા. તેમજ માગણનાં ટોળેટોળાં રાજાના ગુણ ગાતાં મહેલ આગળ એકઠાં થવા લાગ્યાં. આ પ્રમાણે ધામધુમ થઈ રહેલી હતી તેમાં ગોવિંદરાયનો સોબતી દસોદી ભાટ પણ ભળી ગયો. મોંમાર વાચાળ અને પ્રસિદ્ધ હોવાથી તે સૌથી પહેલે રાજાના સિંહાસન આગળ આશીર્વાદ સાથે જઈ ઉભો. રાજાએ પ્રસન્ન થઈ તેને વધાઇનો સરપાવ આપ્યો. વંશ વર્ણનના કવિતે પ્રસન્ન થયેલા સોનિંગ રાઠોડે વળી આપણા દસોદીને સોનાનાં કડાં પણ પહેરાવરાવ્યાં. આવી માગણોની ભીડમાં પોતાનો અર્થ સાધવામાં ફતેહ મેળવી ગયેલો દસોદી ઘડીભર ગોવિંદરાય પ્રધાનને વિસરી ગયો. બીજા ભાટ ચારણ પછી આગળ વધ્યા. દસોદી ગોવિંદરાયને કેવી રીતે મેળવવા તેનો વિચાર કરતો કરતો કસુંબાની આશાએ દરબારમાં બેઠો. લોકો આવે ને જાય તેમાંથી રાજા નવરો ન પડે ત્યાં દસોદી બિચારો શું કરે? એકાદ બે વખત આગ્રહથી કસુંબો પીધો અને ઉપરા ઉપરી ભરાતા હુક્કા ખેંચવામાં તથા અગમનિગમની વાતો કરવામાં દસોદીએ ઘણો વખત ગાળી નાંખ્યો. સૂર્યનારાયણ માથે આવ્યા. ભોજનનો સમય થયો અને સારા સારા લોક આવી ગયા તે પછી સોનિંગ રાઠોડના વણિક અમાત્યે દરબાર બરખાસ્ત કરાવ્યો. અકળાઈ રહેલા લોક

ઉઠીઉઠીને ચાલવા લાગ્યા. સર સરપાવ મળવાથી ખુશી થયેલા માગણુ વારંવાર રાજાનાં વખાણુ કરતા દરબારની બહાર નીકળવા લાગ્યા ત્યારે આપણો દસોદી ભાટ પણ દરબારમાંથી મહેલમાં જવાના બારણા આગળ જઈ ઉભો રહ્યાં.

લોક વેરાયા દરબાર ખાલીખમ થઈ ગયો. પ્રધાન સાથે મહેલમાં જતાં બારણામાં દસોદીને ઉભેલો જોઈ રાજાએ ફરી તેનાં કવિત સાંભળ્યાં અને પ્રસન્ન થઈ વળી કહ્યું કે " દસોદી ! માગો માગો, તમારી જે ઇચ્છા હોય તે માગો. " દસોદીએ વાંકા વળી નમન કરી ભાટની વાણીએ 'ખમા ઘણી ખમા પૃથિવીરાજ !' એમ કહી જણાવ્યું કે 'માગવાનું તો એજ કે ભાને રાજ્ય અને અમને પસાયતાં. હાલ તો બાપાની પાસે એજ માગવાનું કે, બે ઘડી એકાંતમાં મારે આપની સાથે એક વજનદાર માણુસની મુલાકાત કરાવવાની છે એટલું આપો એટલે જાણુ લાખો રૂપિયા આપ્યા. આજ પૃથિવીનાથને ત્યાં કુંવર જન્મ્યાના સરપાવ લીધા અને કાલ સવારે પસાયતાં પણુ લઈએ એવી મોટી આશા છે. રાઠોડનો સુરજ ચઢતો છે એટલે ફતેહ થવામાં તો વાંધો નથી. વધારે વિગત એ માણુસ પોતેજ આપને કહેશે.' 'ઠીક રાતે આવજો' એમ કહી રાજા ગયો અને ભાટ ધર્મશાળા ભણી વળ્યો. રસ્તામાં મોદીખાને જઈ ચીઠી દેખાડી પાકાં સીધાં લીધાં. સરપાવ સોનાનાં કડાં અને પાકાં સીધાં લઈ ખુશી થતો થતો તે ગોવિંદરાય પાસે ધર્મશાળામાં આવ્યો અને બોલ્યો કે 'રાયજી! ફતેહ. લો હવે સુરજ માથે આવ્યા માટે પેટની પૂજાનું કંઈ કરો.' કેડ છોડી તે બિસ્તરા ઉપર બેઠો. સાંજ પડતાં જમવાની તૈયારી થઈ. મોટા ચોરામાં ગામની બહાર અને રસ્તાઓ ઉપર આથમતા તડકામાં બેસીને લોક જમવા લાગ્યું. કેટલેક ઠેકાણે છાંયડાને માટે જાજમો બાંધી હતી પરંતુ ઘણા લોકને લીધે કોઈ છાંયડો કે તડકો જોવા રહેતું નહિ. જુદી જુદી વર્ણના લોકોનું આવવું ને જવું થયા કરતું હતું. લોક ઓછું થવા માંડ્યું અને જમણુનો ખટરાગ ધીરેધીરે અંધારૂં થતાં ઉતરતા ઓટની માફક મંદ પડી ગયો.

સંધ્યાકાળે દેવમંદિર કચેરીઓ ચોરા અને દરબારગઢમાં દીપમાળો પ્રકટાઈ. મોટા મોટા રસ્તાઓ ઉપર દીવા કરવામાં આવ્યા. રાજમહેલના આંગણામાં દારૂખાનું ફૂટવા માંડ્યું. આણી તરફ રાજાને મળવા જવા

ગોવિંદરાય અને દસોદી ભાટ પણ ધર્મશાળામાંથી નીકળ્યા. દસોદીએ માર્ગમાં ગોવિંદરાયને જુદાં જુદાં મકાન દેખાડ્યાં અને રાઠોડોનું બળ તથા તેમણે કરેલાં પરાક્રમનાં વર્ણન કરી કાર્યસિદ્ધિ સમજાવી. 'અમુકતમુક રજપૂતો તો હમેશ બાંધી તરવારે દરબારમાં પડી રહે છે. આટલા રજપૂત ડંકો થતાં ગમે તે વેળાએ સોનિંગ રાઠોડનું થુંક પડે ત્યાં પોતાનું લોહી રેડવાને તૈયાર રહે છે. કેટલાક હાથીઓ તો દરબારને આંગણે ઝૂલ્યાજ કરે છે. સોનિંગ રાઠોડ પ્રતિદિન સૈન્યમાં રથ ઘોડા અને યુદ્ધસામગ્રીનો વધારો કર્યે જાય છે. ભોળા ભીમદેવે આપેલું એક નાનું પરગણું એમના પ્રતાપે આજ નાનું સીકડું રાજ્ય થઈ પડ્યું છે.' આમ વાત કરતા કરતા તેઓ દરબારગઢ નજીક જઈ પહોંચ્યા.

સોમેત્રા ગામે નહિ તેમ શહેરે નહિ પણ એક આબાદ કસ્બા જેવું હતું. વસ્તી ઘણી ખરી રજપૂતની હતી. પાટણના રાજાઓની પડતી પછી રાઠોડ રાય જ્યારે સોમેત્રાનો સ્વતંત્ર રાજા થયો ત્યારે તેણે પોતાના વંશના રજપૂતોને બોલાવી ગામમાં વસાવ્યા હતા. ત્યાર પછી નાનો શો દરબારગઢ બંધાવ્યો હતો અને ચુંવાળના ભીલોના ભયે ગામ પાછળ પિંઢારિયો કોટ પણ કરાવરાવ્યો હતો. સોનિંગ રાઠોડ જાતે હોંસી શૂરવીર અને ટેકીલો રજપૂત હતો. તેણે રાજ્યલોભથી નહિ પણ પરાક્રમથી પોતાની રાજ્યસીમા વધારી હતી. હજી પણ પરાક્રમ કરી બતાવી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવો એવી તેને ઇચ્છા હતી. પોતે નીતિશાસ્ત્ર જાણતો હતો એટલુંજ નહિ પણ કેટલાએક વિદ્વાન શાસ્ત્રીઓ અને ભણેલા બ્રાહ્મણોને પણ તેણે પોતાની પાસે રાખ્યા હતા. સોનિંગ રાઠોડે થોડા કાળમાં પોતાની પ્રજાની પ્રીતિ સંપાદન કરી હતી અને આગળ પાછળના મેવાસી લોક તેની ધાક રાખતા હતા. ગામની વચમાં ગામ ને રાજ્યને યોગ્ય નાનો પણ સુંદર દરબારગઢ હતો. દરબારગઢની જોડે નવો કરાવેલો રાજમહેલ હતો, જે અનેક દીવાઓથી અત્યારે જળહળી રહ્યો હતો. ગોવિંદરાય અને દસોદી ભાટ એ રાજમહેલ આગળ ગયા. ઈડર જેવા મોટા રાજ્યના પ્રધાનને આ નાના રાજ્યમાં કંઈ ખાસ જોવાનું ન હતું પરંતુ પગલે પગલે રજપૂતોના વ્યાપાર અનુભવી દિવાન ધ્યાન રાખીને જોતો. તેનું મન પોતાના કાર્યમાં લીન હતું,

પરંતુ અત્યારે તો તે ઇલદુર્ગ અને સોમેત્રાની સરખામણી કરતું હતું. 'સોમેત્રાનો રાજા ઇલદુર્ગના રાજાને જીતી શકશે કે નહિં' એવો વિચાર કદી તેને આવતો પરંતુ વળી રજપૂતોનાં શૂરાતન યાદ આવતાં મનમાં કંઇક આશા બંધાતી. એમ કરતાં કરતાં બંને જણ દેવડી આગળ થઇ અંદર ગયા. દ્વારપાળને દસોદીએ ખબર આપ્યા પછી મોટે દાદરે થઈ મેડીએ ચઢ્યા. મેડીમાં દીવાઓ જળહળ બળી રહ્યા હતા અને વચમાં એક મોટા ઢોલિયા ઉપર પ્રતાપી જયચંદ્ર રાઠોડનો પ્રપૌત્ર વાળુ કર્યા પછી મલમલનું કેડિયું પહેરી હુક્કો પીતો બેઠેલો હતો. દસોદી અંદર ગયો. ઉંબરામાં પગ મૂકતાં તેણે કવિતોથી રાજાની શાન્ત મેડીને ગજાવી મૂકી.

"આવો દસોદી ભાટ આવો" એમ કહી સોનિંગ રાઠોડે તેને આવકાર આપ્યો. ગોવિંદરાયે રાજાને સલામ કરી અને રાજાએ ભાટને પૂછ્યું કે "તમે કહેતા હતા તેજ આ કે?" ગોવિંદરાયનો ચહેરો જોતાંજ સોનિંગ રાઠોડને ખાતરી થઇ કે 'આ કોઇ મુત્સદ્દી રાજદ્વારી પુરૂષ છે.' ભાટ નીચે ચાકળા ઉપર બેઠો અને સોનિંગ રાઠોડે ઘણો ઘણો આગ્રહ કરી તથા હાથ ઝાલીને વૃદ્ધ ગોવિંદરાયને ઢોલિયા ઉપર પોતાની પાસે પડખે બેસાડ્યા. પછી ભાટે વાત ઉપાડી અને અથથી તે ઇતિ સુધી સઘળો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. ભાટ વાત કરતો હતો ત્યારે રાઠોડરાય વારંવાર ગોવિંદરાય સામું જોતો અને ધ્યાન દઈ આ બધું સાંભળતો હતો. ભાટ બોલી રહ્યો એટલે રાઠોડે ગોવિંદરાય સામું જોઈ કહ્યું કે 'દિવાનજી! તમારે કંઇ ચિંતા કરવી નહિ. એ ભીલડાના શા ભાર છે?' ભાટ બોલ્યો કે 'ભા! રાઠોડ વંશના રજપૂતોની તો અમને ગળા સુધી ખાતરી છે. આ પણ જેવું તેવું માણસ નથી. અત્યારે ધારે તો ઇડરની ગાદી ઉખાડી નાંખે. ઇડરનો રાજા કહીએ તોય એ અને દિવાન કહીએ તોય એજ. કારભારૂં તો એમને વંશપરંપરા ચાલ્યું આવે છે ત્યાં હોંશિયારીની તો વાતજ શી કરવી? પડીહાર રાજાઓના વખતથી એમને કારભારા પેટે ગામ મળેલાં છે એટલુંજ નહિ, પણ વંશપરંપરા કારભારાના તાંબાને પતરે લેખ થયેલા છે. એમની વગ ક્યાં!! પાટણમાં પણ એમના નાગર કારભારી, સોરઠમાં પણ એના એજ અને આમ દખ્ખણમાં જુઓ

શામળીઓ સેઠ—



સોનિંગ રાઠોડે...ગોવિન્દરાયને ઢોલીઆ ઉપર પોતાની પાસે પડખે બેસાડયા.-પૃષ્ઠ:૪૨.

તોય નાગરના નાગરજ કારભારી છે. ઉત્તરમાં રજપૂતોના ભડમાં પણ એમની લાગવગ કંઇ ઓછી નથી. શામળિયો તો ખરેખરો મૂર્ખ કે એણે આ સૂતેલો સિંહ જગાડ્યો. આ ધારે તે કરી શકે એવા છે પણ આ તો રૈયતને દુઃખ ન પડે અને દેશમાં હાલકહુલક ન થાય માટે ઉઘાડો હાથ દેખાડતા નથી. એમનો ઉત્તરમાં જવાનો વિચાર હતો પણ રાઠોડ બાપાનાં પરાક્રમ મેં સાંભળેલાં એટલે મારા કહેવાથી આપની પાસે આવ્યા છે. હવે તો જેમ બને તેમ રૈયતના દુઃખનો આરો આણવો એ રાયજીની બુદ્ધિ અને તમારી તરવારના હાથમાં છે. મેવાસના ભીલ માથાં આપે એવા ઝનુની ને જબરા છે, પણ ભા ! આપના આગળ તેમનું કંઇ ચાલે એમ નથી. ક્યાં રાઠોડ અને ક્યાં ભીલડાં? ક્યાં વાઘ ને ક્યાં શિયાળવાં? ઉઘાડો ઝગડો કર્યાં કરતાં એકદમ દબાવી દેવાય તો રૈયતને અડચણ ન થાય. એ બધું ભાના હાથમાં છે. અમે તો માગણ ભાટ ! અમારો આવાં મહાભારત કામમાં શો આશરો ? અમારૂં જોર તો ત્રાગાં." સોનિંગ રાઠોડ હસ્યા અને ગોવિંદ-રાય સામું જોઈ બોલ્યા કે 'બોલો દિવાનજી! તમારી શી મરજી છે?' ગોવિંદરાયે કહ્યું કે 'રાઠોડરાયની મરજી એજ મારી મરજી. ઉતાવળ કરવામાં માલ નથી. રાજ્યમાં હાલકહુલક થાય તો મારૂં ઘણાં વર્ષનું કારભારૂં લાજે માટે જે બને તે યુક્તિથીજ કરવું. મેં શામળિયાને લગન કરીશું, એમ કહ્યું છે અને તેની તૈયારીઓ પણ થાય છે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**यस्य चाप्रियमन्विच्छेत्तस्य कुर्यात्सदा प्रियम् ।**
**व्याधो मृगवधं कर्त्तुं गीतं गायति सुस्वरम् ॥**

વળી એ આપણી યુક્તિમાં સમજે એવો ચતુર નથી, માટે હું જ્યારે અહિં માણસ મોકલું ત્યારે ચુંટી કાઢેલા રજપૂતો લઈ આપે ત્યાં પધારવું અને 'લાગે લાકડું ભાગવું.' સોનિંગ રાઠોડે કહ્યું કે 'દિવાનજી! એમાં તો તમારી બુદ્ધિ અને અમારી તરવાર! રાજ્યની ઉથલપાથલમાં તમારી બુદ્ધિ! અમે તો તરવારથી કામ લેનારા કહેવાઇએ. યુક્તિમાં તમે રાજા અને

---

૧ જેનું બુરૂં કરવાની ઇચ્છા હોય તેને ગમતું કામ સદા કરવું; વ્યાધ મૃગને મારવા મધુર સ્વરથી ગાયન કરે છે.

તરવાર વાપરવામાં અમે રાજા. તમે કહો છો તેમ કરીશું, માટે હવે ચિંતા કરશો નહિ. અમુક દહાડો નક્કી કરો એટલે તે દહાડે રજપૂતો તમારા માણસ સાથે આવે. હું જાતે પણ જરૂર હશે તો આવીશ. આવા દુષ્ટને દંડ દેવો એ અમારૂં રજપૂતોનું તો કામજ છે.' સોનિંગ રાઠોડનાં વચન સાંભળી ભાટ ગાજી ઉઠ્યો કે 'ભલે રાઠોડ ભા ! ભલે ! ઘણી ખમા પૃથ્વી-નાથ ! રજપૂત વિના તે બીજા કોના ભાર છે કે આવાં કામમાં હામ ભીડે.' પછી સોનિંગ રાઠોડે અને ગોવિંદરાયે વિચાર કરી એક દિવસ મુકરર કર્યો. આગળ ઉપર રાજ્ય વહેંચણી કેમ કરવી તે સંબંધી રાજા પ્રધાન વચ્ચે કેટલાક ઠરાવો થયા. ગોવિંદરાયે રાઠોડને શાબાશી આપી અને રાઠોડે તેમને સામું અભય-વિશ્વાસ વચન આપ્યું. પછી ઘણી રાત જવાથી તેઓ પોતાને ઉતારે ગયા.

---

## પ્રકરણ ૮ મું.

### લગનની તૈયારી.




લદુર્ગનો વૃદ્ધ અને કાબેલ કારભારી સોમેશ્વરના રાજાને મળી પાછો આવ્યો, પરન્તુ લોકને કે સગાં સાગવાંને પ્રધાનની ધારણા સમજાઈ નહિ. કેટલાક 'સાઠી બુદ્ધિ નાઠી' એમ કહેવા લાગ્યા અને કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે 'ભાઈ મુત્સદ્દી છે. બોલે શું અને કરે શું ! મોટા પુરૂષો તો એવાજ હોય. આરે આવતા સુધી પણ જણાવા ન દે કે 'સિંહ છે કે શિયાળ.' કેટલાક નીચ લોક કુથલી કરીને થાક્યા અને કેટલાક 'ધણીને સૂઝયું ઢાંકણીમાં' એમ કહીકહીને જંપી ગયા. પ્રધાન પાટણ જઈ ત્યાંથી પાછા આવ્યા અને વિવાહની ધામધુમ પણ ચાલુ થઈ. નિંદા કરીને થાકેલું લોક રસ્તે પડ્યું તથા નોકરચાકર લોક રાજવિવાહની ધામધુમમાં પડ્યા. રાજમહેલો ધોળાવા અને રંગાવા માંડ્યા. દેવમંદિરમાં

સમારકામ થવા લાગ્યાં અને રસ્તા તથા બજાર વગેરે જાહેર જગાઓ સમરાઈ ગઈ. ગઢ ઉપર અને મંદિરો ઉપર નવી ધ્વજાઓ ચઢી અને આખું ગામ પણ ઉજળામણ ઉપર આવ્યું. શામળિયાએ પોતાના વિવાહની હોંસમાં આંખો મીચીને નાણાં ખરચાવા દીધાં. એક તરફ ગોવિંદરાયને ત્યાં અને બીજી તરફ દરબારમાં વસવાયાંને રોજી મળી. વેપારી લોકને લુગડાં-લત્તાં સોનાં રૂપાં અને હીરા માણેક ખપાવવાની તક મળી. દેશમાં રાજાના લગનની વાત થઈ એટલે ભાટ ચારણ અને માગણ લોક બધેથી ઇડરમાં આવીને ભરાયા. ઇડર જે નિસ્તેજ થઇ ગયું હતું તે આ વિવાહની તૈયારીએ પાછું ઝાકઝમાળ ને ઉજમાળું બની રહ્યું. ઘોડાને નવાં સાજ–સામાન થયાં, બળદ તથા હાથીઓને નવી ઝૂલો થઈ, સુખપાલો પાલખીઓ અને મિયાના વગેરે વાહનો રંગાયાં અને તેની ઉપર નવી ચિત્રવિચિત્ર બનાતો મઢાઈ. સંચમાં અને ભોંયરામાં પડી રહેલાં ઘરેણાંને ગેરું ચઢ્યા. હીરા મોતી માણેકનાં ઘરેણાં ઉપર નવાં પહેલ પડ્યાં. ‘ રાજાને ઘેર આનંદ તો પ્રજાને ઘેર પણ આનંદ ’ તેમ લોકમાં પણ આનંદ જણાયો. મોટા મોટા શેઠ સાહુકારોએ પોતાનાં ઘર વાહન અને ઘરેણાં વગેરે ઠીકઠાક કરાવ્યાં અને ગામડાંના લોક પણ રાજાના વિવાહે શહેરમાં જવાને લગનની વાટ જોવા લાગ્યા.

આ પ્રમાણે અનેક રીતે વિવાહની ધામધુમ થઈ પણ કાબેલ કારભારીએ પોતાના મનનો મર્મ ધીરજરાય સરખાને પણ સમજવા દીધો નહિ. ઘરનાંથી પણ ડોસાના દિલનો ભરમ સમજાયો નહિ તો લોક બિચારા શું સમજે ? ડોસી સગાં અને છોકરાં મનમાં મુંઝાય, એકાન્તમાં ડોસા ઉપર કઢાપો કરે પણ કંઈ બોલાય નહિ. આ કાર્ય કેવા રૂપમાં ઉતરશે તે ગામના ઘરડેરા પણ સમજી શક્યા નહિ. ગોવિંદરાયના ઘર આગળ થયેલી શોભા અને માંડવાની રચના જોઇ માર્ગે જતી સ્ત્રીઓ મોં મચકોડી ‘કૂટ છે ’ એમ કહેવા લાગી. આટલું બધું થયું પણ હજી વિવાહનો દિવસ નક્કી થયો ન હતો. એકવાર સવારમાં ગોરને બોલાવી શામળિયાએ વિવાહનો દિવસ નક્કી કરાવ્યો અને ગોવિંદરાયને ત્યાં કહેવરાવ્યું. ‘ વૈશાખ વદિ આઠમનાં લગન ઠર્યાં,’ એમ ગામમાં વાતો ચાલી. ગોવિંદરાયનું મન દિવસ નક્કી થવાથી

થાળે પડ્યું, કારણ કે દુષ્ટબુદ્ધિ ભીલ રાજાને જડમૂળથી ઉખાડી નાંખવાની યુક્તિમાં તેમને ઘણું કામ કરવાનું હતું. કારભારીએ હવે દસોદીને સોમેત્રે મોકલ્યો અને પોતે નોંતરે આવનારને ઉતારવાની ગોઠવણ કરવા માંડી. આ બધું જોઈ ઘરનાંથી અને અંતરના મિત્રો વગેરેથી રહેવાયું નહિ. સૌએ એકઠાં મળી એક દહાડો તેમને પૂછવાની હિમ્મત કરી. એક વૃદ્ધ મિત્રે દિવાનખાનામાં ગોવિંદરાય એક વખત શાન્ત ચિત્તે બેઠેલા હતા ત્યારે પાસે જઇને પૂછ્યું કે " રાયજી ! આ શું કરો છો ! આનો કંઇ ભરમ અમારાથી સમજાતો નથી. તમારે તો પાછલી ચાર ઘડી રહી છે પણ આ કુટુંબને તો જન્મારો કાઢવાનો છે. એ શું કરશે ! નાતમાં એમનો કેમ સમાસ થશે અને લોક પુંઠે શું બોલશે ? તેનો જરા વિચાર કરજો." 'ઠીક છે. તમે તમારી મેળે શું થાય છે તે જોયા કરો,' એવો ઉત્તર આપતાં ગોવિંદરાય વયે કરીને ધોળી થઈ ગયેલી મુંછમાં હસ્યા અને આડીઅવળી વાત કાઢી મુખ્ય પ્રશ્નને ઉડાવી દીધો.

આમ કરતાં વૈશાખ વદિ બીજ થઈ. લગનની વરધો ગણાવા લાગી. શામળિયા સોડનો ઉત્સાહ ચોમાસાના સાગરની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યો. રાજમંદિરમાં પાંચમી વરધે ગણપતિ બેઠા ત્યારે ગોવિંદરાયના ઘરમાં ચામુંડાનું સ્થાપન થયું. રાજમહેલમાં દરબારગઢમાં અને ગોવિંદરાયના ઘર આગળ ટકોરખાનાં બેઠાં. ઇડિરવાડાની બ્રહ્મખેડના બ્રાહ્મણો નગરમાં આવી ખડકાયા. લગનને બે રાતો આડી રહી ત્યારે ગોવિંદરાયે નોંતરે આવનાર પાટણની વહેવાણો માટે શામળિયાને ત્યાંથી મલાજાદાર સો માફા મંગાવ્યા. આજ કાલ ગોવિંદરાયનો બોલ તો ઈશ્વરનું વચન થઇ પડ્યો હતો. 'શું કરૂં ને ગોવિંદરાય પ્રસન્ન રહે' એમ શામળિયાને થતું હતું ત્યાં સો માફા મોકલવામાં તો વિલંબજ શાનો થાય! સોને ઠેકાણે દોઢસો માફા મોટી મોટી ધુઘરમાળો અને ઝૂલોવાળા સિંધી બળદોની જોડીઓ જોતરેલા એક ઘડીમાં ગોવિંદરાયને આંગણે આવી ઉભા. માફા આવતાં તેમણે જાતે સામા જવાની તૈયારી કરી. પોતે ઘોડે ચઢ્યા અને માફા લઈ ઇડરમાંથી નીકળ્યા. નવ દસ ગાઉ ઉપર એક ગામ હતું ત્યાં ગયા. ખોડીપુરની ભાગોળે મોટે પરોઢીએ બળદોને છોડી નાંખ્યા. ત્યાં

પાદરમાં ધર્મશાળા હતી તેમાં ઉતર્યા. દસોદી ભાટ શામળિયાનો ધાટ ઘડનારી વહેવાણો લઇ ત્યાં આવેલો હતો તેને મળ્યા અને દોઢસોએ માફા ધર્મશાળાના વાડામાં અણાવ્યા. બેસનારીઓ ઓઝલ પડદાની રહેનારીઓ હોવાથી ગાડીતોને દૂર કર્યા અને પહો ફાટતા પહેલાં શામળિયાની વહેવાણો માફાઓમાં બેઠી. સારી પેઠે દહાડો ચઢ્યો એટલે માફા જોડી વિવાહમાં ગીત મંગળની ધૂમ મચાવે એવી જુવાન જોરાવર વહેવાણોને લઇ દસોદી ભાટ અને ગોવિંદરાય ઇડર ભણી ચાલ્યા.

માર્ગમાં બપોરા પણ ન ગાળતાં દડમજલ કુચ કરી ત્રીજા પહોરને અમલે ઇડરનો કાબેલ કારભારી નોતરે આવેલી વહેવાણો સાથે ધોળે દહાડે શહેરમાં પેઠો. ઘંટડીઓના ખડખડાટે અને પૈડાંના ગડગડાટે લોક જોવા મળ્યા પણ પડદા નાંખેલા હોવાથી નોતરે આવેલીઓનાં કોઇને કંઇ દર્શન થયાં નહિ. એકેક રથની પાછળ વહેવાણોની સાહેબી શોભાવવાને આવેલા બબ્બે સ્વારો હતા, એટલે ત્રણસેં સ્વાર અને માફાઓમાં જેટલાં માણસ હોય તેટલાં ખરાં. એ બધું ગામ વચ્ચે થઇ રાજમહેલની ઓળગ કરી દિવાનના ઘર આગળ ગયું. સ્વારો વેગળા ખસી ગયા એટલે ભેગા મળેલા લોક અને ગાડીતોને દૂર કરી તથા માર્ગમાં આડા પડદા નાંખી વહેવાણો ગોવિંદરાયના વિશાળ ઘરમાં ગઇ. મુંઠ ઉપરની ઘુઘરીઓના ઘમકારે ઘુઘરાના ભાસ કરાવ્યા અને કારભારીના વિશાળ ઘરમાં તેઓ ક્યાં સમાઇ ગઇ તે જણાયું પણ નહિ. પાટણની સ્ત્રીઓ પોતાના વિવાહમાં આવી એવું સાંભળી શામળિયો પ્રસન્ન થયો અને તેમને માટે જે જે જોઇએ તે સત્વર મોકલાવવા લાગ્યો.

લોકો વાતો કરવા લાગ્યા કે 'અહા ! ગોવિંદરાયનું શું જબ્બર ઓળખાણ ! આવો વૈભવ અને આવી આબરૂ તો કોઇ દિવાનની દીઠી નથી. નાતનાં આવ્યાં પછી વાંધો શો છે ? એમનામાં તો એમ ચાલ્યું જાય. આટલો વૈભવ અને આટલાં માણસ નોતરે આવે એ તે શું ઓછું કહેવાય?' આ પ્રમાણે ધ્યાનમાં આવે તેમ લોક વાતો કરવા લાગ્યા. ગોવિંદરાય અને દસોદી ભાટ જ માત્ર નોતરે આવેલાંની તહેનાતમાં રહ્યા. ઘરનાંએ કે લોકે લગાર પણ જાણ્યું નહિ. આવેલાં માણસોનાં ભોજન પાણી સુવું અને

બેસવું ક્યાં થાય છે તેની પણ કોઇને ખબર પડી નહિ. વિવાહઘેલા શામળિયાને એક ઘડી જુગ જેવી થઇ પડવા માંડી અને ગોવિંદરાયને પણ હવે તેમ જ થવા લાગ્યું.

---

## પ્રકરણ ૯ મું.

### પાપનું ફલ.



વૈશાખ વદિ આઠમનાં વહાણાં વહાયાં અને જ્યારે દિશાઓમાં કિરણ પ્રસારતો સૂર્યનારાયણ ઉગ્યો ત્યારે ભયંકર ઓથારના ભયમાંથી ઇડરનો શામળિયો સોડ પણ ઝબકીને જાગી ઉઠ્યો. તે પલંગમાં બેઠો થયો તથા બાવરો બની આમ તેમ જોવા લાગ્યો. આંખો ઉપર હાથ દઇ તે ઉઘાડી અને વળી મીચી જોઇ. પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે "અરે ! આ તે હું ઉંઘું છું કે જાગું છું ! હું શો, એ રાક્ષસ શો, એ ભયંકર ગુફા શી, અને ત્યાં હું શી રીતે જઈ ચઢ્યો ? ત્યાં વળી એક અપ્સરા આવી વિકરાળ કાળ નજરે પડ્યો અને કોઇ ચંડાળકન્યા મને લઇ આકાશમાં ઉડી ગઈ. એક ભયંકર નગર જોવામાં આવ્યું. જમના દૂતોએ મને ઝાલ્યો અને તપાવેલો લોખંડનો સ્તંભ દેખાડ્યો, ત્યાંથી કડકડતા તેલમાં નાંખી દીધો, એ બધું શું ? આંખને સારી પેઠે ચોળી ફરી ઉઘાડી, ભિંત સામું, પલંગ સામું અને બારી સામું જોયું ને મનમાં બોલ્યો કે "એજ ઓરડો, એજ પલંગ અને બધું એનું એજ. ત્યારે આ શું ? આંગળી કરડી જોતાં તેને ખાતરી થઇ કે " ના ના, હું જાગું છું.' પછી વળી તેણે પલંગમાંથી પગ હેઠે મૂક્યો. પગ નીચે મૂકતાં જ નીચે પડેલી કટારથી અંગુઠો કપાયો. અંગુઠો કપાતાં અને સેવકો બારણું ઉઘાડી અંદર આવતાં જ સ્વપ્નથી ભયભીત થયેલું શામળિયાનું મન ઠેકાણે આવ્યું. સેવકે દુશાલો ફાડી પાટો બાંધ્યો. દાતણ લઈ

બારીએ જતાં ચંડાળ કન્યાનું મુખ જોવાયું તેથી તે વહેમાયો, પણ દાતણ પાણી કરી નહાઈ ધોઇને મિત્રમંડળમાં જતાં તે બધું ભૂલી ગયો. રૂપાળીને પરણવાનો ઉત્સાહ પાછો તેના મનમાં ઉભરાયો અને રાજમહેલમાં સેવકોએ સગાંએ અને ખવાસોએ ગૃહશાંતિની તૈયારીઓ કરી.

ઇડર નગર આજ ગામના પરગામના અને ચુંવાળના ઠાકરડાઓથી ભરાઈ ગયું હતું. ઉંચી વર્ણની વહેવાણો થવાને ભીલડીઓ એકપગે થઈ રહી હતી. જ્યાં ત્યાં દરબારગઢમાં ખવાસ ખવાસણો અને હજામોની હોંસાતુંસી જોવામાં આવતી હતી. સવારના પહોરમાં જ રસ્તાઓ ઉપર પાણી છંટાઇ ગયાં હતાં. કામદાર લોક બધા ચકલેચકલે દારૂખાનાંની અને દીવાબત્તીની ગોઠવણો કરવામાં રોકાઈ ગયા હતા. ગોવિંદરાયના ઘરથી તે દરબારગઢ સુધી દીવાઓ મૂકવા વાસ્તે પાટિયાંની કિનાર બાંધવામાં આવી હતી. રસ્તામાં તડકો ન પડે તે માટે ઘણે ખરે ઠેકાણે ઉંચે ઉંચે ચંદરવા બાંધી દીધા હતા. મહોલ્લે મહોલ્લે આસોપાલવનાં તોરણો બાંધ્યાં હતાં. મંદિર બેઠકો અને ચોરાઓમાં રાજાને ખરચે શોભતી ધામધુમો થઈ રહી હતી. દરબારગઢના મોટા વિશાળ આંગણામાં રંગોળીઓ પુરાઈ હતી. સરકારી નોકરોને ઘેર આગલે બારસાખે સોનેરી પાનાં ચોઢાયાં હતાં. લોક પોતાને ઘેર વિવાહ હોય તેમ આનંદમાં મહાલતા હતા. બ્રાહ્મણ ભાટ ભવૈયા અને માગણ લોક દરબારમાંથી રાજમહેલમાં અને રાજમહેલમાંથી ગોવિંદરાયને ત્યાં હેરાફેરા કરી રહ્યા હતા. આખું ગામ એટલે નાનાથી મોટા લગી સૌ કોઈ રાજાના વિવાહની આ ધામધુમમાં ઘેલુ થઈ રહ્યું હતું.

આણી તરફ ગોવિંદરાયના ઘરમાં કંઈ ઓર જ ઉત્સાહ જણાતો હતો. પ્રધાનના ઘરના આંગણામાં ઉંચો લાંબો અને પહોળો એક બહુ મોટો મંડપ રચાઈ તે ઉપર ચિત્રવિચિત્ર ચંદરવા બંધાયા મંડપની આસપાસ કનાતો બાંધી લઇ ચારે પાસથી તેના બંધ મજબુત કરવામાં આવ્યા હતા. માંડવામાં ઠામઠામ ઉત્તમ ચિત્રો અને નાના પ્રકારનાં આસનો સિંહાસનો અને મખમલના ગાદીતકિયા નાંખી દીધેલા હતા. માંડવાની ચારે તરફ ફરતાં તોરણ બાંધ્યાં હતાં. અંદર ચિનાઈ બિલોરનાં ઝુમ્મર પણ ટાંગી દીધાં હતાં. આ સિવાય બીજી પણ ઘણીક ગોઠવણ કરવામાં આવી હતી.

સર્વ કોઈનાં મન વિવાહની પહેરવા આઢવા અને બેસવા ઉઠવાની હોંસીલી તજવીજમાં તલ્લીન થઈ ગયાં હતાં. ગોવિંદરાય કંઈ જુદા જ વિચારમાં હતા. તે પોતાથી ન બને એવા રાજસી ખાણાની તજવીજમાં હતા. પહેલેથી હુકમ આપ્યા પ્રમાણે ચુંવાળના કલાલો જુની મહુડીઓનાં મહુડાંના ફૂલદારૂની માણા લાવ્યા હતા. જાન જમાડવાને ગોવિંદરાયે ભોજનની તૈયારી કરાવરાવી. ભાટે તેઓને કહ્યું કે 'જુઓ ભાઈ! અમારાથી આમાં વચમાં પડાશે નહિ માટે અહિં કંઈ ખોડખાપણ કે અપજશ આવશે તો તે તમારે શિર છે. જાનમાંથી જશ મળશે તો તમને ઈનામ મળશે, માટે તમે તમારે જેમ બને તેમ રાજાને યોગ્ય ગોઠવણ ને સોઈ કરજો.'

ભીલ રાજાને માટે રાજસી ખાણાની ગોઠવણ કર્યા પછી પ્રધાન અને દસોદી ભાટ નોંતરે આવેલી વહેવાણોની સરભરામાં ગુંથાયા. થોડા વાસ્તે શું કરવાને પાછું પડવું. આટલું તેમ તેટલું, એમ કરી ઢોલી બ્રાહ્મણ ભાટ અને માળી વગેરેને પણ છુટે હાથે પૈસા આપી જેમ બને તેમ સારી ધામધુમ કરવાના હુકમ આપ્યા. રાજમહેલમાં બપોર થતાં ગૃહશાંતિની ભુંગળો વાગી. ભીલ ગોરોની અશુદ્ધ વાણીના આશીર્વાદ દેવાયા અને આકાશમાં પડઘા પડે એવા મોટા તીણા ને લાંબા રાગે ભીલડીઓ ગીતો ગાવા લાગી. શામળિયાને પીઠી ચોળી પણ તે જરા કાળી પડી ગઈ. પીઠી ચોળી ગોત્રજ આગળ લઈ જઈ પૂજા કરાવી પગે લગાડતાં ઘીના દીવાએ વરરાજાનું મોળિયું ઝડપ્યું, તે જોઈ ગોર કંઈ બોલ્યો નહિ પણ ખણસાયો. ધીરે ધીરે અપશકુન થતાં થતાં બધી વૈવાહિક ક્રિયા થઈ. સાંજ પડતાં વર ઉઘલાવાની વેળા થઈ. સોનેરી સાજ અને પગે બાંધેલી ઘુઘરીઓવાળી સોરઠી ઘોડીઓએ હણહણાટ કરી મૂકયો, વાજાં વાગવા લાગ્યાં, શેઠ સાહુકાર અને કામદાર લોક નાના પ્રકારનાં વસ્ત્રાલંકાર પહેરી તેનાપર હીરા મોતીના દાગીના પટકાવી હાથમાં ફૂલછડીઓ લઈ સાજનમાં ભેગા થયા. માળણ મોંડ લાવી અને શામળિયાની કાકીએ તે માથે મૂકી રામણ દીવો લીધો. ડંકો નિશાન આગળ થયાં અને પાછળ સુખપાલો ગાડીઓ ચાલવા માંડી. તેની પાછળ બગિલાના ઘોડા તેની પાછળ સાજન અને સાજનની પછવાડે વરરાજાનો ઘોડો ચાલ્યો. વરની પછવાડે ભીલસ્ત્રીઓ મંગળ ગીત

ગાતી ચાલવા લાગી. કાનના ઢોળ ફાડી નાંખે એવી જંજાળો ફૂટવા માંડી. મોટી ધામધુમવાળો વરઘોડો ગોવિંદરાયને આંગણે જઈ ઉતર્યો. વરઘોડેથી ઉતરી મંડપમાં પેસતાં છિંક થઈ. આ છિંક હોહામાં અજાણમાં જાત પણ ભાંડ લોક ' ખમા ખમા ' કરી બોલી ઉઠ્યા તેથી રાજા લગાર ઉભો રહ્યો અને લોકે જાણ્યું. દાસીઓએ ઓવારણાં લીધાં તેથી પણ સૌએ જાણ્યું કે છિંક થઈ અને વરરાજા મંડપમાં બેઠા. વરઘોડો ઉતર્યો નાળિયેર વહેંચાયાં અને લોક ભોજનવેળા થવાથી વેરાવા લાગ્યાં. બીજી તરફ એક મોટા વિશાળ વંઢામાં ભીલમંડળ પણ રાજસી ભોજન કરવાને ગયું. પ્રધાને આ બધી ધામધુમની સાથે એવો સરસ બેત કર્યો હતો કે, જે કોઈથી સમજાયો ન હતો અને તેમાં બધી કાબેલિયતનોને મુસદ્દીપણાનો ઉપયોગ થનાર હતો.

ફૂલદારૂની માણોનાં મોં ઉઘડ્યાં. શામળિયાના સોબતીઓમાં દારૂના પ્યાલા ફરવા લાગ્યા. ઇનામની આશાએ સરભરા કરનારાઓએ આગ્રહ કરી કરીને જાનૈયાઓને ફૂલદારૂ પાયો. રાજસી ભોજન ભરેલાં તાંસળાં ફરવા માંડ્યાં. રંગતાનમાં ચઢેલા શામળિયાના સાથીઓએ ભાવતાં ભોજન લેવા માંડ્યાં. ભોજન ઉપર દારૂના પ્યાલા ફરીથી ફરવા માંડ્યા. પ્યાલા ઉપર પ્યાલા પીતાં જાનૈયા ધીરે ધીરે કેફથી મત્ત થવા લાગ્યા. દીવા થઈ ગયા હતા, દીપમાળો જળહળાટ બળી રહી હતી અને ઢોલી હજામ વગેરે વસવાયાં જાન જમી રહ્યાની વાટ જોતાં હતાં. શેઠ સાહુકાર અને દરબારી ચાકર નોકર જમી પરવારી લુગડાંલત્તાં પહેરી મંડપમાં આવવાની તૈયારી કરતા હતા. આમ સૌ કોઈ નાના પ્રકારના વ્યાપારમાં પડી ગયા હતા ત્યારે દસોદી ભાટ જમવા બેઠેલી જાનની નાડ જોતો એક કોરે ઉભો રહ્યો હતો. ભીલ લોક દારૂના ઘેનમાં ચકચૂર થયા કે તરત દસોદીએ આંખને અણસારે વંઢાનાં બારણાં બંધ કરાવ્યાં. ઘરમાં જઈ તે ગોવિંદરાયને મળ્યો. કોઈ પણ જાતની ગફલત થવા પામે નહિ તે માટે આગળથી પાકો બંદોબસ્ત રાખેલો હતો. ભાટ અંદર ગયો, ચોકમાં દીવા બળતા હતા તે બંધ કરાવરાવ્યા અને બૈરાંને કંઈક બહાને આઘાંપાછાં કરી દીધાં. દસોદી ને ગોવિંદરાય એકાંતમાં મળ્યા વિચાર કર્યો અને વંઢામાં પડતી ઓરડાના કરાની બારીઓ ઉઘડાવી નાંખી. 'હવે શો હુકમ છે દસોદી !' એમ સોનિંગ રાઠોડે જાતે પૂછ્યું

એટલે દસોદીએ ઉત્તર આપ્યો કે 'કારભારીએ કરવાનું હતું તે કર્યું, હવે તો તમે કહેતા હતા કે 'અમારૂં જોર તો તરવાર' તે મજેથી અજમાવો બાપા.' દસોદીના મુખમાંથી આ વચન નીકળતાં જ શામળિયાની વહેવાણો થઈ આવેલા સોમેત્રાના રાઠોડ રજપૂતો હાથમાં તરતની ઉતારેલી તરવારો લઈ બારીમાંથી વંઢામાં કૂદી પડ્યા. બકરાંના ટોળા ઉપર વાઘ તૂટી પડે તેમ નોંતરે આવેલી વહેવાણોના રૂપે રહેલા ભૂખ્યા વાઘ જેવા જ મેવાડી રજપૂતો રંગતાનમાં ગુલતાન થયેલા ભીલો ઉપર તૂટી પડ્યા. "હાંહાં દગો છે" એમ કહેતા કહેતામાં તો શૂરવીર રાઠોડ વંશના રજપૂતોએ બસેં અઢીસેં માણસને વંઢામાંજ વધેરી નાંખ્યા. તરવારો ઝપોઝપ ફરવા લાગી અને જેમ પાકેલાં આરિયાં કપાઈ જાય તેમ ભીલ લોકનાં માથાં કપાઈ ગયાં. હોકારો થયો અને ભયને લીધે મદ્યનું ઘેન ઉતરી જતાં જમના દૂત જેવા એક ભીલે લાત મારી વંઢાનું બારણું ઉતારી નાંખ્યું. ચારસેં ભીલો-માંથી માત્ર સો પોણાસો શામળિયાને લઈ બહાર નીકળવા પામ્યા, પણ 'હાં! આરે આવેલું વહાણ બૂડે નહિ' એમ દસોદી ભાટના મુખમાંથી ઉત્તેજક વચન નીકળતાંજ ફુંગરાયેલા રજપૂતોને લઈ સોનિંગ રાઠોડ તેમની પુંઠે પડ્યા. મેદાન જેવા માર્ગમાં નાસતાં નાસતાં ભીલ લોકો પડતા ગયા અને શૂરવીર રાઠોડ રજપૂતોને તરવાર ચલાવવાનું ફાવ્યું. લોકો નાસભાગ કરવા લ ગ્યા અને મંડપ બહાર ઉભાં રાખેલાં બળદ ઘોડા અને હાથી વગેરે વાહનપશુઓ ભડકવાથી દીપમાળો રમણભમણ થઈ ગઈ. કુતરાંની સુસવાડે અને શૂરવીરોના હોકારે ગામમાં રમખાણ મચી રહ્યું. લોકોએ ભડાભડ બારણાં વાસી દીધાં. ગામમાં ભડાભૂટ અને અંધારૂં થઈ જતાં પારકા અને પોતાના સૌ કપાઈ જવા લાગ્યા. જ્યાં ત્યાં સખત મારામારી ચાલી. ભીલ લોકોએ શામળિયાને દરબારમાં ઘાલી દેવાને રજપૂતોની સામે સખત ટક્કર લીધી પરંતુ સોનિંગ રાઠોડ પાંચ રજપૂતોને લઈ આગળ દોડ્યા હતા તેમણે મહેલનાં પગથિયાં ચઢતાં ચઢતાં તેને ઘાયેલ કર્યો. ઘા થતાં જ તેનું ઘેન ને અભિમાન ઉતરી ગયું. ઘાયેલો ઘાયેલો તે ઉભો થયો અને અનામિકા કરડી સોનિંગ રાઠોડના કપાળમાં રાજતિલક કર્યું. તિલક કરતાં કરતાં તે બેહોશ થઈ પૃથિવી ઉપર પડી ગયો, પસ્તાયો અને છેલ્લા બોલ એ બોલ્યો કે "રાઠોડ

રજપૂત ! તને ધન્ય છે ! પણ મરતી વેળાનું મારૂં એક વચન રાખ." સોનિંગ રાઠોડે વચન રાખવાને કોલ આપ્યો એટલે શામળિયો બોલ્યો કે "મારા વંશના માણસો તમારા ગાદીએ બેસતા રાજાને સર્વદા રાજતિલક કરે અને **તપો શામળિયા સોડનું રાજ્ય** એમ કહી ગાદી ઉપર બેસે." સોનિંગ રાઠોડે મરતી વખતે તેને આ વચન આપ્યું. પોતાના કૃત્યને લીધે પશ્ચાત્તાપ કરતો તે પછી મરણને શરણ થયો. ભીલની સત્તાનો અંત આવ્યો અને ઇલિદુર્ગની ગાદી પાછી રજપૂત અને તે પણ જયચંદ્ર રાઠોડના પ્રતાપી પ્રપૌત્ર સોનિંગ રાઠોડને હાથ આવી.

બીજી વાર ઇલદુર્ગનો ઉદ્ધાર થયો. ભીલ રાજાનું નામ ઉઠી ગયું. રાઠોડ રજપૂતોએ પોતાની ગાદી સોમેત્રામાંથી ઉપાડી ઇડરમાં આણી અને વૃદ્ધ કારભારીએ પોતાની રાજ્ય વ્યવહાર કુશળતાએ ઇડરવાડાને સારી સ્થિતિએ આણ્યો. ઓચિંતા બનાવથી હબકી ગયેલી રૈયતને જુલમની જડ કાઢી નાંખીને શાંત કરી તથા ભીલ લોક ઉપર વિશેષ જાપતો બેસાડ્યો. કેટલાક મહીના સુધી સંસ્થાનના કોઈ કોઈ ભાગમાં ભીલ લોકોએ તોફાનો કર્યાં પણ ગોવિંદરાયે ધીરે ધીરે તેઓને ચપટ બેસાડી દીધા. પછી સોનિંગ રાઠોડ તુલા કરાવી સારા મુહૂર્તે ઇડરની ગાદીએ બેઠા. ધીરજરાયને પ્રધાન-વટાની પાઘડી બંધાવી. માથે ચોમાસું આવી પહોંચ્યું અને વરસાદ વહેલો થવાથી રૈયત કામે વળગી ગઈ. ચોમાસાએ રાજ્યવ્યવસ્થાને સ્થિર પાડ-વામાં મદદ કરી, નહિ તો કદાપિ આગળ પાછળના ભીલ સરદારો તરત એકદમ જંપી જાત નહિ. ગોવિંદરાયે પણ પાટણ જવું થોડા મહીનાને માટે માંડી વાળ્યું અને ધીરજરાયને રાજ્યકાજમાં રસ્તે પાડવા રહ્યા. ચોમાસામાં ગોવિંદરાયે શોધ કરી નાતમાં રૂપાળીના વિવાહનું ચોખઠું બેસાડ્યું. શરદ ઋતુ આવી ત્યારે પોતાના નાના દીકરાને પાટણ મોકલી ત્યાંના પ્રધાનના મોટા ભાઈ સંતોકરાય દેસાઇને ત્યાં ચાંલ્લો કરાવરાવ્યો. ઉઘડતે લગનગાળે લગન લેવરાવ્યાં, કારણ કે રૂપાળી ક્યારનીએ વયે આવી ગઈ હતી.

સોનિંગરાય રાઠોડે કન્યાદાન દેવાની ઇચ્છા જણાવી તેની ગોવિંદ-રાયે હા કહી. હવે રૂપાળીના ખરેખરાં લગનની સામગ્રી થવા માંડી. રાજદરબારથી પ્રધાનની દીકરીના વિવાહ થવાના હોવાથી મોટી ધામધુમ

થઈ. સાલ સારી પાકેલી હોવાથી લોકલૈ આનંદમાં તરી રહ્યા હતા. દેશમાં સર્વત્ર સલાહશાંતિ હતી. ઇડર તથા પાટણના રાજાને એક બીજાની મદદમાં રહી મુસલમાનોથી પોતાના દેશનું રક્ષણ કરવાનું હોવાથી બેસતી હતી. સોનિંગ રાઠોડ હોંસી અને કૃતજ્ઞ હતો. તેણે ગોવિંદરાયની દીકરીનાં મોટી ધામધુમથી લગન કર્યાં. પાટણથી સંતોકરાય દેસાઈ મોટી જાન લઈને દીકરો પરણાવવા ઇડર આવ્યા. પાંચ ગાઉ સુધી જાનને લેવા માટે ગોવિંદરાયનો પુત્ર વીરપ્રસાદ હાથી ઘોડા રથ અને બીજા દરબારી અધિકારીઓ લઈ સામો ગયો. પાટણનો દિવાન પોતાના ભત્રિજાને પરણાવવા ઇડર આવ્યો હતો તેને પણ રાજાના ગોવિંદરાય ઉપરના ભાવની ઇર્ષ્યા થઈ. જાન આવી મોટી વાડીએ ઉતરી. ધીરજરાય દિવાનનાં વહુ શ્રીમતી વિજયાલક્ષ્મી વહેવાણ થઈ સામૈયે ગયાં અને કારભારણે કારભારણો મળી, વહેવાઈએ વહેવાઈ ભેટ્યા તથા જાનને મોટા ઠાઠમાઠથી ગામમાં આણી રાજમહેલમાં ઉતારો આપ્યો. સોનિંગ રાઠોડે ગોવિંદરાયની દીકરીનું કન્યાદાન દઈ બે ગામ દાનમાં આપ્યાં. આઠ દિવસ સુધી ઇડરમાં મોટી ધામધુમ થઈ રહી અને નવમે દિવસે જાનવળાવો થયો ત્યારે નણંદને વળાવતાં ઇડરની કારભારણે સૌ સાંભળતાં મોટી ઉકમાઇથી ગાયું કેઃ—

**અમે ઇડરિયો ગઢ જીત્યાં રે, આનંદ ભલા!**
**અમે રૂપાળીબા પરણાવીને જીત્યાં રે, આનંદ ભલા!***

રાજાની તથા પ્રધાનની લોકમાં બીજાં રાજ્યોમાં અને દેશ પરદેશમાં વાહવાહ થઈ રહી. સંતોકરાય દેસાઈ દીકરો પરણાવી પાટણ ગયા અને થોડા વખત પછી ગોવિંદરાયે પણ ઇડરમાંથી ઉઠાંતરી કરી. ધીરજરાય પ્રધાનવટે વળગ્યા અને માલ મીલકત આદિ આખું ઘર ઉપાડી ગોવિંદરાય પાટણમાં જઈ નિવૃત્તિમાં વૃદ્ધાવસ્થાનો કાળ નિર્ગમન કરવા રહ્યા. પ્રાચીન કાળની આશ્રમ પરંપરાનું વાનપ્રસ્થાશ્રમનું દેશકાળને યોગ્ય

---

* આ ગીત હજી પણ આપણા લોકમાં ગવાય છે અને શ્રુતિપરંપરા આજ સુધી તે એવાને એવાજ રૂપમાં પેઢીઓગત ચાલ્યું આવ્યું છે. આજ પ્રસંગે તે બનેલું હશે એમ કહેવાને જો કે કશો ઐતિહાસિક વિશ્વસનીય આધાર નથી તો પણ તે પ્રસંગે બન્યું હશે, એમ કહી શકાય.

પોતાને ઘેર-કુટુંબમાં નિવૃત્ત થઈ રહેવું, એ જ સ્વરૂપ આ કાળે બંધાઈ ગયું હતું. દ્વિજ વર્ણના ગૃહસ્થો-**गृहस्थस्तु यदा पश्येद् वलीपलितमात्मनः अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत्** એવા મનુ ભગવાનના આદેશનું પોતાને ઘેર આવી કુટુંબમાં રહીને જ અનુવર્તન કરવામાં પોતાના ઇતિકર્તવ્યની પરિસમાપ્તિ સમજતા હતા અને એજ ખરેખરો ધર્મશાસ્ત્રોનો દ્વિજવર્ણને ઉપદેશ છે કે—

**अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।**
**इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥**

---

# સરદારબા.

## પ્રકરણ ૧ લું.



વિક્રમ સંવતનું તેરમું સૈકું ઉતરતું હતું તે વખતે ગુજરાતની રાજધાની અણહિલપુર પાટણની ઇશાન કોણમાં આશરે વીસેક ગાઉ ઉપર રાણીપુર નામનું એક નાનું સંસ્થાન હતું. રાજધાની રાણીપુરની આસપાસ ચુનાગચ્ચીનો એક કોટ હતો પણ ઘણાં વર્ષે થઈ જવાથી આ વખતે તે જીર્ણ થઈ ગયો હતો. કોટને ચાર દરવાજા ને બે બારીઓ હતી. ગામ વચ્ચે એક નાનું બજાર હતું અને તેમાં વાણિયાવાડુ અને બીજા થોડાક વેપારીઓની દુકાનો હતી. બજારની ઉત્તર દિશાએ એક મોટું ચોગાન હતું તેમાં રાજાનો મહેલ હતો અને તેના મોં આગળ એક સુન્દર બગીચો હતો. ગામની આસપાસ આંબા મહુડા અને લિંબડા વગેરે ઝાડોની ઘટાઓ હતી. નાનાં નાનાં તળાવડાંથી તથા ભાગોળે વહેતી નદીથી રાણીપુરની આસપાસના પ્રદેશો પણ ઘણા જ રળિયામણા હતા. વેપાર પણ ગામના પ્રમાણમાં ઠીક ચાલતો હતો. દેશ પરદેશનો માલ ત્યાં આવતો અને અનાજ વગેરે માલ

ત્યાંથી પરદેશ જતો હતો. મુસલમાની રાજ્યનો અમલ બધે ચાલતો હોવાથી પ્રજાને માથે કરનો બોજો ઘણો ભારે હતો છતાં ત્યાંના રાજાની રહેમને લીધે લોકોમાં એટલો બધો અસંતોષ ન હતો. તેઓ ઉદ્યમી ખંતીલા તથા રાજ્યભક્ત હતા. વાણિયા બ્રાહ્મણોની વસ્તી કરતાં ગામમાં રજપૂતોની વસ્તી વધારે હતી, તથા તેઓમાં સારો સંપ હોવાથી આખા સંસ્થાનમાં સલાહ શાન્તિ જણાતી. મુસલમાનોના વેઠવરા સિવાય વસવાયા લોકને પણ બીજી કોઈ રીતનું દુઃખ ન હતું. મધ્યમ વર્ગના ખેડુત આદિ લોકો પણ સામાન્ય રીતે સંતુષ્ટ અને સુખી હતા.

રાણીપુરની આવી સ્થિતિ હતી તે વખતે ગુજરાતમાં સઘળે પાદશાહી અમલ ચાલતો હતો. કોઈ કોઈ નાનાં સંસ્થાનો દેશી રાજાઓના હાથમાં હતાં. રજપૂતનું બીજ છેક નાશ પામ્યું ન હતું. આ સંસ્થાનમાં કલ્યાણ વંશનો ખેમરાજ નામે રાજા આ કાળે રાજ્ય કરતો હતો. પાટણમાં દિલ્લીના પાદશાહના સુબાઓ આવી અમલ ચલાવતા અને ગુજરાતના કેટલાક રાજાઓ તેને ખંડણી ભરતા. રહેમતખાન નામનો દિલ્લીના પાદશાહનો દૂરનો સાળો આ વખતે પાટણનો સુબો હતો. પાદશાહનો સગો હોવાથી તે પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તી લોક ઉપર પોતાનો દાબ બેસારતો. હિંદુઓનો તે કટ્ટો દુશ્મન હતો તોપણ બહારથી ‘પોતે સર્વને સરખા ગણે છે’ એમ દેખાડતો હતો. મુસલમાન રાજાઓના સામાન્ય દુર્ગુણો ઉપરાંત પરસ્ત્રી લંપટતાનો રહેમતખાંનમાં સૌથી મોટામાં મોટો દોષ હતો અને પ્રજા પણ જુલમ કરતાં તેના એ મોટા દોષથી બહુજ કંટાળી ગઈ હતી. સુબાઓ વર્ષોવર્ષ દેશમાં મુલકગીરીએ નીકળતા. આ વર્ષે પણ રહીમતખાન મુલકગીરીએ નીકળ્યો હતો. આરાવલી પ્રદેશના કેટલાક રજપૂત રાજાઓએ ખંડણી આપી ન હતી તે વસુલ કરવાને એક મોટું સૈન્ય લઈ તે હાલ દેશમાં ફરતો હતો. હમણાં તે રાણીપુરના પાદરમાં આવીને પડેલો હતો અને ખેમરાજ પાસેથી ખંડણી લઈ ઉત્તર તરફ જવાનો તેનો ઇરાદો હતો.

સાંજ પડવા આવી હતી. શરદ ઋતુનો ચંદ્રમા ધીરે ધીરે તેજસ્વી થતો હતો. ગામ બહાર વાડો ઉપર કુકરપાડાનાં પીળાં પુષ્કળ ફૂલ ખીલી રહ્યાં



ભત્રિજાને કેડે લઈ તથા નાનાભાઈ ને આંગળીએ વળગાડી એક રજપૂત રાજાની કન્યા રાજબાગમાં થઈ ને સામા મહેલમાં જતી હતી. —પૃષ્ઠઃ ૫૭.

હતાં. સંધ્યાનાં રાતાં વાદળથી દિશાઓ સિંદૂરિયા જણાતી હતી. સીમમાંથી પાછા ફરતા લોક ધસમસ્યા ગામ તરફ આવતા હતા. ચારે દિશાએથી ઉડી આવી પાદરનાં ઝાડ ઉપર બેસતાં પક્ષીઓના કોલાહલથી વાડી વજીફા ગાજી રહ્યાં હતાં. આ વખતે રાણીપુરના લોક રોજના કરતાં કંઈક વહેલા પરવારી ગામ બહાર જવાની તૈયારી કરતા હતા, કારણ કે ખેમરાજે સુબાને ખંડણી આપ્યા પછી એક દિવસ મહેમાનગીરી કરવાને રાખ્યો હતો. આજ તે અવસર હતો. સુબાની છાવણી આગળ નાના પ્રકારના ખેલ તમાસા થવાના હતા ને રાત પડતાં દારૂખાનું છૂટવાનું હતું. ગામના લોક છાવણી ભણી જતા હતા. ઘણા ખરા લોક છાવણીમાં જઈ પહોંચ્યા હતા અને જવલ્લે કોઈ રડ્યું ખડ્યું લુલું લંગડું ને ઘરડું ગામમાં રહ્યું હતું. છાવણી આગળ લોક ભેળા થયા હતા. મૂળરાજ–ખેમરાજનો તિલકકુમાર અને બીજા અધિકારી લોક તમાસાની તજવીજમાં પડ્યા હતા. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તમાસગીર લોકમાં ભરતી થતી ગઈ અને રાણીપુરને ઉજડ કરી છાવણી આગળ જાણે નવું ગામ વસ્યું હોય એવો રંગ જામી ગયો હતો.

સુબાની છાવણીમાં આ રીતે ધામધુમ થઇ રહી હતી પરંતુ તે ' સુને મઠ જાગણ ' જેવી લાગતી હતી કારણ કે રહેમતખાન ખીજમદગારો સાથે શિકારે ગયેલો હજી ત્યાંથી પાછો ફર્યો ન હતો. ગામ બહાર જ્યારે લોક તરવરી જતું હતું ત્યારે ગામની શેરીઓ ખાવા ધાય તેવી છેક સુની લાગતી હતી. માત્ર ઘરડાં બુઢાં અને સ્ત્રીઓ સિવાય ગામમાં બીજું કોઈ નજરે પડતું ન હતું. રસ્તાઓ મનુષ્ય સંચાર રહિત થતાં એકલાં પડેલાં કુતરાંજ લાંબા રાગ કાઢી રોતાં હતાં. પુરૂષ વર્ગ બહાર ગયેલો હોવાથી કોઈ કોઈ ઠેકાણે રજપૂતાણીઓનાં બારીઓમાંથી દર્શન થતાં હતાં. આ સુને ને એકાંત જેવે વખતે ભત્રિજાને કેડે લઈ તથા નાનાભાઈને આંગળીએ વળગાડી એક રજપૂત રાજાની કન્યા રાજબાગમાં ફરી ખુલ્લા મેદાનમાં થઇને સામા મહેલમાં જતી હતી. આ રાજસી બાળાની વય આશરે સોળ વર્ષ જેટલી હતી. તે બહુ ઉંચી નહિ બહુ નીચી નહિ બહુ જાડી નહિ તેમ પાતળી પણ નહિ તેવી એટલે ખરેખરી શ્યામ સ્વરૂપ સ્ત્રી હતી. તેનાં

ગાત્ર ઘાટીલાં માંસલ અને કંકુની ગાર જેવાં લાલ સુરેખ ગોરાં હતાં. શરદ પુનમના ચંદ્ર જેવું ગોળમટોળ તેજસ્વી મુખ તેલની ધાર જેવું નાજુક અણીદાર નાક અને કાન સુધી પહોંચતાં અણિયાળાં શ્યામ અને અત્યંત ચકોર તેનાં નેત્ર હતાં. તેની ભમરો ધનુષના આકારની અને પ્રારંભસ્થૂલ હતી. ભાગ્યશાળી મોટા કપાળમાં તેણે કુંકુમનો ચાંલ્લો કરેલો હતો. તે જાણે આખા વિશ્વનો વિજય કરનાર કામના ધનુષઉપર પંચબાણમાંનો અરવિંદનો શર ચઢાવ્યો હોય એવો જણાતો હતો. તેના ચહેરાઉપર યૌવનનો તનમનાટ ને આકર્ષક પ્રણય રાગ જણાતાં હતાં. હસતાં તેના ગાલમાં ખાડા પડી જતા. તેના ઓઠ પરવાળાં જેવા લાલ અને અશોકનાં નવાં પલ્લવ જેવા સ્નિગ્ધ હતા. તે જ્યારે હસતી ત્યારે રાતા ઓઠમાંથી મોતીની હાર જેવી દંતની પંક્તિઓ દેખાતી હતી. તેનો કંઠ પાતળો અને ખભેથી ઉતરતો ભાગ ઉપડતો તથા ભરાઉ હતો. તેની ચાલ હાથિણીના જેવી મંદ અને લીલાયુકત હતી. તેના પગની પાનીઓ પોથીના રંગ જેવી લાલ સુરેખ હતી. તેનો ચોટલો નાગની ફેણ જેવો ઢળતો ને કાળો અને ઘુંટણ સુધી પહોંચતો હતો. આ વખતે અંબોડો ન વાળતાં ચોટલો હોળીને છુટો રાખેલો હતો. તેણે કાળું અંબર પહેરેલું હતું અને સંધ્યાના આછા આછા અજવાળાને લીધે શ્યામવસ્ત્રમાંથી તેનાં રૂપાળાં ગોરાં ને માંસલ ગાત્ર દેખાતાં હતાં. મનુષ્યના સંચાલ રહિત માર્ગમાં થઈને જતી હતી તોપણ તેનાં અણિયાળાં ચંચલ નેત્ર ચારે તરફ ફરતાં હતાં. એક પગ ઉપાડી બીજો પગ મૂકતાં એક પગના ભારે તેનાં તળિયાંમાંથી જેમ રાતો રંગ નિચોવાતો હોય એમ લાગતું હતું. કેડે તેડેલા ભત્રિજાને તે વારંવાર વૃક્ષપર બેઠેલાં મેના, મોર અને પોપટ વગેરે દેખાડતી આંગળીએ વળગેલા નાનાભાઇને ભત્રિજાનું હાસ્ય જોવરાવતી અને ઝીણી ઘુઘરીઓ-વાળાં ઝાંઝરે રૂમઝુમ રૂમઝુમ કરતી રાજમહેલના બાગ આગળ થઇને જતી હતી.

બાગમાં ફરતાં એક ઘડી પણ નહિ થઈ હોય એટલામાં તો મોટા અરબી ઘોડાઉપર બેઠેલા બે તુર્ક સ્વારો આવતા દૂરથી તેની નજરે પડ્યા. સ્વારોમાંનો એક શરીરે કદાવર અને ગોરો હતો. મુખ ભવ્ય અને મોટા

લિંબુ જેવી માંજરી તેની આંખો હતી. તેણે મુંછોને આંબળીને ઉંચી ચઢાવેલી હતી અને માથે મુસલમાની ઢબે કસબી ફેંટો બાંધ્યો હતો. તેના શરીર ઉપર રૂઆબદાર શિકારી પોષાક હતો. હાથમાં ભાલો અને ખાંધે ઉંચી જાતની સોનેરી વેલબુટ્ટાવાળી નાની ઢાલ ભરવેલી હતી. તેની સાથે જે બીજો સ્વાર હતો તે પણ ઉમ્મરમાં તેના જેવડોજ હતો. તેના શરીરનો વર્ણ જરાક શ્યામ અને બાંધો લગાર પાતળો ને ઉંચો હતો. તેણે પણ શિકારી પોષાક પહેરી હાથમાં લાંબો ભાલો ઝાલેલો હતો. આ બીજો સ્વાર દમાકમાં અને દેખાવમાં જો કે પહેલાના જેવો હતો પરંતુ તેનું મુખ એટલું બધું ભવ્ય ન હતું અને તેના કપાળ ઉપર એટલું તેજ પણ જોનારને જણાતું ન હતું. પહેલા સ્વારને જોતાંજ માણસને છાયા પડી જાય એવી તેની ભવ્ય આકૃતિ હતી. તેના કપાળ ઉપરની રેખાઓથી તથા તેજદાર આંખોથી સ્પષ્ટ જણાઈ આવતું કે–તે અત્યંત ક્રૂર અને ધારેલું કામ પાર પાડે તેવો દુરાગ્રહી હશે. આ બે તુર્કસ્વારોને જોઈ રજપૂત કન્યા શરમાઈ ગઈ. તે ઉતાવળી ઉતાવળી મહેલ તરફ ચાલી; પરંતુ ઉગમણિયા પવનની લહેરે તેના અંબરનો છેડો માથેથી ઉડી ગયો અને નાગની ફેણ જેવો ચોટલો હવામાં ફરૂકી રહ્યો. હાથ ઝાલી આંગળીએ પહેરેલી વિંટીને જોતો જોતો તેનો ભાઈ રમતો ચાલતો હતો તેથી આંગળી જોરથી છોડાવી રજપૂત કન્યાએ માથે ઓઢ્યું પણ એટલામાં તો પેલા તુર્ક સ્વારો તેની પાસે થઈ હસતા હસતા ચાલ્યા ગયા. યવનોની નજરે પડ્યાથી તે મનમાં જરા પસ્તાઈ પણ શું કરે ? સંતાવાનો લાગ ન હતો તેથી એમ થયું. રાહુથી ઘેરાયેલા ચંદ્રની પેઠે તેનું મુખ કરમાઈ ગયું અને ' હું ક્યાં તુર્કડાઓની નજરે પડી ' એમ વિમાસણ કરતી તે ઉતાવળી ઉતાવળી ભાઈ તથા ભત્રિજાને લઈ રાજમહેલમાં પેસી ગઈ.

આણી તરફ છાવણીમાં એકઠા થયેલા લોકોની આતુરતા વધવા લાગી. પ્રકટેલી દીપમાળના દીવા જળહળાટ બળવા લાગ્યા. દીવા જોઈ કીલકારીઓ કરતાં છોકરાંના તથા માંહોમાંહે વાતો કરતા લોકોના શબ્દથી છાવણીમાં સોરબકોર થઈ રહ્યો. દારૂખાનું જોવા આવેલા લોક નિરાશ થયા. કેટલાક સુબાને આવવાના માર્ગ તરફ એકી ટસે જોતા ઉભા અને

કોઈ આવતું દેખાય એટલે ' એ સુબો આવ્યો ' એવી બૂમો પાડવા લાગ્યા તે સંભળાતાં બેઠેલા લોકોનાં ટોળાં ઉભાં થતાં. આટલી બધી ધામધુમ કરી અને સુબો હજી આવ્યો નહિ તેથી મૂળરાજ અને તેના ભાયાતો નિરાશ થયા. છોકરાં અકળાઇને રડવા લાગ્યા. વાજિંત્રો બંધ ગઈ ગયાં અને થોડીવાર પછી જો કોઈ જણાયું ન હોત તો સઘળા લોક વેરાઈ ગયા હોત. પરંતુ એટલામાં દૂરથી ઘોડાની તબડકી સંભળાઈ અને જોત જોતામાં સુબો છાવણીમાં આવી પહોચ્યો. લોકો ઉભા થઈ ગયા. સલામતીના બહારોથી રાણીપુરની સીમ ગાજી રહી. આવા મોટા કળાહોળથી ભડકેલા મયૂરોએ સામસામે કેટલીકવાર ટુહુકાર કરી મૂકયો. વાજાં વાગી રહ્યાં અને નિરાશ થઈ ગયેલા લોક પાછા આતુરતાથી રમતગમતની મોજ જોવા લાગ્યા. તંબુમાં જઈ રાજસી પોષાક પહેરી રહેમતખાન સુબો બહાર આવ્યો. એક મોટા ચોગાનમાં દરબારી તંબુ નંખાવેલો હતો તેમાં મોટા સિંહાસન ઉપર ચઢીને બેઠો. મૂળરાજ પોતાના પિતા તથા ભાયાતો સાથે સુબાની જમણી બાજુએ બેઠો અને બીજી હારમાં સુબાના અમલદારો ને દરબારીઓ બેઠા.

હવે રમતગમતનો આરંભ થયો. બાજીગરોએ પ્રથમ વર્તુલના મધ્ય ભાગમાં આવી હાથચાલાકી દેખાડવા માંડી. વાદીઓએ સાપ નોળ અને બીજા ઝેરી પ્રાણીના ખેલ કરી બતાવ્યા. મદારી વગેરેએ અનુક્રમે આવી પોતપોતાની કળા બતાવી. ગામડાના વાદી અને બજાણિયા મદારી વગેરે ખેલાડીઓ પોતાની કળાઓ કરી બતાવી ગયા પછી મર્દાનગીના ખેલોની શરૂઆત થઈ. કુસ્તી કરનારાઓએ વચમાં આવી થોડીવાર મલકુસ્તી પટાબાજી અને ભીમસેની બળ બતાવ્યાં. તે પછી તીરકામઠાંવાળાઓએ તીરથી અને બંદુકવાળાઓએ ગોળીઓથી નિશાન પાડવાના અદ્ભુત ખેલો કરી બતાવ્યા. તે પછી હાથી પાડા અને વાઘ વગેરે ક્રૂર જંગલી પ્રાણીઓની સાઠમારી કરવાની ગોઠવણ થતાં લોકો થોડા આઘાપાછા થઈ સલામત જગાએ જઈ બેઠા. દારુ પાઇને મત્ત કરેલા હાથી અને પાડાને પહેલાં કુંડે ઉતાર્યા અને બે બળવાન પટાબાજ રજપૂતો તેમને ખીજવી એક બીજાની સામે ઉશ્કેરી મેદાનમાં લાવ્યા. પાડો નાકથી ફુફવાડો કરી હાથીને ગોથું મારવા ધસે અને હાથી શુંડથી તેનો પગ પકડી ઉથલાવી નાંખે. વળી તે

એક બીજા સાથે લડવાનું મૂકી દઈ ખીજવનારાઓ સામે ધસે અને ઘાયેલ થાય. તેઓ હાથીની તળે થઇને આમતેમ તેને ગાભરો ને કાયર બનાવતા પ્રેક્ષકોની શાબાશી મેળવે. એમ કરતાં કરતાં એક માણસ ને પાડો સાઠમારીમાં માર્યા ગયા એટલે બીજો માણસ વાઘ લઈ મેદાન પડ્યો. વાઘને શુંડમાં ઘાલી હાથીએ આકાશમાં ઉછાળી નાંખ્યો અને જોતજોતામાં લાંબા વખતથી પોતાને ચીઢવતા માણસને પણ લોકના કમકમાટની ચીચિયારીઓ વચ્ચે ચીરી નાંખ્યો. હાથી પોતાના દાવની મગરુરી લે એટલામાં વાઘ એક છલંગ મારી તેના કુંભસ્થળ ઉપર ચઢી ગયો અને આંખો ફોડી તેને આંધળો કર્યો. આંધળા હાથી અને વાઘની ધમ્માચકડીએ જોનારાઓને ખૂબ ગમત આપી. વાઘના નખથી ચિરાઈ ગયેલાં અંગવાળા હાથીને ચીરી નાંખી જમીન ઉપર પાડ્યો અને વાઘનો રખેવાળ વાહવાહ કહેવરાવતો હરખથી મુજરો કરી કુંડાળામાંથી બહાર ગયો.

ભાટ ચારણોએ તે પછી વખાણનાં કવિતો ગાઈ સરપાવ લીધા. આ પ્રમાણે સઘળા ખેલ થઈ રહ્યા પછી આતસબાજી છૂટવાની તૈયારી થઈ. મુલ્લાંજી હાથમાં બળતો કાકડો લઈ દારુખાના તરફ ચાલ્યા અને હજારો લોકની આંખો તે તરફ ખેંચાઈ. છોકરાં ખુશી થઈ હોકારા કરી કૂદવા લાગ્યાં. આગળ આવીને જોવાની લોકો હોંસાતુંસી કરવા લાગ્યા. જેમ હનુમાનજી લંકા સળગાવે તેમ મુલ્લાંએ હાથમાં કોઠી લઇ મોટું દારુખાનું સળગાવ્યું. તેમાંથી લાલ લીલા અને પીળા અનેક પ્રકારના રંગ નીકળવા માંડ્યા. ફટાકાના ફટોફટ અવાજ થવા લાગ્યા. લોકોનો ગડબડાટ બંધ થઈ ગયો. અવાજથી ભડકેલા મયૂરોના ટુહુકારે ઝાડનાં ઝુંડમાં પ્રતિધ્વનિ પડ્યા. બધે ધુમાડાના ગોટેગોટ થઈ રહ્યા. આખી છાવણીમાં અજવાળું અજવાળું થઇ ગયું. ઝાડઉપર બેઠેલાં નાનાં નાનાં પક્ષીઓ અંજાઈ નીચે પડ્યાં. લોક ખુશી થયા, છોકરાં રાજી થઈ કૂદવા લાગ્યાં. સુબાની પાયગાના ઘોડાઓ હણહણી રહ્યા. થોડીવાર થઈ એટલે વિજળીના ઝબુકાની પેઠ દારુખાનું સળગી રહ્યું અને અંધારું થતાં લોક અંજાઈ જવાથી આંધળાભિત થઈ ગયા. જોવાનું પુરું થયું એટલે સૌ વેરાવા માંડ્યું. સઘળે સોરબકોર થવા લાગ્યો. જેમ પાળ તૂટતાં રોકી રાખેલો જળનો પ્રવાહ ઝપાટાબંધ વહેવા માંડે

તેમ લોકોનું પૂર રાણીપુર તરફ વળ્યું. છાવણીથી ગામના કોટ સુધી લોકોની હારકતાર બંધાઈ રહી. પાધડીપને શહેર વસ્યું હોય તેવો દેખાવ થઈ રહ્યો. થોડીવાર થઈ એટલે જેમ નદીનું પૂર સાગરમાં સમાઈ જાય તેમ લોકોનું પૂર રાણીપુરમાં સમાઈ ગયું. માર્ગમાં અને છાવણીમાં જે લોકો હતા તે પણ ધીરે ધીરે ઓછા થઈ ગયા. કેડે ખભે અને આંગળીએ છોકરાં લઈ આવતા લોકોથી ગામ વસ્તીવાળું થયું. પોતાનાં બાળકોને લેવાને આંગણામાં ધસી આવેલી ગૃહસ્થની સુંદરીઓના ટહુકાથી રાણી-પુરની શેરીઓ કોયલોના ટહુકાથી ગાજી રહેલી વસંતઋતુની હરિયાળી કુંજો જેવી થઈ રહી.

સઘળા લોક વેરાઈ ગયા પછી વૃદ્ધ રાજા ખેમરાજ સુબાને મળ્યો. સુબાએ તેને ઘણું માન આપ્યું અને પોતે 'સંતુષ્ટ થયો છે' એમ જણાવ્યું. રાત્રે નાચ ગાયન મિજલસ વગેરે થવાનું હતું તેથી મૂળરાજને ત્યાં રાખી રાજા પોતાના ભાયાતો સાથે શહેરમાં ગયો. આટલી બધી રમતગમત થઈ પરન્તુ સુબાનું મન તેમાં લેશ માત્ર ચોટ્યું નહિ. તે સઘળું જોતો સૌ સાથે વાતચીત કરતો પરન્તુ તેનું મન તો પેલી રજપૂત કન્યાના ચોટલામાં ચોટી રહેલું હતું. ક્ષણવાર તેનું ચિત્ત સ્વસ્થ રહેતું ને ક્ષણમાં વ્યગ્ર થતું. આ બધા ભાવો અંતરમાં એકીવારે ઉત્પન્ન થતા અને મનને ચકડોળ ચઢાવી શાંત પડવા દેતા નહિ. ઘડીમાં આંખે અંધારાં આવે અને ઘડીકમાં સ્ફટિકની શિલાપર પડેલી સેવાળ જેવા ચોટલાવાળી રજપૂત કન્યા નજર આગળ આમતેમ તરી રહે. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સુબાનો અનુરાગ વૃદ્ધિ પામતો ગયો. તેનું આછા અંબરમાંથી દેખાતું કંકુની ગાર જેવું શરીર તેની મદકલ કલહંસના જેવી ચાલ અને તેનું ચંદ્ર જેવું મુખ, એ સઘળાં તેના અંતરમાં પ્રતિક્ષણ પ્રતિબિમ્બિત થતાં. ઘડીમાં તેનું મન આનંદમાં અને ઘડીમાં શોકસાગરમાં બૂડી જતું હતું. રજપૂત કન્યાના સ્વરૂપે તેને એવો ઘેલો બનાવ્યો હતો કે, હજુરના હજુરિયા અને નોકર માણસો પણ તેના મનની અસ્વસ્થતા જાણી જતા હતા.

મનોરથસૃષ્ટિનો તો પારજ રહ્યો ન હતો. મૂળે મિયાંભાઈ અને તે વળી ગુજરાત જેવા આબાદ દેશના હાકેમ, એટલે કહેવુંજ શું ? રસ્તામાં

અધુરામાં પુરું ખીજમદગારે એ રજપૂત કન્યાનું ઓળખાણ આપ્યું. ' મૂળ-રાજને ગાદીએ બેસાડ્યો. છે માટે તે આપણા દબાયેલો છે. ગમે તે પ્રકારે તેની પાસેથી આ કામ કાઢી લેવું એવો એને દૃઢ નિશ્ચય થયો. ખીજમદ-ગારો મુખ્યત્વે કરી ઘણા પહોંચેલા અને ખાંખતી હોય છે. તે પ્રમાણે આ સુબાનો ખીજમદગાર પણ બડો ઉસ્તાદ હતો. તેના મનમાં એમ હતું કે ' સુબાને ચઢાવી આ કામ કરાવીએ તો એક તો આપણા ઉપર તેની મહેરબાની રહે અને બીજું એ કે એમાંથી આપણને પણ કંઇ ને કંઈ પ્રાપ્તિ થાય. ' આટલા માટે તેણે સુબાને પાણી ચઢાવવામાં કંઈ બાકી રાખી નહિ. ' બળથી કામ કર્યાં કરતાં કળથી કામ કરવું ' એ સહેલું છે એમ ધારી તેણે સુબાને યુક્તિ સુઝાડી. મૂળરાજ પોતે ચઢાઉ અને બુદ્ધિમાન છે માટે તેને રાતે અહિં રાખવો અને ખુબ મદ્ય પાઇ ગાંડો કરી જુગાર રમવા બેસાડવો. પછી એવી સરતે રમવું કે ' તમે હારો તો આખો ઉત્તર પ્રાંત આપવો અને એ હારે તો તેની બેન આપે. ' આ યુક્તિ સુબાને પસંદ પડી. તેનો લાભ લેવાને આગ્રહ કરી સુબાએ મૂળરાજને છાવણીમાં રાખ્યો. 'રાતે કયારે એકલા પડીએ કે મૂઢ મૂળરાજની પાસેથી તેની બેન આપવાની કબુલાત લઇએ. 'તે સમયની સુબો અત્યંત આતુરતાથી વાટ જોતો હતો; પરંતુ પોતાના મનમાં શું ઘોળાયા કરે છે તે તે કોઇને પણ જાણવા દેતો નહિ.

ખેમરાજના ગયા પછી સર્વ જમવા ઉઠ્યા. સુબાએ મૂળરાજને આગ્રહ કરી ખાણાપર બોલાવ્યો, તેણે તુર્ક લોકના ખાણામાં ભાગ લીધો. સુબાને ખાવાનું લેશ પણ મન ન હતું છતાં મૂળરાજને સાથે બેસાડી જે ભાવ્યું તે થોડું ખાધું. ખાણા પછી સઘળા પાછા તંબુમાં ગયા. નાચનારીઓ નાચ કરવા આવી પરન્તુ તેમનું કંઈ વળ્યું નહિ. સુબાનું મન ઠેકાણે ન હતું. તેણે કંઈ બહાનું કાઢી તેમને રજા આપી. સુબાને કૃત્રિમ બગાસાં આવતાં બીજા માણસો પણ પોતપોતાને ઠેકાણે ગયા એટલે ખીજમદગાર મૂળરાજ અને સુબો ત્રણ જણ તંબુમાં એકલા રહ્યા. ફરી દારુની શીશીઓ મંગાવી તેમણે મદ્યપાન કર્યું. સુબાએ અને ખીજમદગારે મૂળરાજને બહુ આગ્રહ કરી દારુ પાયો. તે મૂર્ખ આનું કંઈ કારણ સમજ્યો નહિ. ' અહો મારા

ઉપર કેવી મહેરબાની છે ' એમ ફુલાઈ તેણે ધરાઈને ખૂબ દારુ પીધો. ત્યાર પછી સઘળા જુગાર રમવા બેઠા. પ્રથમ રમત ચાલી તેમાં એકવાર મૂળરાજ જીત્યો. ફરી રમ્યો તેમાં હાર્યો; પણ ' હાર્યો જુગારી બમણું રમે ' એ કહેવત પ્રમાણે તેણે ફરીને પાસા લીધા. તેને દારુનું ઘેન ચઢેલું જોઈ સુબાએ કહ્યું કે ' આમ કર્યા કરતાં આપણે ભારે સરત કરી જુગાર રમીએ અને તેમાં જે જીતે તેની ખરી હોંશિયારી ગણાય. ' જો હું હારું તો આખો ઉત્તર પ્રાંત મારે તમને આપવો અને તમે હારો તો તમારે તમારી બેન મને આપવી. ' આ સરત હૈયાના ફૂટેલા મૂળરાજે દારૂના ઘેનમાં કબુલ કરી. જુગાર શરુ થયો. તેમાં કપટબાજી ચાલી. મૂળરાજ ઝોકાં ખાવા લાગ્યો અને દાવ ઉલટાસુલટા પડવા માંડ્યા. તેમાં સુબો જીત્યો અને તે હાર્યો. ધારેલું કામ પાર પડ્યું. સુબો અને ખીજમદગાર સુવા ગયા તે પછી દારુથી ઘેંઘટ થઈ ગયેલો મૂળરાજ પોતાની પાલખીમાં બેસી મોડી રાતે શહેરમાં આવ્યો.

તે આવ્યો તે વખતે મધ્યરાત્રી થઈ ગઈ હતી. દેવડી ઉપર પહેરેગીરો બેઠા બેઠા ઉંઘી ગયા હતા. માત્ર રાણી રૂપાંદે સ્વામીની વાટ જોતી લમણે હાથ દઈ અંતઃપુરની બારીએ બેઠી હતી. બારણાં ખડખડ્યાં અને લથડિયાં ખાતો ખાતો મૂળરાજ અંદર પેઠો. રાણીએ સામે જઈ આવકાર આપ્યો. તે પલંગમાં સુતો અને રાણી વા ઢોળવા લાગી. જરા શાંત થયા પછી રાણીએ ધીરે રહીને પૂછ્યું કે ' આજ આટલી બધી વાર સુબાની પાસે બેસી રહ્યા અને અમે તો સાંભર્યાંએ નહિ, એ શું ? હોય હવે તો રાજા થયા એટલે માન વધે.' રાણીનાં વચન સાંભળી મનથી ગુનેગાર થયેલા મૂળરાજે તેને સારું લગાડી છાવણીમાં વાર થયાનું કારણ કહી સંભળાવ્યું. બંને જણ થોડીવાર આનંદમાં બેઠાં. રાત્રી ગઈ તેમ તેમ દારુની કેફ લગાર ઓછી થઈ. તે જો કે રોજ મદ્યપાન કરતો હતો પરંતુ આજનું મદ્ય ઘણું જલદ હોવાથી વધારે ચઢ્યું હતું. ભાન ઠેકાણે આવતાં તેને પોતાના કર્મનો પશ્ચાત્તાપ થયો. પાસાં ફેરવતાં પણ નિદ્રા આવી નહિ ત્યારે ' રાણીને આ વાત કહેવી કે ન કહેવી ' તેના સંકલ્પવિકલ્પ થવા લાગ્યા. આખરે એવા ઠરાવ ઉપર આવ્યો કે ' સવારમાં બધું જણાઈ જશે ત્યારે હવે છાનું રાખવું.

નહિ. પણ અરે! સવારમાં-અહિં રહીને માબાપને શું મોં બતાવવું !' આ વિચાર કરી બીતે બીતે તેણે રાણીને પોતાની મૂર્ખાઈની વાત કહી. એ વાત સાંભળતાંજ રૂપાંદે ગરમ આગ જેવી થઈ ગઈ. પતિપરાયણ નિખાલસ રજપૂતાણી નણંદને સુબાને દઈ આવ્યાની વાત સાંભળી વાઘણની માફક ક્રૂર ને ભયંકર બની ગઈ. તેણે મૂળરાજનો તિરસ્કાર કર્યો અને કહ્યું કે 'ધિક્કાર છે બાયલા! તને પરણી પિતૃકુળને મેં કલંક લગાડ્યું. તારામાં રજપૂતનો લેશ પણ વટ રહેલો નથી. જો હોય તો જેવું કામ એક નીચ માણસ પણ ન કરે તેવું કામ તું કરે ! તેં આપણનેજ નહિ પણ આખી રજપૂત જાતિને કલંક લગાડ્યું. આજ સુધી જે વંશમાં માખબેસણું પણ ન હતું તે કલ્યાણ વંશમાં તું એક અંગારો ઉઠ્યો. જા આજથી મારા મહેલમાં તારે પગ મૂકવો નહિ. મને બોલાવવી પણ નહિ. તારા જેવા બાયલાની સ્ત્રી થઈ રહેવું તેના કરતાં રંડાપો ભોગવવો સારો ! તેં સુબાને વચન આપ્યું એટલાથીજ તે કંઈ લહાણુ લઈ જવાનો નથી. આ તો વાઘણનાં બચ્ચાં ચોરવાનાં છે ! એમ ખાતરી રાખજે. રાણીપુરના રજપૂતો એવા શૂરા છે કે તેઓ 'જ્યાં સુધી તેમના રાઈ રાઈ જેટલા કકડા થઈ જશે ત્યાં સુધી તુર્કડાઓને નતિ આપશે નહિ.' રાણીથી તિરસ્કાર પામેલો મૂળરાજ ઝંખવાણો પડી જઈ ત્યાંથી નીકળ્યો અને રાણી રીસમાં ને રીસમાં ત્યાંથી મોટા મહેલમાં ગઈ.



## પ્રકરણ ૨ જું.

### રાણીપુરમાં જંગ.

હઠિયો રેમતખાન સુખપાલો મોકલે,
'કલાણી કુંવરી આણાં કરજો' હોજીજી.



પ્રભાત થયું અને શેરીઓમાં લોકની અવરજવર થવા માંડી. ગામના પાદરે પ્રભાત સૂચવતા કુકડાના શબ્દ થવા માંડ્યા. વૃક્ષોપર પંખીઓનો કોલાહલ થવા માંડ્યો, ઘંટીઓના ઘોર ધીમે ધીમે બંધ પડવા લાગ્યા, ઘરોમાંથી વલોણાના ધમકાર સંભળાતા બંધ થયા, ખેડુત લોક ઉઠી ઉઠીને પોતપોતાને ધંધે વળગવા માંડ્યા. ગૌશાળાઓમાં દોહન સમય થવાથી બરાડતાં વાછડાંના શબ્દ થવા લાગ્યા. છાશનાં માટ ભરી ભરીને ભરવાડણો ગામ બહાર જવા લાગી. વહેલી ઉઠેલી બ્રાહ્મણ વાણિયાની સ્ત્રીઓ માથે તાંબાનાં બેઢાં લઈ પનઘટ ઉપર જવા લાગી. ગૃહસ્થ લોક રૂપાના લોટા લઈ ઓટલાઓ ઉપર બેસી દાતણ પાણી કરવા લાગ્યા. આ પ્રમાણે પ્રભાતનો સમય થયો અને સૂર્યનારાયણનાં ફૂટતાં કિરણોથી પૂર્વ દિશા અલંકૃત થઈ તે વખતે કેટલાએક તુર્ક સ્વારો લુંડા અને લુંડીઓ મિયાના, માફા, પાલખીઓ અને હેલા ન આવે એવા મજેના રથ વગેરે વાહનો લઈ રાણીપુરમાં આવી પહોચ્યાં. સુરજ ઉગ્યા પહેલાં ગામમાં આવી ધાલમેલ થતી જોઈ લોકો આશ્ચર્ય પામ્યા. કોઇને કંઈ કારણ સમજાયું નહિ. કાનોકાન વાત ચાલી કે 'સુબાના સ્વારો અને લુંડા લુંડીઓ આટલાં વહેલાં ગામમાં આવ્યાં છે તેનું કારણ શું!' ચોરા આગળ લોકનાં ટોળાં એકઠાં થયાં અને આવેલાં માણુસોને પૂછતાં ગામમાં ચેંચેપેંચે વાત ચાલી.

સરદારબા વહેલી ઉઠી રાજમહેલને ઝરુખે ઉભી હતી તેને આ દેખાવ જોતાંજ ફાળ પડી. ઘરમાં પૂછ્યું પણ કોઇએ ખુલાસો કર્યો નહિ, કારણ કે રાતના બનાવથી સર્વે અજાણ હતાં. સરદારબા ઉતાવળી ઉતાવળી તેની ભોજાઈ

પાસે ગઈ અને પૂછ્યું કે 'આ સ્વારો અને સુખપાલો આપણા બારણામાં આવીને ઉભાં છે એનું શું કારણ?' સરદારબાનાં વચન સાંભળી તેના ભાભી રૂપાંદેના હોંસકોંસ ઉડી ગયા. તેણે રાત્રે સઘળો વૃત્તાન્ત જાણ્યો હતો છતાં તેના મનમાં એમ હતું કે 'એમ એકદમ સુબાથી રાજાની આબરુ ઉપર હાથ નંખાશે નહિ.' તેનું મોં ઉતરી ગયું અને વિચારની પરંપરાએ તેના અંતરમાં ગભરાટ ઉત્પન્ન કર્યો. ભોજાઇને આવી સ્થિતિમાં જોઈ નણંદને વધારે વધારે ચિંતા થઈ. તે અધીરી પડી આગ્રહથી પૂછવા લાગી. આખરે રૂપાંદે બોલી કે 'બેન! તમને એ વાત કહેતાં મારી જીભ ઉપડતી નથી. તમને આવા સમાચાર કહેવા કરતાં મારી જીભના કકડા થઈ જાય તો સારૂં પણ શું કરું, હવે આખર આવી પહોંચી ને કંઈ ઈલાજ નથી. મને આવી ખબર હોત તો હું રાતે મારા સસરાને આ વાત જરૂર જણાવત. અત્યારે તો જેવો જોઇએ તેવો બંદોબસ્ત થઈ ગયો હોત, પણ ભવિતવ્યતાએ મને ભુલવાડી ત્યાં શું કરવું. હશે 'હવે તો થવા કાળ હશે તે થશે' એમ મનમાં વિચારી તે બોલી કે 'બેન! તમારા નામજાદા ભાઈ રાતે સુબાની સાથે જુગાર રમતાં તમને હારી આવ્યા છે. કદાપિ આ ગડબડ તેની હશે.'

ભોજાઇના મુખમાંથી આ વચન નીકળતાંજ સરદારબાને ધ્રાસકો પડ્યો. તેનાં અંગો થરથર કંપવા લાગ્યાં. ખરી રજપૂત કન્યાનો તેનામાં જુસ્સો હતો. ધીરજ રાખી તે બોલી કે "ભાભી! ધીરાં પડો. આવે વખતે ગભરાયાથી કંઇ વળે તેમ નથી. તુર્કડાઓના ભાર નથી કે આપણા કુળની લાજ લે. વાઘ જેવા આપણા રજપૂતો હજી જીવે છે. તમે આ વાત ઘરમાં જણાવો અને બનતો બંદોબસ્ત કરવાનું કહો.' ભાભીને આટલું કહી સરદારબા પોતાના ઓરડામાં જઈ ભરાઈ. તે શૂરી રજપૂત કન્યા હોવા છતાં આખરે ઓઝલની રહેનાર ઉછરતી કન્યા હતી. તે ગભરાઈ ગઈ. આંખમાં આંસુ આવી ગયાં ને પોતાની બેદરકારી માટે તેને પશ્ચાત્તાપ થવા માંડ્યો. બારણું બંધ કરી તે વિચાર કરવા લાગી કે 'અરે પ્રભુ! મારા ઉપર આ શો ગજબ ગુજાર્યો! મેં તારું શું બગાડ્યું છે! હાય હાય! શા માટે હું આવડી મોટી થઇ! મારાં વૃદ્ધ માબાપ અને રજપૂતોને લાંછન લગાડવાને દૈવે મને શા માટે મોટી કરી! હાસ્તો, નહિ તો હાલ હજારો રજપૂત

કન્યાઓ જન્મતાંને વાર દૂધપીતી થાય છે ને હું કેમ આમની ચોટમાંથી બચી જાઉં ? અરેરે !

" દૂંપો ન દીધો ન દાઈએ કરી દૂધપીતી ! "
" ગળશુલીમાં ઘોળી ન દીધાં વીખ હોજીજી. "

મારા ભાગ્યમાં એક ભવમાં બે ભવ થવા લખ્યા હશે. હરિ ! હરિ ! હું કાલે બહાર નીકળી ન હોત તો ઘણું સારું. મારું શું થશે ! મારા કુળની લાજ લુટાશે, મારા બાપદાદાઓને કલંક લાગશે અને મારાં વૃદ્ધ માબાપ ટળવળી મરશે. ધિક્કાર હજો એ ભાઇને ! એવા ભાઈ હોવા કરતાં ન હોય તે સારા ! રજપૂતનો દીકરો થઈ આવો બાયાલે કુળઅંગાર નીકળ્યો ! ભલે, એ કુળઅંગાર નીકળ્યો પણ હું જ્યાં સુધી મારા જીવમાં જીવ છે ત્યાં સુધી મારા કુળને લાંછન લગાડનાર નથી. મારામાં હિંમત છે તો એ તુર્કના શા ભાર છે ! હશે ખેર, હવે જે વાત બની તે ન બની થવાના નથી. ગઈ વાતનો શોક કરવાનો આ વખત નથી હવે તો એજ કે પ્રાણ જાય ત્યાં સુધી પણ શિયળનો ભંગ ન થવા દેવો અને કુળને કલંક ન લગાડવું ' આવો નિશ્ચય કરી સરદારબા સાવધાન થઇ ને ખિજાયેલી વાઘણની માફક પાછી તૈયાર થઈ બેઠી.

એક બે અને ત્રણ એમ ઉપરાઉપરી સ્વારો તેડવાને આવ્યા. વૃદ્ધ રાજાને પોતાનું મુખ દેખાડવું એ શરમ ભરેલુ લાગવાથી મૂળરાજ વહેલો ઉઠી કયારનોય સુબા પાસે જતો રહ્યો હતો. જ્યારે કોઈએ દાદ આપી નહિ ત્યારે એક સિપાઈ સુબા પાસે જઈ ' કુંવરીને મોકલવી. ' એવા અર્થનો કાગળ ખેમરાજ ઉપર લઈ આવ્યો. સ્વારે કાગળ લાવી રાજાને આપ્યો. ખેમરાજ તે વાંચી ઘરમાં ગયો, રાણીને મળ્યો અને પુત્રની નાદાની માટે અત્યંત શોક કર્યો. રાણીએ કુખ ચુંટી નાંખી. લોકમાં હાહાકાર થઈ ગયો. રજપૂતોનાં લોહી ઉકળી આવ્યાં. નવલોહીયા રજપૂતો ખેમરાજને આવી મળ્યા અને કહ્યું કે 'અમે અમારા જીવમાં જીવ હશે ત્યાં સુધી લડીશું, કપાઈ મરીશું, શત્રુનું જોર વધારે હશે તો કેસરિયાં કરીશું, પણ રજપૂતની મુંછનો વાળ જે અમારી લાજ તે કદાપિ પણ નહિ આપીએ. '

રજપૂતોનાં આવાં શૂરવીરતા ભરેલાં વચનો સાંભળી ખેમરાજના પગમાં જોર આવ્યું. તેણે તેમને શાબાશી આપી અને લડાઈની નોબત વગાડવાનો હુકમ કર્યો. જોતજોતામાં ત્રણ હજાર શૂરા રજપૂતો ઢાલ તરવારો લઈ કમ્મર કસી બહાર નીકળ્યા. રાજાનો હુકમ મળતાં સરદારબાને આણે આવેલા તુર્કડાઓને તેમણે તરવારને તોરણે પોંખી લીધા. આવેલા સ્વારમાંથી એકાદ નાસી છૂટવા પામ્યો. આ બૂમ છાવણીમાં ગઈ. મૂળરાજનું મુખ ઉતરી ગયું. સુબાના હાંજા ગગડી ગયા. મુસલમાનોનાં કાળજાં કંપવા લાગ્યાં પણ હવે શું કરે ! પાછા પડતાં આબરુ જાય અને રજપૂતો છાલ છોડે નહિ. રહેમતખાને પોતાના બહાદુર સરદારોને કેટલાક ઝનુની મુસલમાનો સાથે ચઢાઈ કરવાનો હુકમ આપ્યો; મુસલમાનો તૈયાર થયા. આશરે હજારેક સિપાઈ હથિયાર લઈ રાણીપુર તરફ ચાલ્યા. આ વખતે કસ્બાના દરવાજા બંધ થઈ ગયા હતા. કોટપર નવલોહિયા રજપૂતો શત્રુના લોહીથી રંગાયેલી નાગી તરવારો લઈ લોહીથી છંટાયેલાં કપડાંભેર ફાટી આંખે ટાંપીને ઉભા રહ્યા હતા. 'સુબાની ફોજ આવી' એવી બૂમ પડતાંજ ગામનું રક્ષણ કરવાને બીજા કેટલાક રજપૂતો ધાઇ આવ્યા. ગામમાં હોકારો થતાં અશક્ત વૃદ્ધ રજપૂતોએ અફીણ ખાઈ કેડ બાંધી. રજપૂત સિવાય ભરવાડ અને ખેડુત આદિ લોકો પણ મોટી મોટી ડાંગો લઈ લડવાને તૈયાર થઈ ગયા. આખા ગામમાં તરવારોનો કાશ ખીલી રહ્યો. વાણિયા બ્રાહ્મણના હાંજા ગગડી ગયા. લોભિયા લોક ધનને ભોંયમાં ભંડારવા લાગ્યા. ગામનાં તમામ ઘરનાં બારણાં ફટોફટ બંધ થઈ ગયાં. આધેડ વયની શૂરી રજપૂતાણીઓ કેડે પાલવ બાંધી હાથમાં તરવારો લઈ પોતપોતાના ઓરડાને બારણે જેમ રાક્ષસોનો વધ કરવાને દેવીઓ ઉતરી આવી હોય તેમ ઉભી રહી. સરદારબાના મહેલની પાછળ જુવાન રજપૂતો કેસરિયાં કરવાને ઉભા. ગામના ભાટ ચારણો કમ્મર બાંધી રજપૂતોને શૂર ચઢાવતા તેમની પાછળ હોકારા કરવા લાગ્યા. રામાયણ અને મહાભારતની વીરરસ પૂર્ણ કથાઓનાં કવિતોએ ઉશ્કેરાયેલા રજપૂતો ગામના કોટપર ચઢીને ઉભા રહ્યા. રજપૂતોનો જુસ્સો જોઈ મુસલમાનો કંપી ગયા તો પણ પોતાના સરદારનો હુકમ મળતાં ઝનુની સિપાઈઓએ કોટ પાડવાને પ્રસારો કર્યો. રજપૂતોએ તરવારો કમ્મરે નાંખી તેમની

ઉપર તીરનો વરસાદ વરસાવવા માંડ્યો. ખીજવાયેલા સાપની પેઠે સુસવાડ કરતા રજપૂતોના બાણુથી શત્રુઓ વિંધાઈ જવા લાગ્યા. મુસલમાનોએ પણ સખત મારો ચલાવવામાં બાકી રાખી નહિ પરંતુ કોટને અડતલે ઉભેલા રજપૂતોને લગારે ઈજા થઈ નહિ. આશરે એક પહોર સુધી જબરો જંગ મચી રહ્યો. ચાસની ચાંચથી વિંધાઈ ગયેલાં જામફળની પેઠે તીર અને ભાલાથી વિંધાયેલાં માથાંવાળા સિપાઈઓ 'તોબા, તોબા,' કરતા ત્યાંથી પાછા પડવા લાગ્યા. રજપૂતોને આથી બમણું શૂર ચઢ્યું.

રહેમતખાનની હિંમત હઠી ગઈ. સરદારબાને પરણવાની આશા આકાશકુસુમવત્ થઈ ગઈ. પછી તેણે પોતાના એક મસલતિયાને બોલાવી કહ્યું કે 'રજપૂતોનું જોર ઘણું છે માટે હવે તો જે થાય એ ખરી, છાવણીમાંનું સઘળું લશ્કર લઈ તમે જાતે જાઓ અને ઉપરાઉપરી હલ્લા કરી કરબો કબજે કરો. જો કોટના દરવાજા તૂટ્યા તો પછી રજપૂતોના ભાર નથી કે આપણને ખાળી શકે. જ્યાં સુધી આપણું લશ્કર બહાર છે અને રજપૂતો અંદર છે ત્યાં સુધી જીતવાની આશા રાખવી ફોકટ છે, માટે જેમ બને તેમ જલદી કોટના દરવાજા તોડો અને શૂરા સિપાઈઓને અંદર દાખલ થવા દો.' સુબાનો હુકમ થતાં સેનાપતિ છાવણીમાંનું સઘળું લશ્કર લઇને ચઢ્યો અને રાણીપુર ઉપર ઉપરાઉપરી હલ્લા કરવા માંડ્યા. ખીલાઓ ઠોકી કોટ ઉપર ચઢવાનો પ્રયત્ન પણ કર્યો પરંતુ ઉપર ઉભેલા રજપૂતોના ભાલાઓથી વિંધાઈ તેઓ નીચે પડવા લાગ્યા. દારૂગોળીનો મારો ચલાવતાં પણ રજપૂતોમાંનો એક્કે માણસ ખર્યો નહિ. કોટને ઓઠે ઉભેલા રજપૂતો મુસલમાનોનો દાવ ચુકાવી ઉપરાઉપરી તીરનો વરસાદ વરસાવવા લાગ્યા. મેદાનમાં ઊભેલા મુસલમાનો બચોબચ વાગતા તીરથી 'ત્રાહિ ત્રાહિ' પોકારતા બીજીવાર પણ પાછા હઠ્યા. મુસલમાનો બીજીવાર પાછા હઠ્યા તે જોઈ સુબો નિરાશ થયો. તેની ઉમેદ ભાગી ગઈ. સેનાપતિ રસુલખાનને એકાંતમાં બોલાવી તેણે ફરીને વિચાર કર્યો કે 'રજપૂતો મરતાં સુધી હઠશે નહિ માટે હવે બળથી કામ કરવાની વાત જવા દો હવે તો જે થાય તે કળથીજ કરો. મૂળરાજને બોલાવો અને કપટથી કોઈ રીતે લડાઈ બંધ રખાવો. સુબાની આ યુક્તિ સૌને ગમી. મૂળરાજને

બોલાવી રહેમતખાને કહ્યું કે 'મૂળરાજ ! આ પ્રમાણે બન્ને પક્ષની ખુવારી કરી લડવામાં શો માલ છે? હું તમારી રજપૂત જાતિના શૂરાતનથી ખુશ થયો છું અને તમારા પ્રાંતનો તમને રાજ્યાભિષેક કરી પાછો જવા ધારું છું. તમારા લોકમાં કેવું શૂરાતન અને ટેક છે તે મારે જોવાં હતાં તે જોઈ લીધાં. હવે લડાઈ બંધ રખાવો. ઝનુનમાં આવેલા રજપૂતો તમારા કહ્યા વગર આ વાત માનશે નહિ માટે તમે જાતે ત્યાં જાઓ અને તેમને હથિયાર હેઠાં મુકાવી સલાહ શાંતિનો વાવટો ઉડાવરાવો.'

આ પ્રમાણે મૂળરાજને સમજાવી સુબાએ સલાહનાં રણતૂર વગાડવાનો હુકમ આપ્યો. મુસલમાનોએ હથિયાર હેઠાં મૂકયાં અને મૂળરાજ રજપૂતોને સમજાવવા કોટના દરવાજા આગળ ગયો. તેણે રજપૂતોને દરવાજા ઉઘાડવાનું કહ્યું પરંતુ તેઓએ તેનીપર વિશ્વાસ મૂકયો નહિ ને દરવાજા ઉઘાડ્યા નહિ. તે ઝંખવાણો પડી સુબા પાસે પાછો ગયો. 'રજપૂતો માનતા નથી' એવું સાંભળી સુબાએ તેને પોતાનો વિચાર સ્પષ્ટ રીતે જણાવવાનો નિશ્ચય કર્યો. તેણે તેને ધમકી આપી મારવા લીધો અને કહ્યું કે 'જો આજ સાંજ થતા સુધીમાં રાણીપુરમાં પેસાય એવો કોઈ પણ ઇલાજ તું નહિ બતાવે તો સાંજે તને ગરદન મારવામાં આવશે અને જો મારી ઇચ્છા પ્રમાણે થશે તો તને રાણીપુર સહિત આખા ઉત્તર પ્રાંતનો રાજા બનાવીશ.' ભય અને લોભને વશ થઈ મૂળરાજે યુક્તિ બતાવી કે 'રાણીપુરની પશ્ચિમ તરફનો કોટ ઘણો જીર્ણ થઈ ગયેલો છે ત્યાંથી થોડા પ્રયત્ને અંદર પેસી શકાશે માટે મારી સાથે ચુંટી કાઢેલા બસેં સિપાઇઓને મોકલો. હું એ કામ અચૂક પાર પાડીશ. સઘળા રજપૂતો પાટણિયે દરવાજે રોકાયેલા છે. ગામમાં લશ્કર પેઠું સાંભળી તેઓ કદાપિ સામા ધાઈ આવે તો તમે દરવાજા તોડી અંદર દાખલ થજો.'

કહેવત છે કે "ઘર ફૂટયે ઘર જાય" તેની પેઠે મૂળરાજ ફૂટયો ને રાણીપુર પડયું. સુબાએ બસેં ચુંટી કાઢેલા સિપાઇઓ તેને સ્વાધીન કર્યાં અને આથમતે પહોર મૂળરાજે રાણીપુરના પશ્ચિમ ભાગ ઉપર હલ્લો કર્યો. પશ્ચિમ તરફનો કોટ ઘણો જીર્ણ હોવાથી તે સહેજ તૂટી પડ્યો. 'બિસ્મિલ્લા રહેમાન રસુલ્લા' કરતા મુસલમાનો અંદર દાખલ થયા. પૂર્વે

તરફ રહેમતખાન હલ્લા ઉપર હલ્લા કરતો હતો તેની સામે બચાવ કરવામાં સઘળા રજપૂતો રોકાયા હતા એટલે પાછળથી પેઠેલા મુસલમાનોને રાણી-પુરમાં ફરી વળવાનું ઠીક પડયું. મરદ વગરની સુની શેરીઓમાં તુર્ક સ્વારોને જોઈ 'નક્કી કંઈ દગો થયો છે ' એમ ધારી શૂરી રજપૂતાણીઓ જે હાથમાં આવ્યું તે લઈ રાજમહેલ તરફ દોડી ગઈ. સ્વારો મહેલ આગળ આવી પહોંચ્યા અને સ્ત્રીઓ તથા પુરુષો વચ્ચે જબરો જંગ મચી રહ્યો. તરવારો સાંબેલાં ભાલા કુહાડીઓ અને ટુંકામાં કહીએ તો જે હાથ આવ્યું તે લઈ રજપૂતાણીઓએ મુસલમાનોને મારવા માંડ્યા. મૂળરાજની રાણી રૂપાંદે એક ઘોડાપર બેસી સ્ત્રીસૈન્યની આગેવાન થઈ અને મહેલના ચોગાન આગળ જોતજોતામાં સો પોણાસો માણસનાં માથાં રજપૂતાણી-ઓએ ધડથી જુદાં કરી નાંખ્યાં. સ્ત્રીઓ સ્વભાવે કોમળ હોય છે તે ખરું પરંતુ જ્યારે માથે આવી પડે છે ત્યારે તેઓ પુરુષ કરતાં પણ વધારે ક્રૂર બને છે, તેનો દાખલો મૂળરાજની રાણીએ દેખાડ્યો. જે સુકુમાર રજ-પૂતાણીઓએ કોઈ દિવસ ઉની આંચ પણ જોઈ ન હતી તે આજે ઉછળતી ઉના લોહીની છોળોમાં રંગાતી તરવારોના ઘા કરતી અને સાંખતી જણાઈ. જેમણે કોઈ દિવસ આંગણા બહાર પગ પણ મૂક્યો ન હતો અને પરપુરુષને લાજની મારી જેઓ કદી મોં બતાવતી ન હતી તે શૂરી રજપૂતાણીઓ છુટે હાથે ઘૂમતી જણાઈ. ઘા કરતાં ઉડતા લોહીથી તથા અંગમાં વાગેલા ઘામાંથી વહેતા પોતાના લોહીથી તેમનાં કપડાં લથડપથડ થઈ ગયાં. 'મારો મારો ' એ સિવાય બીજો શબ્દ તેમના મુખમાંથી નીકળતો ન હતો. આ બધું શાને માટે ? માત્ર એક દેશની દાઝ અને પોતાની જાતિના ટેકને માટે. અહો ! ધન્ય છે એ આર્યસ્ત્રીઓની કુલીનતાને કે જે આવાં અસહ્ય સંકટ વેઠે છે પણ પોતાના શિયળને તજતી નથી. તેમના જેવું સતીપણું આખી પૃથ્વીના પડમાં કહિંએ જણાતું નથી. મારામારી અને કાપાકાપી કેટલોક વખત ચાલી. મુસલમાનોએ 'અલ્લાહ અકબર ' એવી બૂમ પાડી ધસારો કર્યો પણ રજપૂતાણીઓએ પુંઠ દેખાડી નહિ. મહેલના આંગણામાં પેસતાં મૂળરાજનો અને તેની રાણીનો ઘોડો સામસામા આવી ગયા. રાણીને તલવાર ઉગામી ધસતી જોઈ 'હાં હાં



મુળરાજનો અને તેની રાણીનો ઘોડો સામસામે આવી ગયા. પૃષ્ઠ ૭૨.-કૉપીરાઇટ.

રૂપાંદે ! આ શું !' એમ કહી તે પોતાની તરવાર નમાવી તેને મનવી લેવા ગયો પણ રૂપાંદેએ કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ઘા કર્યો. તરવાર ઘોડાના માથામાં વાગી ઘા ખાલી ગયો અને મૂળરાજ નામ ડુબાવવા બચી ગયો. રૂપાંદેએ તેની સામું જોઈ કહ્યું કે ' જા બાયલા! તને તારા આયુષ્યે બચાવ્યો. તારા જેવા નરાધમ ઉપર ફરીથી ઘા કરવો એ મારા જેવી રજપૂતાણીને છાજતું નથી તેમ ધર્મ પ્રમાણે સ્વામી કહેવાયો તેથી તું મારે મારવા યોગ્ય નથી. પછી તેણે કમ્મરમાં ઘાલેલી કટાર પોતાના પેટમાં મારી. મરણિયા થયેલી રજપૂતાણીઓ અંતે આવી તુર્કડાઓનો ઘાણ કાઢવા મંડી. સાંબેલાં અને લાકડીઓના પ્રહારથી ભાગેલાં કોઠ જેવાં માથાં તેમના પગમાં અથડાવા લાગ્યાં. મુસલમાનો ' તોબા ' પોકારતા પાછા હઠવા લાગ્યા. બસેં મુસલમાનોમાંથી માત્ર પચીસ બાકી રહ્યા. ' દગો થયો, દગો થયો, મુસલમાનો રાણીપુરમાં પેઠા ' એવી બૂમ દરવાજે પહોંચતાં ત્યાં લડતા રજપૂતોનું ટોળું ગામમાં પાછું આવ્યું અને બાકી રહેલા મુઠીભર મુસલમાનો ઉપર તૂટી પડ્યું. દરવાજો તોડી બહારના સિપાઇઓ પાળ તૂટતાં નદીનો પ્રવાહ જેમ સપાટ પ્રદેશમાં પથરાઇ જાય તેમ ગામમાં પથરાઈ ગયા અને પાછળથી સખત મારો ચાલતાં ઘણા રજપૂતો કપાઈ મુઆ. લડાઈ બંધ પડી. રહેમતખાન હાથી ઉપર બેસી કુંવરીના મહેલ આગળ આવ્યો અને બારણાં તોડી નંખાવી વૃદ્ધ રાજા રાણી અને સરદારબાને કેદ કરી ડેરે લઈ ગયો.

આખી રાત રાણીપુરમાં શિયાળવાં અને કુતરાં વચ્ચે તાણાતાણ થઈ. કોટે શિયાળવાં અને શેરીઓમાં ભયંકર સાદે કુતરાં રોયાં. ભય ઉપજાવે એમ ઘૂવડો બોલ્યા અને મૃતમાંસભક્ષક જરખનાં ટોળાં મડદાંની ગંધે ગામમાં દોડી આવ્યાં. અઘોરી અને મંત્રસાધકોએ પણ ઘણાંક શબનો ઉપયોગ કર્યો. પહો ફાટતાં તંબુ નાંખી પડેલો સુબો રાજા રાણી મૂળરાજ અને સરદારબાને લઈ પાછો મુલકગીરીએ ઉત્તર તરફ ઉપડી ગયો. ભયંકર રાત્રિનો અંત આવ્યો ને સૂર્યનારાયણના સારથિએ અંધકારનો પરાભવ કર્યો તે વેળાએ શૂરવીર રજપૂતાણીઓ પોતાનાં પેટથી પણ વહાલાં બાળકોને પતિની પાછળ જવા માટે ટાઢા લોહીમાં કતલ કરી છુટે ચોટલે ' જે અંબે

જે અંબે ' એમ બોલતી પોતપોતાના ધણીનાં શબ શોધવાને પાછી બહાર નીકળી પડી. અજવાળું થતાં ત્રણસેં રજપૂતાણીઓ સ્વામીનાં શબ લઈ એકી વખતે રાણીપુરના શ્મશાનમાં ગઈ. વસવાયાં અને ખેડુત લોકોએ તેમને લાકડાં આણી આપ્યાં અને હાથ ઘસીને કંકુ ખેરવતી તથા ફૂલને ખોબે ચિતાને વધાવતી રજપૂતાણીઓ વેગવતીના કિનારા ઉપર ખડકેલી લાંબી ચિતાઓ ઉપર સ્વામીનાં મસ્તક ખોળામાં લઈ લઇને બેઠી. 'જે અંબે જે અંબે ' એમ લોકોની મેદનીમાંથી સોર થયો અને સતીની ચીસો કાને ન પડે તેટલા માટે ઢોલ ભુંગળ વગેરે વાદિત્રોનો આભને ફાડી નાંખે એવો તુમુલ ધોંધાટ થઈ રહ્યો. ઢોલ ભુંગળોના નાદ થતાની સાથેજ ચિતામાં અગ્નિ પ્રગટ થયો. પ્રલયકાળનો મહા અગ્નિ હોય તેવો શૂરો અને ચેતક શ્મશાન અગ્નિ એક સપાટે છસેં માણસને ભસ્મિભૂત કરવાને ઉગ્ર અને આકાશને અડે એવી મોટી જ્વાળાઓએ ભડભડાટ લાગવા માંડ્યો. બાર ગાઉ સુધી શ્મશાનની કટુ અને મેદમય દુર્ગંધ ફેલાઈ ગઈ. મહા હાહાકારની સાથે લોક રાણીપુર ભણી પાછું વળ્યું. શહેર શૂન્ય થઈ ગયું. ધીરેધીરે લોક તેમાંથી વેરાઈ ગયા, રૈયતે રાણીપુર ઉજડ કર્યું. સાત દિવસે ચિતાનો અગ્નિ એની મેળે હોલાયો અને રાત દિવસ જે ઠેકાણે લીલાલહેર થઈ રહેતી હતી ત્યાં અકરાકહેર વર્તાઈ ગયો. શિયાળવાં ગીધ કાગડા કુતરાં નાહર અને બીજાં માંસાહારી પ્રાણીઓએ આવી રાણીપુરનાં શૂન્ય ખોલડાંમાં વાસ કર્યો. જ્યાં નોબતો ગડગડતી ત્યાં વાઘણો રોવા લાગી અને જ્યાં ઝાંઝરના ઝમકાર થતા ત્યાં ધોળે દહાડે શિયાળવાંનાં રુદન સંભળાવા માંડ્યા, એટલું જ નહિ, પરન્તુ વટેમાર્ગુ અને વણજારોએ પણ કાળા-કહેરથી નાશ પામેલા રાણીપુરનો રસ્તો તે પછી છોડી દીધો.

---

## પ્રકરણ ૩ જું.

### કામીનું મરણ કામ.



રાણીપુરમાં રોળ વર્તાઈ ગયો અને રહેમતખાન ચારે બંદીવાનને લઈ ઉત્તર તરફ ઉપડી ગયો. તેણે માર્ગમાં ચારે જણને એક બીજાથી જુદાં રાખ્યાં હતાં. મૂળરાજને રાજા થવાની ઉમેદ હતી ત્યારે વૃદ્ધ રાજા ખેમરાજ તેની રાણી અને સરદારબા તો ઈશ્વર પાસે મોતજ માગતાં હતાં. રહેમતખાન પોતાની ધારણા પાર પડવાથી ઘણો રળિયાત થયો હતો. સરદારબાને પોતાની બેગમ કરવાનો તેણે દૃઢ ઠરાવ કર્યો હતો. માર્ગમાં તેણે તેને પોતાનો ઠાઠમાઠ બતાવવામાં બાકી રાખી નહિ. બે દિવસ સુધી તો સરદારબાને મળવાનું તેણે બંધ રાખ્યું, કારણ કે 'રાણીપુરમાં વર્તેલા કહેરથી ખીજવાયેલી વાઘણ જેવી રજપૂતાણીને તરત છેડવાથી કંઈ અર્થ સરવાનો નથી' એવી તેને ખાતરી હતી. પોતે જો કે સરદારબાને મળતો ન હતો, પણ દૂતિકાર્યમાં કુશળ લુંડીઓ પાસે તેને બેગમ થવાનો ઉપદેશ કરાવતો હતો. લુંડીઓ વારંવાર સુબાના ધન વૈભવ અને સાહેબીની વાતો કરી સરદારબાને લોભાવવાનો ઉદ્યમ કરતી પરંતુ દૃઢ નિશ્ચયવાળી રજપૂતાણી તેમનું કહેવું લેશ માત્ર પણ કાને ધરતી નહિ. તેને તે અપાય એટલું સુખ આપતો અને વૃદ્ધ રાજા રાણી તથા મૂળરાજને એવા બંદોબસ્તમાં રાખતો કે નાસી છૂટવાનો તેમને લેશ પણ અવકાશ મળે નહિ.

આ પ્રમાણે બનતા બનાવતાથી કુચ કરતાં કરતાં ત્રણ દિવસ વીતી ગયા. વિજયથી ફુલાઈ ગયેલો રહેમતખાન જ્યાં પડાવ નાંખતો ત્યાં પોતાના અમલના જોરે ઇચ્છાનુસાર મોજશોખ ભોગવતો. ત્રણ દિવસ સુધી તો તેણે પોતાનું મન વશ રાખ્યું પણ ચોથે દિવસે તેને ધીરજ રહી નહિ. નવી રજપૂતાણીને જોવાનો ઉત્સાહ તેને બહુ હતો. રહેમતખાનનો જીવ ઉછાળા મારતો હતો. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થને ઈશ્વરે ચાર

પ્રજામાં વહેંચી નાંખેલા કહીએ છીએ તે લગારે ખોટું નથી. ધર્મ પશ્ચિમના લોકને, અર્થ ચીનાઓને, કામ મુસલમાન લોકોને, અને મોક્ષ એ હિંદુઓને કુદરતેજ વહેંચી આપ્યા છે. રસ્તામાં ચાલતાં ચાલતાં સુબાને મોજના કંઈ કંઈ મનોરથ ઉત્પન્ન થતા. સરદારબાની સુખપાલ હમેશ તેની આગળ રહેતી અને વારંવાર તેને જોતાં સુબાની મનોરથ સૃષ્ટિનો પાર રહેતો નહિ. "અહો ! દિલ્લીના પાદશાહનું સુખ પણ મારા સુખ આગળ કંઈ પણ હિસાબમાં નથી ! હવે મારા ભાગ્યનો પાર રહ્યો નથી ! પાટણ ગયા પછી નવી બેગમને માટે એક જુદો રંગમહેલ બંધાવીશ અને રાત દિવસ એની સેવામાં રહીશ મારી સઘળી બેગમો છે પણ આનાથી તો હદ ! શું એનું રૂપ ! ! બસ એના ચોટલા ઉપર સબ પાટનકી તો ક્યા લેકીન દિલ્લીકી પાદશાહીભી કુરબાન હૈ. સુભાન અલ્લાહ ! પરવરદિગારને ક્યા ઓરત બનાઈ હૈ" આ પ્રમાણે શેખશલ્લીના વિચાર કરતો કરતો રહેમતખાન ચોથા દિવસની સાંજ પડવાની વાટ જોવા લાગ્યો.

દડમજલ કુચ કરતાં કરતાં આથમતો પહોર થયો. સૂર્યનું બિમ્બ રાતું થવા લાગ્યું, ધીરેધીરે ઝાડના છાંયડા વધીને લાંબા થયા અને ચારો ચરવા ગયેલાં ગાયોનાં ધેન ગામ ભણી પાછાં વળ્યાં ત્યારે ધારેલા મુકામે જઇ પહોંચવાને લશ્કર વધારે ઉતાવળું ચાલવા માંડ્યું. સાંજ પડી. સૂર્યનારાયણ સામે દેખાતા આરાવલી પહાડ ઓળંગી નીચે ઉતર્યા અને સંધ્યાકાળના ઝાંખા ઝાંખા તેજમાં ઉડતી રજથી આકાશ ધુંધળું થઈ ગયું ત્યારે સોમનદના કિનારા ઉપર સુબાની સ્વારી આવી પહોંચી. હુકમ મળતાંજ પાયદળ ત્યાં થોભ્યું. સ્વારો નીચે ઉતર્યા અને ખીલીઓ ઠોકી ઘોડાઓને બાંધ્યા એટલામાં મજુરોએ લશ્કરની વચ્ચે સુબા અને બેગમને માટે બે કીનખાબના તંબુ ઠોક્યા. બેગમ સાહેબના તંબુની શોભા બહુ મનોહર હતી. તેમાં ભાતભાતનો ચિનાઈ સામાન અને પડદા વગેરે નંખાવી સુબાએ પોતાનો વૈભવ દેખાડવામાં કચાશ રાખી ન હતી. તંબુઓ તૈયાર થઈ ગયા એટલે બે સુખપાલો આગળ આવી અને અનુક્રમે સુબો પોતાના તંબુમાં તથા સરદારબા તેના તંબુમાં ગયાં. લશ્કરે તંબુની પાછળ વિંટ નાંખી મુકામ કર્યો. સુબાના તંબુથી થોડે છેટે મૂળરાજ તથા વૃદ્ધ રાજા રાણીના તંબુઓ હતા

અને તેની આસપાસ ખાસ ચોકી મૂકવામાં આવી હતી. નોકર ચાકરો પોતપોતાના કામકાજમાં પડ્યા. કોઈ બળદને ઘાસ નીરવામાં કોઈ ઘોડાને ચંદી ચઢાવવામાં અને કોઈ રોટી પકવવામાં એમ સઘળા લશ્કરી સિપાઈઓ કામે લાગી ગયા. તંબુમાં આવ્યા પછી સુબાએ વાત કાઢી અને ખીજમદગારે તેને અનુમતિ આપી. પછી 'આજે સુબા સાહેબ આપની મુલાકાતે આવનાર છે' એવી ખબર સરદારબાને મોકલાવી. દાસીઓ સાથે નાના પ્રકારના હીરામોતીના દાગીના જરી લપેટાના પોષાક વિવિધ પ્રકારનાં સુગંધી અત્તરો અને તેલો સાથે બીજું ઘણું સાહિત્ય સરદારબાને ડેરે મોકલ્યું. ખીજમદગાર રજપૂતાણીનાં વખાણ કરી સુબાને પાણી ચઢાવવા લાગ્યો. સુબા સાહેબને સ્વર્ગ બે આંગળજ બાકી રહ્યું હતું પોતે પણ ફુલાઈ ખીજમદગાર આગળ નવી બેગમની તારીફ કરતો. ખીજમદગાર કહેતો કે 'જહાંપનાહ ! એ તો ઓરત નહિ હૈ લેકીન પરી જાત હૈ.' વાળુ કર્યા પછી સુબાએ ફક્કડ થવા માંડ્યું. જરીનો સુરવાળ પહેરી માથે નવી ટેઢી છોગાંદાર પાઘ મૂકી દીધી. શરીરે કસકસતું મલમલનું ઝીણું અંગરખું પહેરી ઉપર મોતીની કિનારનો કબજો પહેર્યો, અને પહેરાય એટલાં સુન્દર ઘરેણાં અંગપર પટકાવ્યાં. તેલ ફુલેલ ને અત્તરની તો કેટલીએ શીશીઓ સુબાના વાળમાં અને અંગપર ખાલી થઈ ગઈ. પોષાક પહેરી તખતામાં મોં જોઈ સુબો મુંછપર તાર દેતો પોતાના મનમાં ફુલાવા લાગ્યો કે 'ખસુસ મારા રૂપ અને ઠાઠમાઠ ઉપર રજપૂતાણી કુરબાન થયા વિના રહેનાર નથી.'

આમ રહેમતખાન સુબો રજપૂત બેગમને મળવાને તાલમેલ કરતો હતો ત્યારે સરદારબાના તંબુમાં શું થતું હતું તે તરફ નજર કરીએ. રાણીપુરના રમખાણથી ખીજવાયેલું સરદારબાનું મન જરા શાંત પડયું હતું. તે અનેક વિચારો કરી આખરે એવા નિશ્ચય ઉપર આવી હતી કે 'આત્મઘાત કરી મહા પાતકના દોષમાં પડ્યા કરતાં જીવતાં રહી કંઈ પણ પરાક્રમ કરવું અને રજપૂત જાતિનું નામ રાખવું' આવા વિચારથી તેણે સુબાની સાથે કપટબાજી રમવાનો નિશ્ચય કર્યો હતો. બળ કરવાથી કંઈ ચાલે એમ નથી માટે જે થાય તે કળથી ને યુક્તિથીજ કરવું એવા નિશ્ચયે સુબાને છેતરી નાસી

જવાનો તેણે વિચાર કર્યો હતો. 'મારા નાસવાથી મારાં વૃદ્ધ માબાપને એ મુઓ કદાપિ ઘણું દુઃખ દેશે. પણ હશે, તેમના ભાગ્યમાં દુઃખ લખ્યું હશે તો તે કોણ મિથ્યા કરનાર છે! જે થવાનું હશે, તે થશે પણ મારે અહિં તો રહેવું નહિ, કારણકે એના કબજામાં રહેતાં શિયળનો ભંગ થવાનો ભય છે. સુબાને મોહના જાળા પાછળ ફેરવી થોડા દિવસની મહેતલ માગી લેવી અને રાતના અહિંથી રસ્તો માપી જવો. મારા સ્ત્રી જાતિના ચાતુર્યનો મારે આજે ઉપયોગ કરી સુબાને લટ્ટુ બનાવી દેવો ને સ્ત્રીચરિત્રથી કામ સાધવું,' એવો દૃઢ નિશ્ચય કરી સરદારબાએ પોષાક પહેરવા માંડ્યો.

શરીરે સુગંધી તેલનું મર્દન કરી સ્નાન કર્યું. પછી કેશ હોળીને છુટા મૂકયા જે પુંઠને ઢાંકી ઢિંચણ સુધી લટકી રહ્યા. કાળા રંગનું અંબર દક્ષિણી ધાટીએ પહેર્યું. ગોરી સરદારકુંવર કાળું વસ્ત્ર પહેરવાથી તો જાણે આષાઢના વાદળમાં ઢંકાયેલી વિદ્યુત હોય તેમ શોભવા લાગી. વળી કાળાં અને વિશાળ નેત્રમાં ઝીણું કાજળ સાર્યું બે ભમરો વચ્ચે જંગાલનો નખલો કર્યો. વિશાળ કપાળમાં હિંગળોકની બિંદી કરી. નાકમાં નથ અને કાનમાં મોતીનાં ચોકડાં તથા લટકણિયાં પહેર્યાં. જુવાનિયાનાં કાળજાં ફાટી જાય તેવી તતડભતડ ચોળી અને તેની ઉપર કામીની આંખોનાં તેજ હરી લે એવો હીરાનો હાર ધારણ કર્યો. ઉપડતી છાતી ઉપર પહેરેલા દાગીનાના હીરાનાં લીલાં પીળાં કિરણો તેની મુખપ્રભાને જળાંઝળાં કરી રહ્યાં. નાગણની આંખો જેવી ચુનીઓવાળી વિંટીઓ મગની શિંગ જેવી આંગળીઓએ પહેરી. સુકી મેંદી અને અળતો ચોપડી પગની પાનીઓ લાલ હીંગળોક જેવી બનાવી. અંબરનો છેડો ખેંચી આગળથી જરા કસીને બાંધ્યો તેથી કમ્મર સિંહણ જેવી નાજુક જણાઈ. ઝીણા ઝીણા સ્વરવાળાં ઝાંઝર પહેરી હાથમાં અત્તરથી ભીનો રુમાલ લઈ સરદારબા પણ મુનિઓનાં મન ચળાવે એવે ઠઠારે તખતા આગળ ગઈ. સુગંધીદાર તાંબુલ ખાઈ પરવાળા જેવા ઓઠને રાતા કર્યા. વળી ગાલ ઉપર અને હડપચી વચ્ચે ઝીણાં ઝીણાં જંગાલનાં ટપકાં કર્યાં. પછી તખતામાં જોયું તો તે પોતેજ પોતાને જોઈ મોહી પડી તો પછી પુરુષનાં શાં ગજાં! બોલવાનું, ચાલવાનું, સામાં જવાનું અને ઉમળકો આણી હૃદય દેખાડવાનું વાત્સ્યાયનીય ચાતુર્ય સંભારી તેણે સઘળું યથાસ્થિત કર્યું.

રાત્રી પડી ઉદય પામેલો ચંદ્રમા પોતાનાં કિરણોથી જગતને રૂપાની ગારે લિંપવા લાગ્યો. સારસ પક્ષીનાં જોડાં નદી ઉપરથી ઉડી ચંદ્રના અજવાળામાં ઉંચે ચઢવા લાગ્યાં. લશ્કરે ખાઈ પી નદીના કિનારા ઉપર શીતળ ધોળી રેતીમાં પથારીઓ પાથરી. સિપાઈઓ વાતોના તડાકા મારતા ચલમો પીવા લાગ્યા. રહેમતખાન સુબો પછી ખાણું લઈ પરવારી બની ઠની રજપૂતાણીને ડેરે ગયો. ચક ઉંચો કરી સુબો તંબુમાં પેસતાં સરદારબા મંદ સ્મિત કરી ઉભી થઈ અને હાથને અણસારે બહુ વિનયથી તેને આવકાર આપ્યો. રજપૂતાણીનું રૂપ જોઈ ગાંડાઘેલો થઈ ગયેલો સુબો સ્તબ્ધ થઈ ક્ષણવાર તંબુના બારણામાં ઉભો રહ્યો. અલૌકિક રૂપ જોઈ તેની ઇન્દ્રિયો જડ થઈ ગઈ. થોડીવાર એકટસે સરદારબા સામું જોઈ તે પલંગ ઉપર જઈ બેઠો. સરદારકુંવર લટકબંધ છટાથી તેની સામે ઉભી રહી. અપ્સરા જેવી રાજકન્યાની સાથે એકાંત મળવાથી સુબાને રૂંવેરૂંવે કામ વ્યાપી ગયો. ઇશ્કની વાત ઉપાડી જેમાં વાક્ચાતુર્યથી સરદારબાએ સુબાને ગોળગોળ કરી નાંખ્યો, અને વાતમાં ને વાતમાં કહ્યું કે ' સુબા સાહેબ ! શોખીન થઈ કેમ ભૂલો છો. માદક પેય વિના તે ઇશ્કબાજી હોય ? સરદારકુંવરનાં વચન સાંભળી સુબાએ તાબડતોબ જલદમાં જલદ દારૂ મંગાવ્યો. લુંડા સોનાના પ્યાલા અને દારુના બટ્ટા લઈ આવ્યા. સરદારબાએ પોતાને હાથે એક પ્યાલો ભરી સુન્દર ત્રિપાઈ ઉપર મૂક્યો અને તે પોતાના પ્યારની ખાતર લઈ લેવાને સુબાને આગ્રહ કર્યો. સુબાને ખોટું લાગ્યું પણ કામીને માન અપમાન હોતુંજ નથી. ' અત્યારે છેડીશ તો મારા મનોરથમાં વિઘ્ન પડશે ' એમ ધારી તેણે પ્યાલો ઉપાડ્યો ને ખાલી કર્યો. ફરી બીજો પ્યાલો ભરી સરદારકુંવરે આગ્રહ કરી આપ્યો. તે પણ લંપટ સુબો ગટગટાવી ગયો. એક પ્યાલો ભરી તેણે સામો આપવા માંડ્યો પણ સરદારબાએ યુક્તિ કરી કહ્યું કે ' સુબાજી ! મને મદ્યનો હેવા નથી અને જો હું હમણા એ લઈશ તો પછી મારાથી તમારી સાથે વાત સરખી પણ થશે નહિ માટે હમણાં રહેવા દો. હું વગર કહ્યે પછી લઈશ.' ' બહોત ખૂબ બેગમ સાહેબ ' એમ કહી સુબાએ પ્યાલો ત્રિપાઈ ઉપર પાછો મૂક્યો. પછી સુબાને મદ્ય ચઢવાની વાટ જોતી સરદારકુંવરે કામશાસ્ત્રની સ્ત્રીચાતુર્યની અને બીજી સુબાને

લહેરમાં લેવાની હસતે ચહેરે મોહ ભરી મજેની વાણીએ અનેક વાતો કરી. તેનાં બળ પરાક્રમ મોજશોખ ને રૂપવૈભવ વગેરેનાં વખાણ કરવા માંડ્યાં. વાતમાં ને વાતમાં બે કલાક ચાલ્યા ગયા. સુબાની આંખો ડહોળાવા લાગી અને આળસ મરોડતો તે તેની પાસે આવી પ્રેમાલિંગન આપવા તત્પર થયો. સરદારકુંવર હસીને આઘી ખસી ગઈ અને મોં મલકાવી બોલી કે 'સુબાજી ! જો આપ મારી એક અરજ સ્વીકારો તો કહું.' સુબો બોલ્યો કે 'દિલદાર ! આપકી અરજ નહિ લેકીન ફરમાન !!' 'ઠીક.' એમ કહી તેણે કહ્યું કે છ મહીના સુધી મેં ભોગવિલાસ ન કરવા એવું વ્રત લીધેલું છે અને તે મુદત પુરી થવામાં માત્ર આજની એકજ રાત આડી છે માટે મહેરબાની કરી આજ વિનોદ વાર્તા કરો. આવતી સવારે હું ઈસ્લામી ધર્મનો અંગીકાર કરીશ.'

સુબો આ વચન સાંભળી વિચારમાં પડ્યો પણ શું કરે ? તેની મરજીને અનુસર્યા વિના બીજો રસ્તો ન હતો. 'એક રાતને ખાતર હું એને છંછેડીશ તો પાછી ઠેકાણે લાવતાં ખેન પડશે. હવે એ આપણા હાથમાં આવી છે તે ક્યાં જનાર છે ?' એમ ધારી સુબાએ કહ્યું કે 'અચ્છા જો હુકમ !!' સુબો પલંગ ઉપર પાછો બેઠો અને સામેના ઉંચા આસન ઉપર સરદારબા બેઠી. જેમ જેમ વાતોમાં વખત જતો ગયો તેમ તેમ સુબાને ઘેન ચઢતું ગયું. અને આખરે મદ્યથી ચકચૂર થયેલો તે ઘોર નિદ્રાથી પલંગમાં ઢળી પડ્યો. સરદારબાને હવે બત્રીસે કોઠે દીવા થયા. રજપૂતાણીનો રંગ રહ્યો અને ઈશ્વરે કલ્યાણવંશની લાજ રાખી. પછી બહાદુર રજપૂત કન્યાએ વિચાર કર્યો કે 'હવે શું કરવું !' જો હમણાં તંબુની બહાર નીકળીશ તો જાગતા પહેરેગીરો મને પકડશે માટે જળ જંપ્યા પછી ભાગી રાતે ચાલી નીકળવું ઠીક છે.' આમ વિચાર કરી તે બેસી રહી. થોડી વારે વળી પાછો વિચાર આવ્યો કે 'જતાં જતાં કંઈ નામના કરૂં ! કટારથી આ દુષ્ટનું નાક કાપી નાંખી ચાલી જાઉં પણ અરે ! એટલા સારું આ મારા પવિત્ર દેહને યવનના સ્પર્શથી અભડાવવો એ કોણે કહ્યું છે ? વળી તેમ કરતાં એ મુવો જાગે ને ધાંધલ થાય ત્યારે હાથે કરી 'પડ પથરા પગ ઉપર' એવું થાય.' આવો વિચાર કરી અર્ધરાત્રી પછી નાસી જવાનો નિશ્ચય

કર્યો. રાત્રીની ઘડીઓ ધીરે ધીરે વીતતી ગઈ અને જ્યારે મધ્યરાત્રીની ઝંઘરો વાગી ત્યારે તે ઉભી થઈ. ચક ઉઘાડી બહાર જોયું તો સઘળા પહેરેગીરો લસલસાટ ઉંઘતા હતા. 'આ વખતે નાસવાનો સારો લાગ છે,' એમ વિચારી તેણે કમ્મરમાંથી કટાર કાઢી તંબુને પાછળથી ચીરી નાંખ્યો, કારણ કે ત્યાં આગળ પહેરેગીર થોડાજ હતા. તે બહાર નીકળી અને આમતેમ જોતાં પહેરો ભરનાર જમાદારનો પોષાક તેની નજરે પડ્યો. એ પોષાક છાનેમાને ઉપાડી લઈ તે પાછી તંબુમાં ગઈ અને પોતાનાં સ્ત્રીવસ્ત્ર ઉતારી જમાદારનો પોષાક પહેરી લીધો. પછી તંબુમાંથી નીકળી પગનો ગણસારો ન લાગે તેમ સાવચેતીથી જ્યાં ઘોડા બાંધેલા હતા ત્યાં ગઈ. ઘોડાઓને તપાસ્યા અને તેમાંથી એક સારી સોરઠી ઘોડીને છોડી. પછી જે તરફ લશ્કર થોડું હતું તેણી તરફ જઈ સ્વાર થઈ બહાદુર રજપૂત કન્યાએ ઘોડીને છોડી દીધી. થોડેક દૂર ગયા પછી રસ્તો બદલી પહાડી પ્રદેશમાં ભાગી રાતે તે માર્ગ કાપવા લાગી.

આણી તરફ છાવણીમાં પ્રભાત થયું અને તમામ લશ્કર જાગ્યું તોપણ સરદારબાના તંબુનું બારણું ઉઘડ્યું નહિ. પહેરેગીરોએ ધાર્યું કે 'મોડી રાત સુધી જાગેલાં હશે તેથી સુબા સાહેબ અને બેગમ ઉંઘી ગયાં હશે.' કોઈએ તેમને જગાડવાની તજવીજ કરી નહિ. ખીજમદગારે તપાસ કરાવી અને તંબુનું બારણું ઉઘાડી જોયું તો સુબા સાહેબ પલંગપર પડ્યા પડ્યા ઘોરતા હતા અને પાસે સરદારબાનાં કપડાં સિવાય બીજું કંઈજ ન હતું. ખીજમદગારે સુબાને જગાડ્યો. તે જાગ્યો અને સરદારબાને ન દેખતાં તેને દગો થયાની ખાતરી થઈ. આખી છાવણી ખળભળી ઉઠી. સુબાએ પહેરેગીરોને ધમકાવ્યા. કેટલાકના દંડ કર્યા અને કેટલાકને બરતરફ કર્યા. મૂળરાજને તથા વૃદ્ધ રાજારાણીને બોલાવી ધમકી આપી પણ તે બિચારાં શું જાણતાં હોય તે કહે ! તેમણે સાફ ના પાડી તેથી કોપેલા સુબાએ વૃદ્ધ રાજારાણીને હાથપગે બેડીઓ નાંખી અને મૂળરાજને થોડા સ્વારો આપી તેની બેનને શોધી લાવવાનો હુકમ કર્યો. સુબાનો હુકમ માથે ચઢાવ્યા વિના છુટકો ન હતો એટલે ગરીબ બિચારો મૂળરાજ થોડા સ્વારો લઈ સરદારબાની શોધ માટે નીકળ્યો અને આશાભંગ થયેલો સુબો પછી ત્યાંથી પાટણ તરફ પાછો વળ્યો.

સુઓ નિરાશ થઈ પાછો ફર્યો ત્યારે સરદારબાનું શું થયું તે તરફ હવે આપણે વાંચનારનું લક્ષ ખેંચીએ. માત્ર એક દિવસજ ઘોડીઉપર મુસાફરી કરી દસ વીસ ગાઉ નીકળી ગયા પછી તેણે પુરુષના પોષાકમાં ફરવું ચોગ્ય ધાર્યું નહિ, કારણ કે વયમાં આવવાથી તેનાં અંગ છુપાવ્યાં છુપે તેમ ન હતું. સુરજ જેમ છાબલે ઢાંક્યો રહેતો નથી તેમ સ્ત્રીપણું પણ છુપું રહેશે નહિ એમ ધારી કઢોળા નામે ગામમાં જઈ ઘોડીને વેચી નાંખી. પુરુષનો પોષાક બદલી જોગણનો વેષ ધારણ કર્યો. જે કેશમાં સુગંધીદાર તેલ ફૂલેલ નંખાતાં અને જેની ઉપર સુઓ મોહી પડ્યો હતો તે કેશમાં રાખ ભરી સરદારે માથે જટા બાંધી અને યૌવન છુપાવવાને ઘાટડી વાળી તે ઉપર ભિંડીની અને કાળા વાળની દોરીના બંધ બાંધ્યા. જે શરીર ઉપર દક્ષિણી ચીર અને પાટણનાં પટોળાં શોભતાં હતાં તે અંગ ઉપર કફની નાંખી અને જેની ઉપર નાના પ્રકારના અંગરાગનાં મર્દન થતાં તે અંગો ઉપર ખાખ ચોળી સરદારબા બિચારી માત્ર પોતાનું શીલ સાચવવા અને ખરી રજપૂતાણીનો ટેક રાખવાને અરાવલીની પર્વતાવલીમાં અટન કરવા લાગી.

---

## પ્રકરણ ૪ થું.

---

### ખરો રજપૂત.



વસંતઋતુ બેઠો હતો. વૃક્ષોને જુનાં પાંદડાં ખરી જઈ યૌવનાઓના અધર જેવી રાતી કુંપળો આવતી હતી. પિંપળાની ફૂટતી ટીશીઓ, કેળાનાં વન, અશોકની ઘટાઓ અને પિંપરનાં કોમળ પત્રો જેનારની આંખને ઠારતાં હતાં. દક્ષિણ દિશાનો વાયુ ધીરેધીરે વહાતો હતો આંબાને મહોર ખરી જઈ ઝીણા ઝીણા મરવા આવતા હતા. મહુડા બોરસળી અને લિંબડાની ઘટાઓ શીતળ છાંયડાથી વટેમાર્ગુને આનંદ આપતી હતી. ઉંડી ઉંડી ઝાડોની ઘટાઓમાં કોયલોના ટહુકા થઈ રહ્યા હતા, ભમરાઓ ફૂલઝાડો ઉપર અને

પુષ્પથી લચી પડતી વેલીઓ ઉપર ગુંજારવ કરી રહ્યા હતા. મધમાખીઓ ઝાડની બખોલોમાં અને પર્વતની કરાડોમાં મધપુડા બાંધતી હતી. પહાડની કદણોમાંથી ખળખળ કરતાં પાણીનાં ઝરણો વહેતાં હતાં. પોપટ, મેના, ચાસ, મયૂર અને બીજાં પક્ષીઓ ઘટાદાર વૃક્ષોમાં બેઠાં બેઠાં કલોલ કરતાં હતાં. વાનરોનાં ટોળાં ફળ આવેલા વૃક્ષો ઉપર આમતેમ ભમતાં હતાં. પર્વતોની ઉંડી ઉંડી ગુફાઓમાં મયૂરો કળાઓ કરી કરીને નાચ કરતા હતા. પોપટના પેટ જેવાં નવાં પાંદડાના ફાલથી ઢંકાયેલાં પર્વતનાં શિખરો બીલી ચઢાવેલાં મોટાં કુદરતી શિવલિંગ જેવાં દેખાતાં હતાં. ઉઘાડા પ્રદેશમાં તપેલાં શિખરો સાથે અથડાઈ લમણા બાળી નાંખે તેવા ઉના વાયરા વહાતા હતા. શિકાર કરવા નીકળેલાં ભીલલોકનાં ટોળાં આમ તેમ વનોમાં ભમતાં હતાં અને પ્રતિદિન વૃદ્ધિ પામતા વસંતને લીધે આખો વનપ્રદેશ ઘણોજ રળિયામણો લાગતો હતો.

મધ્યાહ્નનો મારમારનો તાપ પડતો હતો તે વખતે આ પહાડી પ્રદેશમાં એક ઘોડેસ્વાર મુસાફર પંથ કરતો હતો. તેણે કાશીના વણાટના ધોતીયાનો કછોટો વાળ્યો હતો. માથે સુંદર મોળ બાંધી હતી. કમ્મરે હીરાના જડાવની મુંડવાળી તલવાર લટકતી હતી. તાપમાં પંથ કરવાથી પરસેવાને લીધે તેનાં વસ્ત્ર કંઇક ભિંજાએલાં હતાં. મુંછનો દોરો હજી હવે ફૂટતો હતો છતાં તેનું મુખ ઘણું ભારેખમ અને ભવ્ય લાગતું હતું. તેનું કપાળ વિશાળ ને તેજસ્વી હતું. તેના મુખ ઉપરથી તે કોઇ રાજકુમાર હોય એવું અનુમાન થતું હતું.

આ જુવાન મુસાફર પર્વતના ઢોળાવમાં અને વૃક્ષોના ઘચુંબલામાં ઘોડો ખેલવતો ને પર્વતની શોભા જોતો જોતો ચાલ્યો જતો હતો. તેણે ઘણીવાર સુધી પહાડી પ્રદેશમાં પંથ કર્યો. સૂર્યનારાયણ માથેથી જરા નમવા આવ્યા પરંતુ કહિં વસ્તી આવી નહિ. વળી એટલામાં કહિં ગામ હોય એમ પણ લાગ્યું નહિ, કારણ કે જે દિશામાં તે પંથ કરતો હતો તે દિશામાં મોટા ઢોળાવવાળો પર્વત નજરે પડતો હતો. સામે તો પર્વતનો ઢોળાવ છે એમ ધારી જુવાન મુસાફરે પોતાના ઘોડાને દક્ષિણ ભણી વાળ્યો અને જેમ જેમ તે આગળ ચાલતો ગયો તેમ તેમ ઘટાદાર વૃક્ષોથી છવાયેલો પર્વતની રમ્ય તળેટીનો પ્રદેશ આવવા માંડ્યો. તરસ લાગેલી હોવાથી તે ખળખળ વહેતા એક

પાણીના ઝરા પાસે ગયો. એ ઝરાના કિનારા ઉપર સીતાફળીની હારો આવી રહી હતી. તરસની સાથે ક્ષુધા લાગેલી હોવાથી મુસાફર ઘોડેથી નીચે ઉતર્યો. પાકાં અમૃત જેવાં થોડાંક ફળ તેણે તોડી ખાધાં. ખોબે ખોબે ઝરાનું નિર્મળ મીઠું પાણી પીધું. પછી વૃક્ષની છાયામાં લગાર વિરામ લેવાને બેઠો. ઉત્તર તરફ નજર કરતાં પત્થરનાં પગથિયાં તેના જોવામાં આવ્યાં. ઉભા થઈ બારીકીથી જોતાં તેની ઉપર પડેલા પાણીના દરેડાથી જુવાન મુસાફરને એમ લાગ્યું કે અહિં આગળ ઉપર કોઇનો આશ્રમ હશે. લાવ ત્યાં જઈ જોઉં.

આવો વિચાર કરી તેણે સીતાફળીના ઝાડે પોતાનો ઘોડો બાંધ્યો અને પગથિયાં ઉપર ચઢવા માંડયું તો સામેજ સીતાફળીનાં ઝુંડથી તથા મોટા આંબા અને અશોકનાં વૃક્ષોથી છવાયેલો એક રમણીય આશ્રમ નજરે પડ્યો. પવિત્ર આશ્રમના દ્વાર આગળ જતાં તે ખમચાઇને ઉભો રહ્યો પણ એટલામાં તો તેની પગરવટ લાગવાથી એક બાળ જોગણ અંદરથી બહાર નીકળી આવી. મુસાફર તેના બોલાવવાથી આશ્રમમાં ગયો. આશ્રમની જમણી તરફ એક શિવાલય હતું. તેમાં આ વખતે એક કૃશ શરીરનો વૃદ્ધ યોગી સમાધિ લઈ બેઠો હતો. તેના વાળ પુંણી જેવા ધોળા થઈ ગયા હતા. ઘણી વૃદ્ધાવસ્થા છતાં પણ તેની દેહકાન્તિ અગ્નિના જેવી તેજસ્વી હતી. શિવાલયમાં ગયા પછી જોગણ ફળ ફળાદિ લઈ આવવામાં રોકાઈ અને મુસાફર આગલા ઘુમ્મટમાં બેઠો. થોડી વારે યોગીની સમાધિ છૂટી એટલે મુસાફરે તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. આશ્રમમાં આવેલા અતિથિને જોઇ યોગીએ પૂછ્યું કે તમે કોણ છો ? મુસાફરે જવાબ દીધો કે 'મહારાજ ! હુ ચંદ્રાવતીના રાણા રાયસિંહનો કુમાર છું અને મારૂં નામ વૈરીસિંહ છે. શિકાર કરવા નીકળ્યો હતો ત્યાંથી આપના આશ્રમમાં આવી ચઢ્યો છું. યોગી બોલ્યો કે 'બહુ સારું'. બાળ જોગણે પછી બેઉના મોં આગળ ફળ ફળાદિ લાવી મૂકયાં. મુસાફર અતિથિને ફળાહાર કરાવી યોગી બહાર ગયો. આશ્રમમાં હવે જોગણ તથા રાજકુમાર એકલાં પડ્યાં. જોગણને જોઈ રાજકુમારના મનમાં ઘણા વિચારો આવ્યા હતા તેનું સમાધાન કરવાને હવે તેને પ્રસંગ મળ્યો. તેને વિચાર આવ્યો કે 'માનો ના માનો પણ આ કોઈ રાજરત્ન છે. અરે પ્રભુ ! આવી બાળ વયમાં આને ભગવાં વસ્ત્ર શાથી પહેરવાં પડ્યાં હશે ? મહા સંકટ વિના

અથવા તો બાળવયમાંજ સંસાર અસાર લાગ્યા વિના નવ જોબન આવી રાજબાળા જોગણનો વેષ ધારણ કરે નહિ. અરે ! આમાં કંઈ ભેદ હશે. એને પૂછું તો ખરો કે એ કોણ છે, શાથી આ પ્રદેશમાં જોગણ થઈ આવી છે. પૂછતાં કંઈ અડચણ તો નથી, પણ અરે ! યોગીજનોની નિસ્પૃહવૃત્તિઓ હોય છે, તેને લીધે એ મારો તિરસ્કાર તો નહિ કરે ? ના ના, એમ તો થાય જ નહિ. એની ગંભીર અને પ્રશાન્ત મુખમુદ્રાજ કહી આપે છે કે તે સ્વભાવે શાન્ત અને ગંભીર સુશીલ સજ્જનમૂર્તિ છે.

આ પ્રમાણે વિચારની પરંપરાએ તે મુસાફરનું ચિત્ત ચોળાઈ જવા લાગ્યું. કૌતૂહલ વધી પડતાં આખરે સાહસિક હિમ્મતથી તેણે પૂછ્યું કે 'બાઈ! તમે કોણ છો ? આટલી નાની વયમાં આવો તીવ્ર વૈરાગ લીધેલો જોઈ મને તમારો વૃત્તાંત જાણવાની ઘણી ઉત્કંઠા થઈ છે. જો કંઈ કષ્ટને લીધેજ આ રસ્તો લીધો હોય તો તેને નિવારવાને હું મારો પ્રાણ આપતાં સુધી પણ પ્રયત્ન કરીશ. સ્ત્રી બાળક અને ગાયનું રક્ષણ કરવું એ અમારો ક્ષત્રિયોનો ધર્મ છે માટે કૃપા કરી આપ કોણ છો અને શા માટે આ વનવાસ અંગીકાર કરવો પડ્યો છે તે કહો. તમે કોઈ રાજકન્યા હો એમ મને અનુમાન થાય છે અને કોઈ મહા આપત્તિને લીધે તમે આ સંસારને અસાર ગણી આવો માર્ગ લીધેલો લાગે છે.' મુસાફરનાં વચન સાંભળી જોગણ થઈ રહેલી સરદારબાના અંતરમાં રહેલો દુઃખનો કાંટો હાલી ઉઠ્યો, તેના મુખનો વર્ણ બદલાઈ ગયો અને આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તે બોલી કે 'ક્ષત્રિયકુમાર ! મારું દુઃખ જણાવી તમારા જેવા સુજ્ઞને હું દુઃખી કરવા ઇચ્છતી નથી. જો દુઃખને ગણું તો મારા જેટલું કોઈ દુઃખી હશેજ નહિ. ન ગણું તો મારા સમાન સુખ કોઇને છેજ નહિ માટે મારો વૃત્તાંત સાંભળી અમસ્તા દુઃખી થવાનો આગ્રહ જવા દો.' પણ નહિ '**प्रायोवारितवामा हि प्रकृतिर्मनसो नृणां**' તેની પેઠે જોગણનાં વચન સાંભળી રાજકુમારની જિજ્ઞાસા ઓર વધી અને પુનઃ પુનઃ તેને પૂછવા માંડ્યું કે 'બાઈ ! હું મારા ધર્મ પ્રમાણે તમારા દુઃખમાં મારાથી લેવાશે તેટલો ભાગ લઈશ. દુઃખ સાંભરી આવવાથી તમારું અંતર ધમધમી અને ડસડસી જાય છે તે તમારી આકૃતિ ઉપરથી અને વારંવાર નીકળતા નિશ્વાસ ઉપરથી સ્પષ્ટ

જણાઈ આવે છે. તમે સમજુ છો એટલે વધારે કહેવું યોગ્ય નથી. મને તમારું દુઃખ કહો અને શોકનો ભાર ખુશીથી ઓછો કરો. કહ્યું છે કે **एकेनाङ्गीकृतो वोढुं दुःखभारो गुरुर्भवेत् । तस्मादेनं लघूकर्तुं सुहृद्भ्यो निवेदयेत्** ॥ તેનાં આવાં વિદ્વત્તા ભરેલાં અને સૌજન્યશીલ વચન સાંભળી જોગણના વેષમાં ફરતી સરદારબાએ પોતાનો સઘળો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો, અને ક્ષત્રિયનો ક્ષત્રિયની સહાય માગવાનો હક છે, એમ જણાવી તેનાથી જો કંઈ પણ મદદ બની આવે તો તે આપવાની વિજ્ઞાપના કરી.

સરદારબાનો વૃત્તાંત સાંભળી વૈરીસિંહ ઘણોજ દિલગીર થયો અને તેની સમક્ષ પ્રતિજ્ઞા કરી કે ' આજથી ત્રણ અઠવાડિયાંની મુદતમાં હું પાટણની પાદશાહી ઉખાડી ના નાંખું તો મારે ફરીથી હથિયારજ બાંધવાં નહિ. ' તેની આવી ક્ષાત્રોચિત પ્રતિજ્ઞા સાંભળી સરદારબાના મન ઉપર ચઢી આવેલું શોકનું વાદળ વેરાઇ ગયું. તેના મુખ ઉપર તેજી આવી અને 'હજી રજપૂતો હિંદમાં છે ' એવી ખાતરી થઈ. પરસ્પરની જાત નાત જાણી બન્ને રળિયાત થયાં અને ઉભયના અંતરમાં પ્રેમ પ્રકટ્યો. ગુણે બન્નેને અનુરાગ કરાવ્યો અને અનુરાગે પ્રેમની દોરીથી ઉભયનાં અંતર સિવી લીધાં. આંખે આંખ અને મને મન પોતપોતાનો અંતર્ભાવ સમજી ગયાં. માનસિક લગ્નમાં સ્વાભાવિક રીતે તેનો અંત આવ્યો. પછી રાજકુમારે રજા લીધી અને જુદા પડતાં એવો ઠરાવ કર્યો કે ' સરદારબાએ ત્રણ અઠવાડિયાં પછી આરાસુરીના ધામમાં તેની વાટ જોવી. ' આ પ્રમાણે ગુણથી વશ થયેલાં પ્રેમી મોટી આશામાં જુદાં પડ્યાં. વૈરીસિંહ ચંદ્રાવતી તરફ ગયો અને સરદારબા તે આશ્રમમાં રહી.

---

# પ્રકરણ ૫ મું.

## મિયાંના મનોરથો.



બે ત્રણ દિવસ તે પવિત્ર આશ્રમમાં રહ્યા પછી સરદારબા વૈરીસિંહને કરેલા વાયદા પ્રમાણે અંબાજી જવા નીકળી. જોગણને વેષે ફળમૂળનો માત્ર આહાર કરતી તે પહાડી પ્રદેશમાં મુસાફરી કરવા લાગી. ઉંચા નીચા ઢોળાવવાળા તથા ખીણોવાળા પહાડી પ્રદેશમાં ત્રણ દિવસ સુધી મુસાફરી કર્યા પછી ચોથે દિવસે સાંજના પહોરની જ્યારે તે ઉતાવળે ચાલી જતી હતી ત્યારે તેની ઉતાવળે ઉતાવળો થયો હોય તેવો સૂર્યનારાયણ આથમવાની તૈયારી કરવા લાગ્યો. સુવર્ણનાં રજ્જુ હોય તેવાં કિરણો પર્વતનાં શિખરો ઉપર અને વૃક્ષની ટોચો ઉપર પડેલાં દેખાવા લાગ્યાં. દૂરની ગાઢી ઝાડીમાંથી ઘુવડોના અમાંગલિક અને ભય ઉપજાવે એવા શબ્દો કાને પડવા લાગ્યા. પર્વતની ખોમાં કોઈ કોઈ સ્થળે વાઘ બગાસાં ખાતા સંભળાયા, વૃક્ષોની ઉંચી ડાળો ઉપર મયૂર આદિ પક્ષીઓ આવીને બેસવા લાગ્યાં, ફુફવાડા મારતાં રિંછ મોટી કરાડોમાંથી બહાર જવા લાગ્યાં ને સાયં-કાળ થવાથી શિકારને માટે નીકળેલાં શિયાળવાંનાં ટોળાં આમતેમ ભમવા લાગ્યાં. કંકરમાંથી વહેતા ઝરાના પાણીના ખળખળાટ સંભળાવા લાગ્યા. મોટા મોટા ઉન્મત્ત પાડાઓ વાઘના ઘુઘવાટ સાંભળી પડભાગ કરી નાસવા લાગ્યા. શિકાર શોધવા નીકળેલાં માંસાહારી પ્રાણીઓને દેખી નાસતાં સસલાં આદિ પ્રાણીઓથી વાંસની ઝાડીમાં ખડખડાટ થઈ રહ્યા અને બહાર નીકળેલાં વાઘ વરુની ચીસોથી કરાડો ઉપર ચરતાં ઘેટાં અને બકરાં બીકથી નીચે પડી જતાં જણાયાં. અંધારું થતાં રાફડામાંથી બહાર નીકળેલા સર્પો નોળ પાછળ પડવાથી આમતેમ નાસતા જણાયા. સાયંકાળ થતાં નેતરવાળાં નાળાંના તટમાં આવતાં મોટાં માછલાં પકડવાને ચિત્તાઓ ઝરાઓના તટઉપર આવી બેઠા.

આવે પ્રસંગે સરદારબા એક નાળું ઉતરતી હતી. સહેજ પાછું વાળીને જોતાં કેટલાક ઘોડેસ્વાર આવતા તેને જણાયા. સ્વારોને જોતાંજ તેના પેટમાં ફાળ પડી અને તે સમજી ગઈ કે 'નક્કી એ મને પકડવા નીકળેલા સ્વારો હશે;' પરન્તુ સ્વારો એમ ધારી તેની તરફ આવતા ન હતા. તેઓ તો તેની શોધમાં ને શોધમાં આબુના પર્વતમાં ફરતા ફરતા અનાયાસેજ આ માર્ગે આવી ચઢ્યા હતા. જોગણ નાળું ઉતરતાં ખમચાઈ પણ પાછી વળવા જાય છે એટલામાં પેલા સ્વારો પાસે આવી પહોંચ્યા. એક જણે ધારીને જોગણ સામું જોયું પણ તે તેને બરાબર ઓળખી શક્યો નહિ, પરન્તુ તેને શક તો પડ્યો કે 'આવી રૂપાળી સ્ત્રી આ અવસ્થામાં અહિં જોગણ થઈ ભટકે છે માટે કદાપિ એ સરદારબા હોય.' આખરે તેમાંના એક સ્વારે સરદારબાને ઓળખી કાઢી, કારણ કે એક વાર તેણે તેને દીઠી હતી. તે બોલ્યો કે "અબે એ તો ઓહી રંડિયાં હૈ પકડ લો ઉસકું." એ સાંભળી એક સ્વારે નીચે ઉતરી જોગણનો ચોટલો ઝાલ્યો. "ભાઈ મને શું કરવાને પકડે છે, મેં તારું શું બગાડ્યું છે. મને જોગણને પકડવાનું તને શું કારણ છે?" જોગણે આમ અનેક રીતે કાલાવાલા કર્યા પણ સ્વારો તો તેનું કંઈ પણ નહિ સાંભળતાં તેને પકડી હાથ પગ બાંધી ઘોડા ઉપર નાંખી પાસેના કોઈ ગામડા તરફ લઈ ચાલ્યા.

ગામડામાં ગયા પછી તેમણે એક ગાડું વેઠે પકડયું અને એક કાણુંવાળી પેટીમાં સરદારબાને ઘાલી તાળું માર્યું. પેટી ગાડામાં ચઢાવી ચાર સ્વાર ગાડાની આગળ ચાલવા લાગ્યા અને ચારેક પાછળ રહ્યા. આ પ્રમાણે સરદારબાને પકડી ઇનામ લેવાની ઉમેદવાળા તુર્ક સ્વારો પાટણ ભણી જવા લાગ્યા. જોગણની આશાને અંકુર આવ્યા હતા તે ખીલતા પહેલાં ખરી ગયા. તે વિચાર કરવા લાગી કે "હવે ઉગરવાનો એકે આરો નથી. આ દુષ્ટો મને ત્યાં લઈ ગયા વિના છોડવાના નથી. કદાપિ મારી પાસે રહેલો આ હાર આપવા માંડું તો પણ તેઓ મને છોડી મૂકે નહિ અને દુઃખમાં કોઈ સ્થળે કામ પડે તો જવાબ દે એવો હાર અમસ્તો તેમને ભોગ પડે. આપઘાત કરી મરવા સિવાય હવે બીજો ઉપાય નથી. જીવવું શા સારું! હવે મારૂં શીલવ્રત સચવાવાનું નથી. કદાપિ પ્રાણત્યાગ કરીશ તોપણ એ દુષ્ટ મારા

દેહને ભ્રષ્ટ કરશે, માટે આપઘાત કરવો એજ સારૂં છે." કમ્મરેથી કટાર કાઢી ધૂજતે હાથે તે પોતાના કુમળા કાળજામાં મારવા તૈયાર થઇ પણ વળી તેના વિચારો ફરી ગયા. તેને એમ સૂઝી આવ્યું કે ' આમ આપઘાત કરી અહિં વનમાં મરવું તેના કરતાં ભાવીને અધીન થઈ જે થાય તે જોવું એ સારું. આખરે મરણુ તો છેજ, એમાં વાંધો નથી.' જે થાય છે તે સારાને માટે.' એ પ્રમાણે વિચાર કરી મરવા તત્પર થયેલી સરદારબા આપઘાત કરવો બંધ રાખી ભાવીને શરણુ થઈ. પર્વત પ્રદેશમાં ગાડું ખડખડ કરતું ચાલતું હતું. ગાડામાં પેટી ગડબડતાં સુકુમાર સરદારબાને વાગતું હતું પણ શું કરે, સહન કર્યાં સિવાય બીજો ઉપાય ન હતો, સાત આઠ ગાઉ ચાલ્યા પછી થોડો સપાટ પ્રદેશ આવ્યો એટલે ગાડાવાળાએ ગાડું ઉભું રાખ્યું. આથમતો પહોર થવા આવ્યો હતો. ગાડું છૂટયું તે જગા જો કે જંગલમાં હતી તો પણ તે પ્રદેશ ઘણો પહાડી ન હતો. તેની ઉત્તર તરફ મોટી પર્વતની હાર હતી, પણ કરાડો ન હતી અને નૈઋત્ય ખુણા તરફ અંબાજીનું ધામ હતું. અહિંયાં વાઘ વરુનો ભય તો હતો પણ ભૂખ્યા થયેલા ઘોડા તેમજ સ્વારો વધુ આગળ ચાલી શક્યા નહિ.

એક નાના નાળાને કાંઠે પડાવ નાંખી સાથે બાંધી આણેલું ખીચડું મુસલમાનોએ બાફવા માંડયું. ખીચડું થાય તે દરમિયાન મિયાં તડાકા મારવા લાગ્યા. પર્વતમાં રખડતાં પોતાની મહેનત બર આવી તે માટે ખુશી ખુશાલી જાહેર કરી શુકરાના કર્યાં. પછી વાતમાંને વાતમાં એક બોલ્યો કે "અબે બેગમકું પકડનેકા ઇનામ હમકું મીલેગા." આ સાંભળી બીજો હલકો હિંદુ બોલી ઉઠ્યો કે–" બેશને હવે, તેં શું એમાં મોટું પરાક્રમ કર્યું ! પહેલાં દેખાડી તો મેં." ત્રીજો બોલ્યો "સાલે દેખવાઈ ઉસમે ક્યા હુવા ઓઇ હે વો તો મેને બી કહા થા." આ પ્રમાણે ' ભેંશ ભાગોળે ને ઘેર ઝરડકા ' એ ઉખાણા પ્રમાણે વાતો કરતાં કરતાં ગાંજાનો નીશો ચઢવાથી વાત વધી પડી. હાંસાતુંસી ઉપરથી મિયાંભાઈ ગાળાગાળી ઉપર ગયા. જોગણને કોણે પકડી અને ઇનામ કોણે લેવું, તેની પંચાતમાં તેમણે તરવારો ખેંચી. ગાંજાની ધુનમાં ખેંચાયેલી તરવારો પોતાનું કામ કરવા લાગી. તેઓમાં કાપાકાપી ચાલી અને છેવટે બે જણુ રહ્યા તેઓમાં પણુ પાછો

ઇનામનો વાંધો ચાલુ રહ્યો. એમાંનો એક જણ જોગણનો ચોટલો ઝાલનાર હતો અને બીજો ઓળખી કાઢનાર હતો. તે બંનેમાં પણ મારામારી ચાલી. પહેલાં પકડનાર બોલ્યો કે " મેં એને પકડી ન હત તો એ તારા હાથમાં આવી પણ શાની હોત ? " એટલે બીજો બોલ્યો કે " ચલ બેઠ મેં નહિ પિછાનતા તો તું પકડતા કયા. " આમ આ બંનેમાં વાંધો પડતાં ઓળખી કાઢનાર મુસલમાને પહેલાને ઠાર કર્યો અને મિયાંભાઈ એકલા પડ્યા. તે મનમાં બોલ્યો કે "સાલેમેં કુચ્છ દમ નહી લેકીન ઇનામકી ખાયેશ રખતા થા. " એમ બોલતાં બોલતાં તે ગાડીવાન પાસે ગયો અને બોલ્યો કે " અબે ગંડુ ! બોલ, બેગમકું પકડનેકા ઇનામ સુબા કીસીકું દેગા ?" ગાડીવાન બોલ્યો કે "જમાદાર સાબ ! તમે એને પકડી એ વાત ખરી પણ સુલતાનની પાસે લઇજનારો તો હું છું, માટે ઇનામ તો મને મળવું જોઇએ." આમ ગાડીવાળો મૂર્ખ મિયાંભાઇની મશ્કરી કરવા ગયો, પરંતુ કહ્યું છે કે 'મુરખ જોગી રાજા પંડિત હાસ કરી નવ હસીએજી' તેની પેઠે હસવામાંથી ખસવું થયું. મિયાંભાઇએ ગાડીવાનને પોતાના મનોરથમાં આડો આવતો જોઈ તોરમાં ને તોરમાં તેનું પણ ડોચકું ઉડાડી મૂક્યું.

હવે સઘળા નાશ પામ્યા, મિયાંભાઇનું રાજ્ય નિષ્કંટક થયું અને કોઈ ઇનામ લેનાર રહ્યું નહિ એથી મિયાંભાઈ હરખાઈ ગયા. તે મનમાં વિચાર કરવા લાગ્યા કે " અબ અચ્છા હુવા ! સાલે બાયલે થે વો સબ મર ગયે, અબ ઇનામ બંદાકુઈ મિલેગા. ઓર મેં એકીલાજ સુબાકી મુંછકા બાલ બન જાઉંગા. સુબાકા કામ કિયા તો અપનાભી કામ હો જાયગા. કોઇ રજપૂતકી બેટીકું અપનભી બીબી બના દેગા ! ફીર અપનમેં ઔર સુબેમેં કયા તફાવત ? કુછ નહિ. સુકર અલ્લાહ ! ખુદા ચાય સો કર, વો જાુઠ નહીં. સુભાન અલ્લાહ કયા હો ગયા. અબ અપની તગદીરમેંસે સિપાઇગીરી છૂટ ગઈ ! ! ' એકલો પડેલો તુર્ક સ્વાર આગામી મોટા ભાગ્ય ઉપર તરંગી વિચાર કરતો હતો એટલામાં પાછળથી ધીરેધીરે પાસે આવી તાકી રહેલા એક ચિત્તાએ તેની ગરદન પકડી. ' ખાયા અલ્લાહ, ખાયા મેરા ચચ્ચા ! મિયાંસાહેબે તરવાર ખેંચી પણ એટલામાં તો ચિત્તો ગરદન મરડી નાંખી તેને લઇને જતો રહ્યો.

જોગણુ પેટીમાં રહ્યે રહ્યે આ સઘળું જોયા કરતી હતી. વાઘને દેખી બળદ તો ક્યારનાએ રાશ તોડી નાસી ગયા હતા. રાત પડી ગઈ હતી તેથી શિયાળવાંનાં ટોળાંએ સ્વારોનાં મડદાંને ચુંથવા માંડ્યાં. જેમ જેમ રાત જતી ગઈ તેમ તેમ ભયંકર પ્રાણીઓની બૂમો ચારે પાસ સંભળાવા લાગી. માણસના માંસની ગંધ આવવાથી વરુનાં ટોળે ટોળાં તે તરફ દોડી આવ્યાં. મુએલાં મડદાંને સુંઘી જીવતા માણસની સોઢ આવવાથી કેટલાંક વરુ ગાડા-પર ચડ્યાં અને પેટીને ચારે તરફ ફરી સુંઘવા લાગ્યાં પણ તેમનું કંઈ વળે તેમ ન હતું. સરદારબા અંદર બીતી હતી અને રખેને વરુ પેટી નીચે પાડી હેરાન કરે, એમ ધારી પેટીનાં કાણાંમાં સુંઘવા આવતાં વરુને પોતાની કટારની અણીથી નસાડતી હતી. તે વારંવાર નાસી જતાં ને આવતાં. આ પ્રમાણે આખી રાત માંસાહારી પ્રાણીઓએ રમખાણ મચાવ્યા કર્યું. સમ-સમાટ કરતા રાત્રીના પ્રહરો એક પછી એક વીતવા લાગ્યા. પ્રભાતનો સમય થયો ત્યારે બે ચિત્તા ફરતા ફરતા ત્યાં આવ્યા. શિયાળવાંએ ચુંથી નાંખેલાં મુસલમાનોનાં મડદાંને સુંઘી તેઓ છલંગ મારી ગાડા ઉપર ચઢ્યા. પેટીને સુંઘી 'અંદર માણસ છે' એમ લાગવાથી પંજાના સપાટાથી પેટીને નીચે ગડગડાવી પાડી. પેટી પડતાં સરદારબાને વાગ્યું પરંતુ સારે ભાગ્યે તે ભાગી નહિ. ભક્ષ મેળવવા ચિત્તાઓએ કેટલીકવાર સુધી પેટી પાછળ ફર્યા કર્યું પણ તેમાં ફાવ્યા નહિ, એટલે નિરાશ થઈ અજવાળું થતાં તે જંગલમાં ચાલી ગયા.

હિંસક પ્રાણીઓ નાસી ગયાં ત્યાર પછી સરદારબાએ પેટી બહાર નીકળવાને ફાંફાં માર્યાં પરંતુ વ્યર્થ ! મુસલમાનોએ તે નાસી ન જાય તે માટે પેટી બહુજ મજબુત કરાવી બહારથી તાળું દીધું હતું. દહાડો ચઢ્યો એટલે કાગડા અને ગીધનાં ટોળાં મડદાં દેખી તે જગાએ ઉતરી પડ્યાં. તેમની ધાંધલથી પર્વતમાં વસતી ભાઉડાં નામની જંગલી જાતના લોકો પણ મોડેથી ત્યાં આવી પહોંચ્યા. તેઓ પેલી પેટી જોઈ આશ્ચર્ય પામ્યા. પહેલાં તો પાસે જતાં બીન્યા પણ જ્યારે અંદરથી સરદારબાએ તેમને બોલાવ્યા ત્યારે માણુસનો સાદ સાંભળી તેઓ પાસે ગયા. સરદારબાએ પોતાને પેટીમાંથી કાઢવાની તેમને આજીજી કરી પરંતુ ભાઉડાંએ તેનું

કહેવું માન્યું નહિ. ' આ કોઈ જોગણી હશે, ' એમ ધારી તેમણે તે પેટી અંબાભવાનીમાં મૂકી આવવાનો વિચાર કર્યો. પેટી ઉપાડી તેઓ ચાલતા થયા અને સાંજ પડતામાં અંબાભવાની જઈ પહોંચ્યા. પેટી પૂજારીને સોંપતાં તેના કહેવાથી તાળું તોડી તેઓએ સરદારબાને બહાર કાઢી. સરદારબાએ પૂજારીને પોતાનો હાર આપ્યો એટલે તેણે ભાઉડાંને કંઈ આપી રાજી કરી કાઢી મૂક્યાં અને જોગણને ત્યાં રહેવાની સગવડ કરી આપી.

વૈરીસિંહની વાટ જોતી સરદારબા આ પ્રમાણે અંબાભવાનીમાં રહી. એક દિવસ તે સ્નાન કરવા ગઈ તે વખતે મુસલમાન સ્વારોથી છૂટો પડેલો મૂળરાજ તેને મળ્યો. તેણે સરદારબાને ઓળખી અને સરદારબાએ તેને ઓળખ્યો. પરસ્પરને જોઈ, ભાઈ તથા બેનની આંખમાં આંસુ આવ્યાં. વીલે મોઢે તે તેની પાસે જઈ કહેવા લાગ્યો કે ' આપણા માબાપને સુબાએ હાથપગમાં બેડીઓ જડી બંદીખાને નાંખ્યાં છે અને મને તને શોધવા મોકલ્યો છે. હું તારી શોધ લઈ ત્યાં નહિ જઈ પહોંચું તો સુબો તે બંનેને ફાંસીએ ચઢાવશે. સરદારબા ! મારું કહ્યું માન અને મારી સાથે ચાલ. આપણાં ઘરડાં માબાપના જીવ ઉગારવાને તો તું આટલું કર. ઘણા રજપૂતોએ પોતાની દીકરીઓ પાદશાહને દીધી છે તો આ તો ખરેખરો સંકટનો વખત છે. જેણે આપણને પાળી પોષી મોટાં કર્યાં તેમના જીવ ઉગારવાનું કાર્ય છે. તું આવીશ તો આપણાં માબાપ ઉગરશે અને મને પણ જીવતદાન મળશે. બાપદાદાની ગાદી અને વધારામાં આખો ઉત્તર પ્રાન્ત મળશે.

મૂળરાજનાં આવાં બાયલાં નિર્માલ્ય વચન સાંભળી સરદારબા તેનો તિરસ્કાર કરી બોલી કે " અલ્યા મૂર્ખ ! આટલું થયા છતાં હજી તને આ પ્રમાણે બોલતાં લાજ આવતી નથી ? રજપૂતના બચ્ચાના મોંમાંથી આવું વચન ન નીકળે. પણ અરે ! હું ભૂલી, તારામાં રજપૂતનો વટ હોત તો આટલું થાતજ શાનું ? જે રજપૂતોએ પોતાની દીકરીઓ તુર્કને દીધી હશે તે રજપૂત જુદાં, અને જે પાપિણીઓ તેમને પરણી હશે તે પણ જુદી ! આખા કુટુંબનો નાશ થયો, ભાઇભાંડુ કાકામામા વગેરે સંબંધીઓનો ઘાણ વળ્યો ત્યારેજ હું માનવું હોત તો ન માનત ! ! માબાપને ફાંસીએ તો શું પણ

રિબાવી રિબાવીને મારી નાંખે તોપણ રજપૂત જાતિને ડાઘ લાગવા જેવું કામ હું કરનાર નથી. તુર્કના દાસ! તને ધિક્કાર છે!! તારે તો મને મેં પણ દેખાડવું ન જોઇએ! શાબાશ છે મારી ભોજાઇને કે જેણે તારા સામી તરવાર તાણી અને રજપૂતનું નાક રાખવા રણમાં પડી! જા, હવે મને તારૂં મેં દેખાડીશ નહિ અને ખાતરી રાખજે કે આ શૂરી રજપૂત કન્યાનું જીવતાં તો એ મેં દેખવાનો નથી.” આમ કહી જોગણ ચાલી ગઈ. તિરસ્કાર પામેલો મૂળરાજ ત્યાંથી પાછો ફર્યો. સુલતાનને ફાવે તે કરે, એમ વિચારી ભાવી ઉપર આધાર રાખી તે પાટણ તરફ ગયો.

જે દિવસે મૂળરાજ સરદારબાને મળ્યો તેને બીજે દિવસેજ વૈરીસિંહનો વાયદો પુરો થતો હતો. બીજે દિવસે પ્રભાત થતાં દસ રજપૂત સ્વારો અંબાભવાનીમાં આવી પહોંચ્યા. તેમની સાથે એક સુખપાલ હતી. વૈરીસિંહ પોતે ત્યાં આવ્યો ન હતો. સ્વારોએ ત્યાં આવી તપાસ કરી પણ સરદારબાનો કોઇએ પત્તો આપ્યો નહિ, કારણ કે પુજારીએ પ્રથમથીજ સૌને ભણાવી મૂકયા હતા. બપોર સુધી તપાસ કરતાં પત્તો ન લાગ્યો ત્યારે સ્વારોએ છાવણીમાં જઈ વૈરીસિંહને ખબર કરી. આખરે તે પોતે આવ્યો અને પુજારીને સંપૂર્ણ ખાતરી આપતાં તે તેને ગબ્બરના ભોંયરામાં લઈ ગયો. વૈરીસિંહ અને સરદારબાને મેળવી પુજારી બહાર ગયો. વૈરીસિંહે તેને રાજકન્યાનો પોષાક ધારણ કરવાને તથા સુખપાલમાં બેસી તેની સાથે જવાને કહ્યું, પણ સરદારબાએ તે માન્યું નહિ. તે બોલી કે “વૈરીસિંહ! યુદ્ધે જતાં સ્ત્રી સાથે શોભેજ નહિ માટે હું રજપૂત કુમારનો પોષાક પહેરી પુરુષના વેષમાં તમારી સાથે આવીશ, કારણ કે મારી આ દશા કરનારને મારે મરતો જોવો છે. વૈરીસિંહે ઘણી સમજાવી પણ તેણે માન્યું નહિ. સુખપાલ તથા વસ્ત્ર પુજારીને ભેટ કર્યાં અને પુરુષનો પોષાક પહેરી સરદારબા સ્વારીમાં જવા તૈયાર થઈ. વૈરીસિંહ અને તે અંબાભવાનીને પગે પડ્યાં. પુરુષના વેષમાં રહેલી સરદારબાએ માથું નમાવી માતાને કહ્યું કે ‘હે દેવિ! હે આરાસુરિ! પુરુષનો વેષ લઈ હું આ યુદ્ધમાં જાઉં છું. તુંજ મારું સ્ત્રીત્વ સાચવવા સમર્થ છે. હે દેવિ! મારામાં તારું પરાક્રમ પ્રેરજે અને આ અબળાની લાજ રાખજે.’ પુજારીએ બંનેને ચાંલ્લા કર્યા અને બ્રાહ્મણોને દાન

આપી આશીર્વાદ લઈ સરદારબા ગાજતી વાજતી નોબતે પાટણની પાદશાહી તોડવાને જતા પોતાના સ્વામીની સાથે રણે ચઢી.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ધર્મોજય.



સિદ્ધરાજની પટરાણી મધુમુખીના શ્રમથી બંધાયેલા સહસ્ત્રલિંગ સરોવરથી થોડેક છેટે હિન્દુ અને મુસલમાનોની બહુ મોટી મેદની મળી હતી. હેમંત ઋતુમાં કરમાઈ ગયેલાં પદ્મની પેઠે હિન્દુઓનાં મોં કરમાઈ ગયાં હતાં, ત્યારે મુસલમાનોનાં મુખ પોતાના જયને લીધે આનંદિત દેખાતાં હતાં. પાંચથી તે પચાસ વર્ષ સુધીની નાની મોટી પાટણની બધી રૈયત ભાગોળે એકઠી થઈ હતી. મોટા મોટા ઘોડાઓ ઉપર બેઠેલા મુસલમાન સ્વારો હિન્દુઓને ચાબુકો મારી મારી માર્ગ કરાવતા હતા. એક તરફ કેટલાક લશ્કરી સ્વારોની હાર કતાર બંધાઈ હતી. કેટલાક લોક સહસ્ત્રલિંગના કાંઠાઉપર બેઠા હતા અને કેટલાક જંગલી લોક માગ નહિ મળવાથી ઝાડો ઉપર ચઢ્યા હતા. કેટલાક ડહાપા અને સમજુ હિન્દુઓ આ બનાવ તરફ ધિક્કાર બતાવતા હતા છતાં જોવાના કૌતૂહલથી ત્યાં આગળ આવી ઉભા રહ્યા હતા. બહારવસા અને બીજા હલકા લોકો હિન્દુઓને ધક્કા મારી ભીડમાં પેસતા હતા. પાટણના કેટલાક વૃદ્ધ અને શાણા લોકો જ્યારે સુબાની મૂર્ખાઇને ધિક્કારતા હતા ત્યારે કેટલાક નામર્દ અને અણસમજુ લોક એમ પણ કહેતા હતા કે, ' કુંવરીએ માબાપને આ દશાએ પહોંચાડ્યાં અને પોતે કહિં રખડતી ફરતી હશે અથવા મરણુ શરણુ થઈ હશે, તેના કરતાં બેગમ થઇને સુખ ભોગવ્યું હોત તો શું ખોટું હતું ? ' કેટલાક એમ પણ કહેતા હતા કે ' મુસલમાનોના જુલમે તો હવે હદ વાળી.

આજ એનો તો કાલે આપણો પણ વારો આવે ! કોઈની સ્ત્રીઓનું રક્ષણ થશે નહિ. આવો કાળો કહેર થાય ત્યાં સારાં અને આબરુદાર માણુસોથી કેમ રહ્યું જશે ? '

સારા ઘરની સ્ત્રીઓ આ બનાવથી ત્રાસી ગઈ હતી. મુસલમાનોના જુલમથી ઓઝલનો રિવાજ દાખલ થયો હતો. હિન્દુ રાજાઓના વખતમાં સહસ્રલિંગનાં પગથીયાં પાટણુની ચતુર ચતુરાઓના ઝાંઝરના ઝમકારથી ગાજી રહેતાં હતાં અને ચૌટાં ચોક તથા શેરીઓમાં લક્ષ્મીના અવતાર જેવી પુરસુન્દરીઓ અને પનીહારીઓ મહાલતી હતી તે સઘળો સ્ત્રીવિભવ આજે પાટણુમાંથી અસ્ત થઇ ગયો હતો. વૈષ્ણુવ શૈવ અને જૈનોનાં દેવળોમાં સ્વરાજ્યને સમયે અનેક મનોરથ થતા હતા પણ હાલ તે સૌ બંધ પડી ગયા હતા, એટલું જ નહિ પણ ઘણાં દેવળો ભાગી તૂટી અવસ્થાથી જુલમનું જોર બતાવતાં હતાં. સારાં ઘરનાં બૈરાંથી બહાર જવાતું નહિ અને તેમાં વળી આ સરદારકુંવરનાં માબાપની અવસ્થા જોઈ ત્યારથી તો તેઓ હબકજ ખાઈ ગયાં હતાં. લોકોને દીકરીઓ અળખામણી થઈ પડી હતી. મુસલમાનોના જુલમે તો હદ વાળી, એમ ઘેર ઘેર વાતો થતી તેમજ ઘરડી ડોશીઓ તો માધવનાં છાજિયાં પણ લેતી હતી. પાટણુનો આવો દેખાવ હતો તે વખતે ત્યાંનો સુબો રહેમતખાન સાંજ પડતાં સરદારબાનાં પળિયેલ માબાપને તથા મૂળરાજને લઈ સહસ્રલિંગ સરોવર આગળ લોકોની મેદની મળી હતી ત્યાં આવ્યો. લોક આઘાપાછા થઈ ગયા અને સુબો પેલાં નિરપરાધી બંદીવાનોને લઈ ફાંસીના લાકડા આગળ ગયો. પાટણુનો કોટવાળ સૌ લોક સાંભળે તેમ વૃદ્ધ ખેમરાજ તથા તેની રાણી અને મૂળરાજને કહેવા લાગ્યો કે ' જો તમારે કાળના મોંમાંથી ઉગરવું હોય તો એક ઉપાય છે. જો તમે ઇસ્લામી ધર્મ સ્વીકારી કુરાનના કલમા પઢો તો સુબો તમને જીવતદાન આપે. બોલો, શી મરજી છે ? જો ઇસ્લામી ધર્મને નહિ સ્વીકારો તો તમને આ ફાંસીને લાકડે લટકાવવામાં આવશે. ' ખેમરાજ બોલ્યો કે, ' કોટવાળ ! મરણુજ અમને હવે ઇષ્ટ છે. એક અવતારમાં બે અવતાર કરવા એ અમને લગારે પ્રિય નથી. મરણુથી ડરી ઇસ્લામી ધર્મ સ્વીકારનાર રજપૂતો બીજા ! ! અમે કલ્યાણુવંશના રજપૂતો છીએ. સંકટ સમયે પોતાનો

ધર્મ તજવો એ કામ અમારાથી કદી બની શકશે નહિ માટે તમારી ઇચ્છામાં આવે તે કરો, મરતાં પણ અમે અમારો ધર્મ છોડનાર નથી. અમારા શાસ્ત્રમાં અમને એવું ઉપદેશેલું છે કે **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** માટે ખુશીથી જે કરવું હોય તે કરો. અમે સ્વધર્મમાં મરીશું ને સ્વર્ગે જઈશું.'

આ વચન સાંભળી કોટવાળ બોલ્યો કે 'ત્યારે ચાલો વાર ન કરો. આ ફાંસી તમારે માટે તૈયાર છે.' ફાંસીએ ચઢાવવાનો હુકમ સાંભળી મૂળરાજ મરણથી ડરી ગયો અને હજારો હિન્દુઓના ફિટકારને ન ગણગારતાં તેણે ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો. મુસલમાન થયેલા મૂળરાજને સુબાએ પોતાની પાસે બોલાવી બીજા ઘોડા ઉપર બેસાર્યો અને વૃદ્ધ જોડાંને ફાંસીએ ચઢાવવાને હુકમ કર્યો. ફાંસીપર ચઢતાં વૃદ્ધ રાજાએ સુબાને હાથ જોડીને માગી લીધું કે 'મરતી વેળાની આટલી અમારી અરજ સ્વીકારી અમને ચંડાળને હાથે તણાવશો નહી.' રહેમતખાનના હૃદયમાં રહેમ ઉત્પન્ન થઈ અને તેણે તેમની માગણી સ્વીકારી. વૃદ્ધ જોડું ફાંસીના લાકડા આગળ જઈ ઉભું અને પોતાને હાથેજ પોતાના ગળામાં ફાંસાની દોરી નાંખી. એક ટેકીલો રજપૂત પોતાના ધર્મને માટે ચંડાળનું કામ કરવાને તૈયાર થયો અને હિન્દુઓએ ખુશીના પોકારથી તેને શાબાશી આપી. વૃદ્ધ રાજા રાણીએ અંત વખતે ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી, એકઠા થયેલા લોકો શોકમાં ગરકાવ થઈ ગયા, ગડબડાટ થતો હતો તે બંધ પડી ગયો અને આ કમકમાટ ભરેલો દેખાવ નહિ જોવાય એમ ધારી પોચા કાળજાના કેટલાક લોક સુબાને ફિટકાર આપતા ઘર ભણી વળ્યા. પ્રાર્થના કરી રહ્યા પછી રાજારાણી તૈયાર થયાં. રહેમતખાને ફાંસીનું પાટિયું ખેંચી લેવાનો હુકમ કર્યો, કોટવાળ રહેમતખાનનો હુકમ જાહેર કરતો હતો એટલામાં તો લોકમાં એકદમ મોટું હુલકું પડયું. પાછળથી 'મારો મારો' એવી બૂમ સંભળાઈ અને લોકો જેમતેમ નાસવા લાગ્યા. આગળથી કાપાકાપી ચાલતી આવી જેમાં મોખરે ઉભેલા મુઠીભર સૈનિકો કપાઈ ગયા. જીવ લઈ નાસ્તા લોકોએ કંઈક બાળકોને અને ડોસાં ડગરાંને ચગદી નાંખ્યાં. ઓચિંતા આવા કવેળાના હુમલાથી રહેમતખાન ગભરાઈ ગયો તેણે મારામારીમાંથી બહાર

નીકળી જવાનું કર્યું પણ લોકની ધમાલ આડે તેનાથી નાસી શકાયું નહિ. ફાંસીનું પાટીયું ખેંચવા ઉભેલા રજપૂતે ઉપરથી હોકારો કર્યો અને એ હોકારો થતાંજ એકઠા થયેલા રજપૂતો મુસલમાનો ઉપર તૂટી પડ્યા. મુસલમાનો હથિયાર લઇને આવેલા હતા તોપણ પાટણના અને બહારના રજપૂતોનો મારો ચાલવાથી ગભરાઈ ગયા. મરી જતા સિપાઇઓનાં હથિયારો લઈ લઇને ગામના રજપૂતોએ દેશની દાઝ જાણી 'હર હર મહાદેવ' એમ બોલતાં વેર વાળવા માંડ્યું અને નવા આવેલા રજપૂતોએ શત્રુઓને વિણી વિણીને લેવા માંડ્યા. રજપૂત રાજાઓના વખતમાં શુભ પ્રસંગે જ્યાં નાળિયેર ચંદન અને અક્ષતનો વરસાદ વરસતો હતો તે અણહિલપુર પાટણની ભાગોળે અત્યારે લોહીનો વરસાદ વરસ્યો અને નાળિયેર જેવાં માથાં પગની હડફેટે ચઢવા લાગ્યાં. સહસ્રલિંગની પ્રતિષ્ટાને દિવસે જેવો ઉત્સવ થયો હતો તેવોજ રોળ આજે વર્તી રહ્યો. સહસ્રલિંગનાં પગથિયાં આગળ ઉત્સવને દિવસે જ્યાં કુંકુમ અને ગુલાલનો કાદવ થયો હતો ત્યાં આજે કાળજાં કંપે એવો લશ્કરના લોહીનો કાદવ થયો.

વૈરીસિંહની ટુકડીએ હદ વાળી અને સરદારબાની ટુકડીએ આવી સુબાને ઘેરી લીધો. સુબાના અંગરક્ષક મુસલમાનો 'અલ્લાહ અકબર' એવી બૂમ પાડી તૂટી પડ્યા પરંતુ રજપૂતાણીના ઉશ્કેરેલા રજપૂતોએ પાછું વાળીને ન જોતાં તેમનો ઘાણ વાળ્યો. છેવટે સંતાપથી તપી રહેલી સરદારબાએ ઘોડો મોખરે લાવી કાળની જીભ જેવી તરવારને સુબાનું લોહી પાયું. સુબો ઘા થતાં નીચે પડ્યો અને જેવી સરદારબા બીજો ઘા કરવા જાય છે તેવોજ 'હાંહાં પડેલા ઉપર ઘા ન હોય' એમ કહી વૈરીસિંહે તેનો હાથ ઝાલ્યો. વૈરીસિંહે વારી એટલે તેણે તરવાર મ્યાન કરી અને રહેમતખાનના મડદાને પોતાની છાવણીમાં લઇ જવાનો હુકમ કર્યો. રડ્યા ખડ્યા સિપાઇઓ નાસી છૂટ્યા અને કેટલાક હથિયાર મૂકી સરદારબાને શરણ થયા. સિપાઇઓ ખૂટી જવાથી રજપૂતોનું શૂર ધામું પડ્યું અને પાટણના રજપૂતોએ વૈરીસિંહને ધન્યવાદ આપ્યા. પાટણના લોકો ગભરાઈ ગયા; પરંતુ તેમને શાન્ત કરવાને વૈરીસિંહે ઢંઢેરો પિટાવ્યો કે 'હિન્દુઓને કોઇપણ પ્રકારની હરકત નથી માટે કોઇએ બીવું નહિ. શત્રુ સિવાય કોઇનો અર્થાત્ રૈયતનો વાંકો

ચાળ પણ થવાનો નથી.' આવો શાન્તિનો ઢંઢેરો સાંભળી પ્રજા પ્રસન્ન અને શાન્ત થઈ. વૃદ્ધ રાજા રાણીને ફાંસી ઉપરથી ઉતારી કયારનાંએ એક રજપૂત અધિકારીને ત્યાં મોકલાવ્યાં હતાં. ત્યાં જઈ સરદારબા અને વૈરીસિંહ તેમને પગે લાગ્યાં. વૃદ્ધ દંપતીએ હર્ષનાં આંસુ આણી બંનેને છાતી સરસાં ચાંપી આશીર્વાદ દીધા. પછી મુસલમાનની બેગમો જેમાં વસતી હતી તે મહેલ વૈરીસિંહે ખાલી કરાવરાવ્યો અને વૃદ્ધ રાજારાણીને તેમાં મોકલ્યાં. બેગમો ઓઝલ પરદે રહેતી તેમણે ઉઘાડે પગે આવી વૈરીસિંહનું શરણ માગ્યું. ઉદાર વૈરીસિંહે તેમને કેદ ન કરતાં ઇચ્છામાં આવે ત્યાં વસવાની છૂટ આપી. સઘળા રજપૂતોએ એકઠા મળી ઉત્સવનો ઢંઢેરો પિટાવ્યો અને એક દિવસમાં તો પાટણ પાછું પૂર્વની પેઠે શોભવા લાગ્યું. સરદારબા ખેમરાજ વૃદ્ધ રાણી તથા વૈરીસિંહ મળ્યાં. વૃદ્ધ દંપતી બહુ આનંદ પામ્યાં. સરદારબા પુનઃ પોતાની માતાને ભેટી અને તેને કંઠે વળગી રડી પડી. માતાની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં અને ખેમરાજ પણ ગળગળો થઈ ગયો.

આ ઉત્સવના સમયમાં રાજમહેલમાં ક્ષણવાર હર્ષ અને ક્ષણવાર શોકનો દેખાવ દેખાયો. સર્વે શાન્ત પડ્યા પછી સરદારબાને તેનાં વૃદ્ધ માબાપે ઘણી શાબાશી આપી અને કહ્યું કે 'દીકરા સરદાર! તેં મારા કુળની લાજ રાખી. છોકરો વટલી ગયો તેથી અમને લાંછન નથી. તેં અમારું નાક રાખ્યું. અમારી અંત વખતે આવીને સહાય કરી. અમારે અર્થે તેં દુઃખ વેઠ્યાં હશે તેનો બદલો અમારાથી વળી શકે તેમ નથી. તારા જેવી પુત્રીઓ પેટ હોય તે માબાપને પણ ધન્ય છે. તારા જન્મથી અમે કૃતાર્થ થયાં. તારા પરાક્રમે અમારી કીર્તિ અમર કરી એટલુંજ નહિ પરંતુ આખા આપણા વંશની વિખ્યાતિ વધારી. હવે અમારાથી સુખે સોડ તાણીને સુવાશે. દીકરો ગયો તેની અમને લગાર ચિંતા નથી. એવા સો દીકરા કરતાં તારા જેવી એક દીકરી હોય તે ભલી. તું અમને દીકરાના પાડની છે. તને આટલી બધી મદદ કરી તે રજપૂતાણી જાયાનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે,' એમ કહી વૈરીસિંહને બોલાવી તેમણે તેને કહ્યું કે 'તમે અમારા કુળની લાજ રાખી. તમારો બદલો અમે કોઈ રીતે

વાળી શકીએ તેમ નથી. રજપૂતજ રજપૂતનો ટેક જાળવે છે. અમે આ અવસ્થાએ પહોંચ્યાં છીએ, રાજ્યપાટ ગયું છે અને હવે અમે આ સંસારની યાત્રા પુરી કરવાની તૈયારીમાં છીએ. અમારું રાજ્ય હોત તો તે તમને સોંપી અમે તમારા ઉપકારનો બદલો વાળત. હવે તો માત્ર અમારી એટલીજ વિનંતિ છે કે આ અમારી દીકરી અમે તમને સોંપીએ છીએ તેનો સ્વીકાર કરો. અમે હવે પુત્રમાં કે અમારા સર્વસ્વમાં જે ગણીએ તેમાં તમેજ છો માટે એમ કરી અમને મરણ વખતે અમારી લાડકડી સરદારબાની ચિંતા ન રહે તેમ કરો.'

વૈરીસિંહ તેમનું આ બોલવું સાંભળી ગળગળો થઈ ગયો, શરમને લીધે તેણે તેમને કંઈ ઉત્તર આપ્યો નહિં. સરદારબાવાળી વાતનો જેમ સ્વીકાર કરતો હોય તેમ તે વાત ઉડાવી બોલ્યો કે 'ખેમરાજ ! મેં આમાં કંઇ વિશેષ કર્યું નથી. અન્યોન્યને સહાય કરવી, એ તો આપણા રજપૂતોનો ધર્મ છે અને તેમ કરવામાં મેં કંઈ તમારા ઉપર ઉપકાર કર્યો નથી, છતાં આપ એમ માનો છો તે આપની સુજનતા છે. આપ વૃદ્ધ છો, અનુભવી છો અને મારા હિતમાં રાજી છો તો આપ જે આજ્ઞા કરશો તે માથે ચડાવવાને હું તૈયાર છું. વૈરીસિંહનો પ્રત્યુત્તર મળ્યો એમ ધારી ખેમરાજે પાટણના વૃદ્ધ રજપૂતોને બોલાવી વિવાહની તૈયારી કરવા કહ્યું. રાજદરબારમાં તે તૈયારીની શી વાર ? થોડી વારમાં તો બારણે વાજિંત્રના ઘોષ થઈ રહ્યા. પાટણ શહેરમાં ઘેર ઘેર ઉત્સવ થઈ રહ્યો. પુરોહિતને બોલાવી સારું પગ ચોઘડિયું જોવરાવ્યું અને લગ્નની તૈયારી કરી સરદારબા રાજકુંવરીને શણગાર ધારણ કરાવ્યા. જે કેશમાં તેણે રાખ ભરી હતી તેમાં તેલ ફુલેલ નંખાયાં અને જે અંગઉપર ભગવાં પહેર્યાં હતાં તેનીપર દક્ષિણીનાં ચીર શોભી રહ્યાં. ઘણા કાળ સુધી કષ્ટ વેઠી સુકાઈ ગયેલી સરદારબા આવા ઉત્સવ સમયે પોતાનું અભીપ્સિત મળવાથી પાણી વિના સુકાયેલી પદ્મિની જેમ પ્રથમ વૃષ્ટિથી પ્રફુલ્લિત થઈને શોભે તેમ શોભવા લાગી. લગ્નનો સમય થયો અને યથાવિધિ વૈરીસિંહ તથા સરદારબા પરણ્યાં. પરણી ઉઠી આ નવીન જોડું રાજા રાણીને તથા પુરના વૃદ્ધજનોને પગે લાગ્યું અને સર્વેએ આશીર્વાદ દીધા. પછી સંવત્ ૮૦૨ ના ચૈત્રમાં પાટણનો પાયો નંખાયો

ત્યારે વનરાજે પ્રતિષ્ટા કરેલા ગણુપતિને મંગળ ધાટડીવાળી સરદારબા પોતાના ભરતાર સાથે પગે લાગી. લોકોએ જયના પોકાર કર્યા અને ગોત્ર-જને પગે લાગી ચંદ્રાવતીના મહારાણુાના વિજયી રાજકુમાર સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળ જેવા પ્રસિદ્ધ મહારાજાઓએ બંધાવેલા રાજમહેલમાં ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### સુખનો લિસોટો.



ત્રુનાં લોહીએ પાટણની શેરીઓ છંટાઈ. પાદશાહી જડમૂળથી ઉખડી ગઈ. રડ્યાખડ્યા મુસલમાનો બીજે દિવસે પાટણ છોડી નાસી ગયા. બેગમોએ વૈરીસિંહને પોતાના ગુજરાનને માટે અરજ કરી. ઉદાર વૈરીસિંહે પાટણુથી થોડે છેટે એક ગામ હતું તે તેમના ભરણ પોષણ માટે આપ્યું. સઘળી રૈયત રળિયાત થઈ અને ચાવડાએ વસાવેલા પાટણુનો પાછો અલ્પકાળ માટે ઉદ્ધાર થયો. લગ્નને બીજે દિવસે પાટણના વૃદ્ધ રજપૂતોએ એકઠા થઈ વૈરીસિંહને રાજ્યાભિષેક કરવાનો વિચાર કરવા માંડ્યો. ખેમરાજે પણ પોતાના જમાઈને રાજ્યગાદી લેવાનો આગ્રહ કર્યો પરંતુ વૈરીસિંહે ના પાડી. લોકોએ ખેમરાજને રાજ્યની લગામ હાથમાં લેવાની વિનંતિ કરી પરંતુ તેમણુ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે તેમ કરવાની ના કહી. આખરે આખી પ્રજાએ એકે અવાજે જણુાવ્યું કે જેણે પુરુષના જેવું પરાક્રમ કરી પાટણુનો ઉદ્ધાર કર્યો તે સરદારબાને પટ્ટાભિષેક કરવો. સર્વેને આ વાત ગમી તેથી તેને ગાદી આપવામાં આવી.

ચઢતે પહોરે મંગળ વાદિત્રો વાગવા લાગ્યાં. શેઠ સાહુકારો અને જાગીરદારોનો દરબાર ભરાયો તેમાં જયજયના મહા તુમુલ ઘોષ સાથે સરદારબાને

પાટણની ગાદી અપાઈ. લોકો આનંદ પામ્યા અને આખા રાજ્યમાં તેની આણ વર્તાઈ. સરદારકુંવરને જો કે ગાદી મળી તોપણ રાજ્યની લગામ વૈરીસિંહ અને ખેમરાજના હાથમાં રહી. મુસલમાનોના ધર્માંધપણાથી દેશમાં ગેરબંદોબસ્ત થયો હતો તે શમી ગયો. ઠેરઠેર સલાહ શાંતિ પથરાઈ રહી. મુસલમાનોએ ખુંચી લીધેલી હિન્દુઓની જાગીરીઓ તેમને પાછી મળી. બ્રાહ્મણોનાં વર્ષાસન ચાલુ થયાં. અધિકાર ભ્રષ્ટ થયેલા હિન્દુઓ અધિકાર ઉપર આવ્યા. પ્રજા ઉપરથી કરનો બોજો ઓછો થયો. મુસલમાનોનો જડમૂળ નાશ થઈ જવાથી પાટણમાં પાછો આગલો શ્રીવિભવ દૃષ્ટિગોચર થવા લાગ્યો. સહસ્ત્રલિંગનાં પગથિયાં ઉપર ચઢતી અને ઉતરતી મદમાતી પનીહારીઓનાં નેપુરના ઝમકાર સંભળાવા લાગ્યા. જૈનનાં શૈવનાં અને વૈષ્ણવોનાં ધામોમાં નાના પ્રકારના મનોરથો ચાલુ થયા. હોમહવન આદિ ક્રિયાઓ થવા લાગી અને ઘેરઘેર આનંદ મંગળ ગવાવા લાગ્યાં. લોકોના ઉરમાં હર્ષ વધવા લાગ્યો, વેપાર ધમધોકાર ચાલવા માંડ્યો અને કલિયુગનો નાશ થઈ સત્યયુગ બેઠો હોય તેમ પૂર્વના વૈભવનો ઉદય થયો.

વૈરીસિંહના લગ્નની અને વિજયની તથા સરદારકુંવરના રાજ્યાભિષેકની વધામણીઓ ચંદ્રાવતી ગઈ. વૈરીસિંહના માતપિતાના અને ત્યાંની રૈયતના આનંદની સીમા રહી નહિ. પુત્ર યોગ્ય કન્યા સાથે પરણ્યો તે જાણી રાજારાણી ખુશી થયાં અને નગરમાં ખોબે ખોબે સાકરો વહેંચાઈ. વિજયી પુત્ર કુળવધૂને મળવા તથા નવા વહેવાઈ ખેમરાજને અભિનંદન આપવાને રાણો રાયસિંહ રાણી સાથે પાટણ આવ્યો. પાટણમાં ઉત્સવ થયા. 'મહારાણા રાયસિંહ આવે છે' એવી વધામણી મળતાં ખેમરાજ અને વૈરીસિંહ નગરના સંભાવિત ગૃહસ્થોને લઈ સામા ગયા. વહેવાઈએ વહેવાઈ મળ્યા. પુત્ર માતાપિતાને પગે પડ્યો અને વાજતે ગાજતે સઘળા પાટણમાં પેઠા. વૈરીસિંહનાં માતપિતા તથા કુંવરીનાં સાસુ સસરાને જોવા આતુર થયેલા લોકોનાં ટોળાં એકઠાં થવા લાગ્યાં, નગરની નારીઓ બારીઓમાંથી અને અટારીઓ ઉપરથી પોતાના રાજા વૈરીસિંહને તથા તેનાં માતપિતાને વધાવવા લાગી. આ પ્રમાણે નગર જોતાં જોતાં સઘળાં રાજમહેલમાં આવ્યાં. ખેમરાજની રાણી અને મહારાણા રાયસિંહની પટરાણી અન્યોન્યને મળ્યાં.

સરદારકુંવર પોતાનાં સાસુને પગે લાગી અને સાસુએ 'તારૂં હેવાતન અખંડ રહેજો' એવો આશીર્વાદ દઈ માથે હાથ મૂક્યો. રાયસિંહ સર્વને મળી થોડા દિવસ પુત્ર અને વહુનું સુખ જોઈ ચંદ્રાવતી જવા તૈયાર થયા. જતી વખતે ખેમરાજે તેને કહ્યું કે, 'વૈરીસિંહને થોડા દિવસ અહિં રાખવાનો અમારો વિચાર છે. પુત્રમાં ગણીએ તોય એ અને જમાઈમાં ગણીએ તોય અમારે તો એજ છે. સરદાર ગમે તેટલી તોપણ બાળક છે. હું વૃદ્ધ છું માટે થોડા દિવસ અહિં રહી સઘળો બંદોબસ્ત કરવાની રજા આપો. અમે પણ ભલા દીકરી જમાઈનું સુખ જોઈ રળિયાત થઈએ માટે આપ એમને રહેવાની રજા આપો. તમે અમારા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો અમારાથી વળાય તેમ નથી. ઉપકારના બદલામાં કે જેમાં ગણો તેમાં અમે અમારી લાડકવાઈ તમને આપી છે. અમે હવે વૃદ્ધ થયાં છીએ એટલે એનાં માબાપ પણ તમેજ છો.' એમ કહેતાં કહેતાં ખેમરાજની આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

રાયસિંહે તેમનું આશ્વાસન કરી કહ્યું કે, ખેમરાજ ! તમારે હવે તમારી દીકરીની લગારે ચિંતા કરવી નહિ. એ સમજણી છે અને અમને અમારા કાળજાની કોર જેવી વહાલી છે. તમારી એવી મરજી છે તો ભલે વૈરીસિંહને અહિં રહેવા દો પણ બંદોબસ્ત થાય એટલે એને ત્યાં મોકલજો, કારણ કે હું પણ હવે તમારા જેવીજ અવસ્થાએ પહોંચ્યો છું. વૃદ્ધત્વને લીધે મારાથી હવે રાજ્યકાજમાં પુરતું ધ્યાન અપાતું નથી માટે મારો વિચાર એને રાજ્યપાટ સોંપી વનવાસ કરવાનો છે. આમ કહી રાયસિંહે વૈરીસિંહને બોલાવી કેટલીક શિખામણ દીધી અને ખેમરાજની આજ્ઞામાં રહેવાનું કહી બંને વહેવાઈ છૂટા પડ્યા. પછી તેઓ નીકળતાં ગામના સંભાવિત ગૃહસ્થો અને વૃદ્ધ રજપૂતો તેમને વળાવવા ગયા. ખેમરાજની રાણી પણ પોતાની વહેવાણને ભેટયાં અને પોતાની પુત્રીની તેને સુંપરત કરી. સરદારકુંવર સાસુને પગે લાગી ત્યારે છાતી સરસી ચાંપી તેણે કહ્યું કે 'વહુદીકરા ! તારા સસરા હવે અવસ્થાએ પહોંચ્યા છે. મને પણ તારી માતાના જેટલાંજ વર્ષ થયાં છે. તારા વિના મારા ઘરનો ભાર બીજાથી ઉપાડાય એમ નથી માટે અહિં કામ થઈ રહે એટલે ત્યાં આવજે.

ત્યાંના લોક અને આપણું કુટુંબીઓ તને જોવાને ઘણું આતુર છે. અહિં થોડા મહીના રહી ત્યાં આવજે.' આ પ્રમાણે મળી ભેટી સૌ છૂટાં પડ્યાં. રાયસિંહને વળાવવાને બીજા સ્વારો અને પાળા ખેમરાજે મોકલ્યા અને આખરે જ્યારે રથ દેખાતા બંધ થયા ત્યારેજ સઘળો સાથ પાટણ ભણી પાછો વળ્યો. પાટણનું રાજ્ય સારી રીતે થાળે પડ્યું. ખેમરાજ પોતાના જમાઇની હોંશિયારીથી બહુ પ્રસન્ન થયા. પ્રજામાં પણ વાહવાહ થઈ રહી. જુલમનું અને કરનું નામ જતું રહ્યું. આ પ્રમાણે વૈરીસિંહે પોતાની માનિતી રાણીના રાજ્યની લગામ હાથમાં લઈ રાજ્યરથને માર્ગે પાડ્યો. **निर्वाणाय तरुच्छाया ततस्य हि विशेषतः** તેની પેઠે સરદારબા પણ ઘણા કલેશ અને સંતાપ ભોગવ્યા પછી પોતાને મનગમતા પતિ સાથે નાના પ્રકારનાં સુખ લેવા લાગી અને ખેમરાજ દીકરીજમાઇનું સુખ જોઈ આનંદ પામ્યા. લોકો બંનેની ઉપર અત્યંત પ્રેમ રાખવા લાગ્યા.

આ પ્રમાણે થોડા માસ આનંદ અને સુખમાં વીતી ગયા. સરદારબાને તે જણાયા નહિ. કેટલેક દહાડે તેને ગર્ભ રહ્યો અને દીકરીને સારો દહાડો આવ્યો જાણી રાજારાણી પ્રસન્ન થયાં. લોકોમાં વાત પ્રસરતાં પ્રજાનો ઉમળકો વધી પડ્યો. સર્વે ઇચ્છવા લાગ્યા કે, પાટણની ગાદીએ બેસનાર કુંવર જન્મે. એક વખતે વૈરીસિંહ અને ગર્ભવતી સરદાર એકાન્તમાં બેઠાં હતાં તે વખતે સરદારબાએ તેને કહ્યું કે 'રાણાજી ! હવે આપણું પાટણનું રાજ્ય થાળે પડ્યું છે ને મને ચોથો મહીનો જાય છે. 'સીમંત તો સાસરેજ શોભે,' એટલે મને એમ થાય છે કે આપણે ચંદ્રાવતી જઇએ. વૈરીસિંહને આ વાત ગમી અને બંને જણાંયે જવાનો નિશ્ચય કર્યો. પછી સારો દિવસ જોવરાવી વૈરીસિંહે એક વૃદ્ધ રજપૂતને પાટણનો સુબો બનાવી સઘળું તેને સોંપ્યું. દીકરી જમાઇને આંખ આગળથી દૂર કર્યાં. ખેમરાજ અને રાણી ઘણાં દિલગીર થયાં પણ શું કરે ? તેમ કર્યા વિના છુટકો ન હતો. પ્રજામાં પણ સામાન્ય રીતે દિલગીરી ઉત્પન્ન થઈ. શુભ મુહૂર્તે ચઢતે પહોરે સર્વે જવાને તૈયાર થયાં. રથ માફા દાસ દાસીઓ ઘોડા સ્વાર વગેરે તૈયાર થયા પછી વાજતે ગાજતે તેઓ ઘરમાંથી બહાર નીકળ્યાં. ગામના લોકો આઠ દસ ગાઉ સુધી વળાવવા ગયા અને છેવટે ઘણા આગ્રહે પાછા વળ્યા.

વૈરીસિંહ પોતાની રાણી સાથે આવે છે એવી વધામણી ચંદ્રાવતી પહોંચી. દીકરો વહુ આવે છે એવું સાંભળી રાયસિંહ અને રાણી ઘણાં પ્રસન્ન થયાં. કુટુંબીઓ હરખાયાં અને મોટી ધામધુમથી રાજા પોતાના વિજયી પુત્રને તથા સારાં પગલાંની વહુને તેડવા સામો ગયો. રાણીવાસમાં ઉત્સવ થયા અને અંતઃપુરમાં પેસતાં સૌભાગ્યવતીઓએ તથા અખોવન પુત્રવતીઓએ સરદારકુંવરને વધાવી લીધી. ઘરમાં અને રાજવળામાં ગર્ભવતી વહુનાં માન વધ્યાં તથા સાસુ તો વહુને પૂછીને વાત કરવા લાગ્યાં. થોડે દિવસે સરદારબાને પુત્ર પ્રસવ્યો. ગામમાં સાકરો વહેંચાઈ; દરવાજાઓ ઉપરથી સલામતીની તોપો છૂટી. દેવડીપર ચોઘડિયાં વાગ્યાં અને રાજકુટુંબમાં તથા પ્રજામાં આનંદનો સમુદ્ર રેલી રહ્યો. વધાઈઓ પાટણ ગઈ અને પોતાના પેટનાં પેટ જોવાનો દહાડો ઈશ્વરે આપ્યો તેથી ખેમરાજ અને રાણી પણ ઘણાં પ્રસન્ન થયાં. સરદારબાને પુત્ર પ્રસવ્યાથી આ પ્રમાણે પાટણ અને ચંદ્રાવતીમાં આનંદ આનંદ થઈ રહ્યો. ત્યારે દિલ્લીમાં શાં વર્તમાન ચાલતાં હતાં તે તરફ આપણે નજર કરીએ.

---

## પ્રકરણ ૮ મું.



ગુજરાતની પાદશાહી ગઈ અને મુસલમાનો હાર્યા. સુબો રણમાં પડ્યો બેગમો બારેવાટ થઈ ગઈ અને એક રજપૂતાણીએ પાટણની પાદશાહી તોડી પાડી એ વાત દિલ્લીના પાદશાહના દરબારમાં પહોંચી. મુસલમાનોએ વાતને વધારી વધારી પાદશાહને કહી. દરબારમાં અને દિલ્લીમાં સર્વત્ર વાત ચર્ચાઈ અને રજપૂતોનાં વખાણ થયાં તેથી પાદશાહને પાણી ચઢ્યું. ગુજરાતની પાદશાહી તોડી ચંદ્રાવતીનો રાણો પાટણનું અને ચંદ્રાવતીનું રાજ્ય ભોગવે તે પાદશાહથી સાંખી શકાયું નહિ. પ્રતિદિન વાતો વધતી ને વધતી તેને સંભળાવા લાગી. આખરે ગુજરાતની લક્ષ્મીથી લોભાઈ

તથા પોતાની ગયેલી આબરુ પાછી મેળવવા તેણે ગુજરાતપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો. મોટા મોટા સરદારોએ પાદશાહને ઉશ્કેરી મૂક્યો. ખુશરૂખાન જે પાદશાહનો અત્યંત વિશ્વાસુ નોકર હતો તેણે પણ પાણી ચઢાવવામાં બાકી રાખી નહિ. એના મનમાં એમ હતું કે 'હું જો ત્યાં જાઉં અને જીત મેળવું તો પાદશાહનો મારીપર ભાવ થાય અને કાળે કરી પ્રસંગ આવતાં કામ નીકળી જાય.'

પછી પાદશાહે એક દિવસ દરબાર ભર્યો. ગુજરાતના રજપૂતોની સાથે ટક્કર લે એવો કોઈ હોય તો તેણે બીડું ઝડપવું, એમ જણાવવામાં આવ્યું. ખુશરૂખાન છાતી ઠોકી તૈયાર થયો. પ્રથમ ગુજરાતપર જવાનું ઠર્યું કારણ ત્યાં ગયાથી વિશેષ લાભ હતો. 'ચંદ્રાવતીના રાજાનો કુંવર તથા તેની શૂરી રાણી ચંદ્રવતીમાં છે' એવું સાંભળવામાં આવ્યું છે માટે પ્રથમ ચંદ્રાવતી સર કરવું. તે વશ થયું એટલે પાટણની પાદશાહી હાથમાં આવેલી જાણવી, માટે ગુજરાતપર ચઢાઈ કરી ખુશરુખાને ચંદ્રાવતીના રાણાને વશ કરવો એવો ઠરાવ થયો. બીજે દિવસે ખુશરુખાન ઉપડવાને તૈયાર થયો. બહુ મોટું મુસલમાનોનું સૈન્ય પાદશાહે તેને આપ્યું, ઉપરાંત કેટલાક હાથી ઘોડા રથ વગેરે પણ આપ્યાં. આ સઘળું લઈ ઓધ્ધાથી ફુલાઈ ગયેલો ખુશરુખાન ચંદ્રાવતી તરફ ચાલ્યો. માર્ગમાં જ્યાં જ્યાં તે પડાવ નાંખતો ત્યાં ત્યાં લોકો ઉપર અત્યંત જુલમ ગુજારતો. મૂળે તો ઓછું પાત્ર અને વળી મોટો ઓદ્ધો મળ્યો એટલે બાકી શી રહે! જ્યાં જાય ત્યાં પોતાનો દોર બતાવે. હિન્દુઓને પરાણે વટલાવી મુસલમાન કરે અને રીઝે તેને ન્યાલ કરી નાંખે.

આ પ્રમાણે ચાલતાં ચાલતાં ખુશરુખાન મોટા લશ્કર સાથે થોડે મહીને ચંદ્રાવતી નજીક આવી પહોંચ્યો. ગામથી થોડે છેટે છાવણી કરીને પડાવ નાંખ્યો અને 'લડવા તૈયાર થાઓ કે ખંડણી આપો' એવો પેગામ ત્યાંના રાજા ઉપર મોકલાવ્યો. ચંદ્રાવતીમાં આજ સુધી ખરેખર આનંદમંગળ વર્તી રહ્યાં હતાં. લોકોને લડાઇની કંઈ પણ ખબર ન હતી. ઓચિંતા એક સ્વારે આવી રાજાના હાથમાં કાગળ આપ્યો જે ફોડીને વાંચતાં વૃદ્ધ રાજાને ફાળ પડી. પોતાના પુત્ર વૈરીસિંહને બોલાવી તેણે સઘળી બીના કહી. પરમાર

વંશનું ભૂષણ વૈરીસિંહ કંઈ નમતી આપે તેવો ન હતો. તેણે પ્રત્યુત્તરમાં લખી જણાવ્યું કે "ખંડણી આપવી એ અમારો ક્ષત્રિયનો ધર્મ નથી. તમારે જો લડાઈ કરવી હોય તો ચંદ્રાવતીના રજપૂતો તમને તરવારને તોરણે વધાવી લેવાને તૈયાર છે; પરંતુ જ્યાં સુધી સલાહ શાન્તિથી કામ થાય ત્યાં સુધી સારું છે. તમારે રજપૂતોનાં રાજ્યોમાં હાથ ઘાલવો એ કેવળ અયોગ્ય છે. અમે જેવી રીતે તમારાં કોઈ કાર્યોમાં હાથ ઘાલતા નથી તેમ તમે પણ રાખશો તો તમારાં અને અમારાં રાજ્યોની આબાદી રહેશે, નહિ તો વેર કર્‍યામાં ઉભયની ખુવારી થશે. તમારા લોકો તરફથી અમને ઉપદ્રવ થાય છે ત્યારે અમે અમારા હાથ દેખાડીએ છીએ, નહિ તો તમારી સત્તામાં અમારે આડા આવવાની કંઈ જરુર નથી. પાટણના બનાવ સંબંધે જો રાજાનો ધર્મ વિચારો તો તમારે લગાર પણ દિલગીર થવા જેવું નથી, કારણ કે દુષ્ટને દંડ થાય, એવો ઇશ્વરનો કાયદો છે અને તેમ છતાં તમે પણ તેવા હો તો લડવાને માટે અમે લગાર પણ પાછી પાની કાઢીએ એમ નથી. સુતેલા સિંહને જગાડી ઠામઠામ વેર ઉભાં કરવાં એ અહિત કરનાર છે માટે જો સમજો તો ઘણું સારું છે."

આ પ્રમાણે વૈરીસિંહે જવાબ મોકલ્યો તે લઈ સ્વાર ખુશરૂખાન પાસે ગયો. જવાબ વાંચતાં ધર્મનાં વચનથી તે રાતોપીળો થઈ ગયો. વૈરી-સિંહની શિખામણ તેના મનમાં ઉતરી નહિ. તેનાં વચનો તેને બાણ જેવાં લાગ્યાં. જવાબમાં પુનઃ લખી જણાવ્યું 'કાંતો વશ થઈ ખંડણી આપો કે કાંતો લડાઇને માટે તૈયાર થાઓ એ બે સિવાય ત્રીજો કોઈ ઉપાયજ નથી.' આ ખબર ચંદ્રાવતીમાં ગઈ અને લડાઈ કરવાનો નિશ્ચય થયો. પાસેના ઉંચા ટેકરા ઉપરથી લડાઈની નોબત વગાડવામાં આવી. રજપૂતોને કાને લડાઇની નોબતનો શબ્દ પડતાં તેમનાં લોહી ઉછળી આવ્યાં. આશરે અરધા પ્રહરમાં ઘેરે ઘેર આનંદ થઈ રહ્યો હતો અને માંગલિક વાજિંત્રોના ઘોષ થતા હતા તે ચંદ્રાવતી ઉપર કાળનું વાદળ ઘેરાયું. આનંદનો નાશ થઈ ગયો. દિવસ ધુંધળો લાગવા માંડ્યો અને નગરની શેરીઓ હાથમાં ઉઘાડી તરવારો અને ભાલા લઈ ઘોડે ચડેલા રજપૂતોથી ભય ઉપજાવવા લાગી.

બાઇડીની પેઠે નગરમાં રહી પડદે પેસી લડવું એ આપણા જેવા રજપૂતોને છાજતું નથી માટે મેદાન પડી લડવું એવો નિશ્ચય થયો. વેરીસિંહના હાથનો લખેલો લડાઇનો પેગામ ખુશરૂખાન ઉપર ગયો કે ‘આવતી કાલે સવારના પહેલે પહોરે નગર બહાર મેદાનમાં તમારે તૈયાર થવું.’

લડાઇનો પેગામ મોકલ્યા પછી વેરીસિંહે વિચાર્યું કે મુસલમાનોનું લશ્કર ઘણું છે અને આપણું લશ્કર થોડું છે માટે જેમ બને તેમ આપણા લશ્કરમાં ભરતી કરવી. આમ વિચારી તેણે પોતે નિમેલા પાટણના સુબાને માણસ મોકલ્યું અને જેમ બને તેમ લશ્કર લઈ સત્વર ચંદ્રાવતી આવવું એમ કહાવ્યું. ડુંગરોમાંના ભીલ લોકને લડાઈમાં આવવાનું સમજાવવાને વેરાગીઓને વેષે જાસુસો મોકલ્યા અને પાદશાહી લશ્કરની ચિકિત્સા જોવા બીજા જાસુસોને પ્રેર્યા. પછી બીજે દિવસે પહો ફાટતાં લડાઇનો આરંભ થયો. ચંદ્રાવતી બહાર રજપૂત અને મુસલમાનોનાં લશ્કર વ્યૂહમાં ગોઠવાયાં. મદમાતા સ્વારોના ઘોડાઓના હણહણાટ તથા હાથીઓની ચીસો સંભળાવા લાગી અને લડાઇનાં વાજાંના ઘોષના ચારે દિશાઓમાં પડઘા પડવા લાગ્યા. પ્રથમ દારુગોળાથી લડાઈ ચાલવા માંડી અને બંને લશ્કર પાસે પાસે આવી ગયાં. શૂરા રજપૂતોએ બંદુકો કેડે બાંધી તલવારો ચલાવવા માંડી. મુસલમાનોનું અને રજપૂતોનું લશ્કર શેળભેળ થઈ ગયું. જબરી કાપાકાપી ચાલી અને ત્રીજો પહોર થતાં થતાંમાં તો બંને પક્ષનાં આશરે એએક હજાર માણસો રણમાં પડ્યાં. ત્રીજે પહોરે લડાઈ બંધ થઈ અને ઉભય સૈન્ય પોતપોતાની છાવણીમાં ગયા.

આણી તરફ વેરાગીઓને વેષે ફરતા જાસુસોએ મેવાડમાં અને ડુંગરોમાં રખડતા કોળીઓને ઉશ્કેરી લડાઈમાં મોકલ્યા. પ્રતિ દિવસ ડુંગરોમાંથી ભરવાડ, નાગડા, કોળીઓ અને પગે જોડા તથા માથે ફાળિયાં પણ નહિ બાંધી જાણનાર લોકો આવી આવીને વૈરીસિંહના લશ્કરમાં ભળવા લાગ્યા. આ પ્રમાણે જેમ જેમ માણસો ખૂટતાં ગયાં તેમ તેમ લશ્કરમાં વધારો થવા લાગ્યો. મુસલમાનોના લશ્કરમાં પ્રતિદિન ઘટાડો અને રજપૂત સૈન્યમાં વધારો થતો જોઈ ખુશરૂખાનને વિંણાચુંટા થયા. નવા લશ્કરની કુમક માટે દિલ્હી પેગામ મોકલ્યો. મુબારિક પોતે દક્ષિણ તરફ જતો

હતો તેના સૈન્યમાંથી કેટલુંક લશ્કર થોડા દિવસમાં આવી પહોંચ્યું, નહિ તો ઘેરો ઉઠાવવાની પણ જરૂર પડત. પાંચ દિવસ સુધી છેલ્લી લડાઈ ચાલી. રજપૂતો ઘણા મરાયા પણ વૈરીસિંહના લશ્કરમાં રાત દિવસ થતી ભરતીથી તેમની ખોટ પુરી પડતી ગઈ. મુસલમાનો ઘણા ઓછા થઈ ગયા અને પાંચમે દિવસે સાંજે ખુશરૂખાનને સલાહનાં વાજાં વગડાવી લડાઈ બંધ કરવાની જરૂર પડી. લડાઈ બંધ થયા પછી રાતે તંબુમાં બેસી ખુશરૂખાને પોતાના મુસલમાન લડવૈયાઓને એકઠા કરી મસલત કરી. મુસલમાનોની હિંમત હઠી ગઈ કારણ કે હઠીલા રજપૂતોની સામે ટક્કર ઝીલવી એ કંઈ સહેજ વાત ન હતી. હવે ઘણું તો બે દિવસ સુધી આપણાં માણસો લડાઈ કરી શકશે અને તે અરસામાં જો લશ્કર આવી ન પહોંચ્યું તો ઘેરો ઉઠાવ્યા સિવાય છુટકો નથી એવો વિચાર ચાલતો હતો તેવામાં કુમક આવી પહોંચી. ત્રણ ચાર હજાર નવા લડવૈયા આવેલા જોઈ ખુશરૂખાનના પગમાં આય આવી. લશ્કર આવી પહોંચ્યું અને મુસલમાનોના જીવમાં જીવ આવ્યો. દિલ્લીથી આવેલા નવા સરદારને ખુશરૂખાન મળ્યો અને લડાઈ સંબંધી વિચાર કરવા લાગ્યો. સઘળાઓનો એકમત એવો થયો કે 'રજપૂતો આખા દિવસના થાકેલા છે અને આપણને નવી કુમક મળી છે એટલે જો રાત્રે યુદ્ધ ચલાવીશું તો તેઓ હઠી જશે. સાંજે જ્યારે રજપૂતો ખાવા પીવામાં રોકાયેલા હશે ત્યારે આપણે ફાવી જઇશું. ખુશરૂખાને પણ આ લાગ સારો છે એમ વિચારી તે વાતને ટેકો આપ્યો અને મુસલમાનોની છાવણીમાં તરતજ લડાઇનાં રણતૂર વાગ્યાં.

લડાઈ બંધ પડ્યાને એક પહોર પણ થયો ન હતો, રજપૂત લડવૈયા ખાઈ પી પરવાર્યા ન હતા ઘોડાઓના તંગ છૂટ્યા ન હતા અને હાથીઓના શરીરપરથી મનુષ્યનાં લોહીની છોળો હજી સુકાઈ પણ નહતી ત્યાર પહેલાં તો પુનઃ લડાઈનાં રણતૂર વાગ્યાં. આ વખતે દોઢ પહોર રાત્રી ગઈ હતી. ચંદ્રમાનો પ્રકાશ ઝાંખો પડતો હતો. મુસલમાન લશ્કર તૈયાર થઈ ગયું, ઉશ્કેરાયેલા મુસલમાનો 'અલ્લાહ અકબર' એવા પોકારો કરવા લાગ્યા. રજપૂતો જરા ગભરાટમાં પડ્યા પણ વૈરીસિંહ ઘોડાપર બેસી બહાર નીકળ્યો અને ડંકા વગડાવી બધા રજપૂત લશ્કરને તૈયાર કરાવી નાંખ્યું. આખા

દિવસના ભૂખ્યા અને થાક્યા પાક્યા રજપૂતો પુનઃ લડવાને તત્પર થયા. ભાટોએ આગળના રાજાઓનાં પરાક્રમ કહી તેમને શૂર ચઢાવવા માંડયું. બીજી તરફથી વૈરીસિંહે વખાણ કરી તેમને ઉશ્કેરવામાં બાકી રાખી નહી. 'હવે મરવું કે મારવું' એવો નિશ્ચય કરી ક્ષુધાથી અતિશય ખીજવાયેલા રજપૂતો આગળ ધસવા લાગ્યા. દૂરથી દેખાતા મુસલમાનના લશ્કરની મશાલોનાં અજવાળાં પાસે આવતાં ગયાં અને ઉભય પક્ષનાં વાજિંત્રોથી કાન પડે પણ સંભળાય નહિ એવું થઈ રહ્યું. મુસલમાનના સૈન્યમાંથી 'અલ્લાહ અકબર'ના અને હિન્દુઓના સૈન્યમાંથી 'હરહર મહાદેવ'ના પોકાર સંભળાવા લાગ્યા. દિવસની પેઠે રાત્રીએ ક્રમ પ્રમાણે યુદ્ધ થઈ શકશે નહિ એમ ધારી રજપૂતોએ તીડના ટોળાની પેઠે મુસલમાનોપર ધસારો કર્યો. નખશિખ લાગી જાય તેવાં ભાંડનાં વચનોથી રજપૂતોને રુંવેરુંવે શૂર વ્યાપી ગયું. ક્ષણવારમાં તો જેમ વાયુથી પ્રેરેલા બે મેઘના સમૂહ પરસ્પર અથડાય તેમ ઉભય લશ્કર સામ સામે આવી ગયાં યોદ્ધાઓની મોટી મોટી ગર્જનાઓ થવા લાગી અને મેઘમાંથી જેમ જળનો વરસાદ વરસે તેમ અસ્ત્રનો વરસાદ વરસવા લાગ્યો. અષાઢ માસમાં ઝળકતી વિદ્યુત્‌ના જેવી તરવારો અને ભાલાઓ ચળકવા લાગ્યા. હાડકામાં વાગતાં ખડખડતાં ખાંડાંના ખોખરા અવાજથી તીરના સુસવાટથી ભચોભચ વાગતા ભાલાથી તથા હરહર મહાદેવ અને અલ્લાહ અકબરના પોકારોથી આખી રણભૂમિ ગાજી રહી. મોટા મોટા શંખના અને ભેરીના તથા રણશિંગના નાદ સાથે ચીસો પાડતા હસ્તીઓની રાઢો સંભળાવા લાગી. હણહણાટ કરતા ઘોડાઓના આમ તેમ દોડવાથી પૃથિવી ધમધમી જવા લાગી. ઉભય લશ્કરનું સામસામે આવતાં સંમેલન થઈ ગયું અને ક્ષુધાથી તથા શૂરથી વ્યાકુળ થઈ ગયેલા રજપૂતોએ બે કલાક સુધી એકસરખી તરવાર ચલાવી. મુસલમાને મુસલમાનને અને રજપૂતોએ રજપૂતોને કાપી નાંખ્યા. લોહીની નીકો વળી. હજારો ઘોડાઓ અને સ્વારો રણમાં અંટેવાળીએ આવવા લાગ્યા. કપાઈ કપાઈને નીચે પડતાં ધડથી તથા માથાંથી યોદ્ધાઓના માર્ગ રોકાઈ જવા લાગ્યા, કાયરનાં કાળજાં કંપે એવો ઘુંટી ઘુંટી પુર રુધિરનો કાદવ થયો. કેટલાક હાથીઓ કેટલાક ઉંટો કેટલાક ઘોડાઓ અને હજારો સ્વારો કપાઈ ગયા પણ કોઈએ

યુદ્ધમાંથી આંખ ઉંચી કરી નહિ. 'ખમા ! ખમા ! મારા બહાદુર રજપૂતો !' એમ કહી વૈરીસિંહ જેમ તેમને હિંમત આપતો હતો તેમ રજપૂતોમાં જુસ્સો વધતો જતો હતો. મુસલમાનો પણ પાછી પાની કાઢતા ન હતા. યુદ્ધ મહા ભયંકર થયું. દસ હજાર જીવ ધરિણી પર ઢળ્યા. ચંદ્રમા માથે આવતાં ઉભય પક્ષનાં માણસો ખૂટી જતાં લડાઈ એની મેળેજ બંધ પડી. ઘણી કાપાકાપીથી નિઃસત્ત્વ થઈ ગયેલા બાકીના યોદ્ધાઓ ધુનમાં ને ધુનમાં તરવારો વિંઝતા વિંઝતાજ પૃથ્વી ઉપર પડ્યા અને જળ જંપ્યું.

---

## પ્રકરણ ૯ મું.





પ્રભાત થયું ને બહાર રહેલા રજપૂતોની કંઈ ખબર આવી નહિ એટલે દરવાને દરવાજા બંધ કરી દીધા. સૂર્યોદય થયો, ચાર ઘડી દિવસ ચઢ્યો ત્યાં સુધી કંઈ સમાચાર આવ્યા નહિ. ગઈ રાતે લડાઈ ચાલવાની હતી એવા સમાચાર આવ્યા હતા અને સવારે કંઈ સંદેશો આવ્યો નહિ તેથી રાણી સરદારબાને ફિકર થવા લાગી. વાટ જોતાં જોતાં બપોર થયા પણ કંઈ ખબર ન મળી ત્યારે તેને સ્વામીના જીવિતનો સંશય ઉત્પન્ન થયો. પોતાના આઠ દસ મહીનાના કુંવરને લઈ તે સાસુસસરા પાસે ગઈ. વૃદ્ધ રાજા રાણી બિચારાં અશક્ત હતાં અને વૈરીસિંહના સમાચારની રાહ જોતાં બેઠાં હતાં. વહુને આવી જાણી તેઓ ખુશી થયાં. વહુ અંદર આવતાંજ સાસુએ પૂછ્યું કે 'દીકરા સરદારવહુ ! લડાઈના કંઈ સમાચાર આવ્યા કે ? તારા સસરા ક્યારના મોંમાં જીભ ઘાલતા નથી ! અમો વૃદ્ધ અને અપંગ હવે ક્યાં જઈએ ? આવે વખતે તારે અમને સમાચાર મોકલવા જોઈએ માટે તારે ત્યાં કંઈ ખબર આવી હોય તો કહે.' સાસુને આમ બોલતાં સાંભળી સરદારકુંવર ગળગળી થઈ ગઈ અને બોલી કે 'રાતે લડાઈ થવાની છે' એટલીજ ગઈ

કાલે ખબર આવી હતી, સવારમાં કોઈ પાછું ફર્યું નહિ એટલે દરવાનોએ દરવાજા બંધ કરી દીધા છે. અત્યાર સુધી કંઈ ખબર આવી નથી. માનસિંહભાઈ કંઈ ખબર લાવ્યા છે?' રાજા રાણીએ કહ્યું કે 'અહિં માનસિંહ કે કોઈ આવ્યું નથી. અમને ઘણો ઉચાટ થાય છે માટે દીકરા ! તું જા અને તપાસ કરાવ. સરદારકુંવર પોતાને મહેલે ગઈ અને બાતમી કાઢવા માણસ મોકલ્યું પણ બાતમી ક્યાંથી આવે ! બહાર ગયેલા રજપૂતોમાંનો કોઈ પણ જીવતો ન હતો કે ખબર મળે. થોડીવાર થઈ એટલે માનસિંહ ઉતાવળો ઉતાવળો સરદારબાને મહેલે આવ્યો અને કહેવા લાગ્યો કે 'ઠકરાણાં ! વૈરીસિંહ રણમાં પડ્યા અને આપણાં સઘળાં માણસો ખપી ગયાં. મુસલમાનો પણ હવે મુઠ્ઠીભરજ રહ્યા છે અને પાછા વળવાનો વિચાર રાખે છે.'

માનસિંહનું આવું વચન સાંભળી વિજળીથી જેમ કેળ ભાગી પડે તેમ સરદારકુંવર જમીન ઉપર તૂટી પડી. માનસિંહ તેની પાસે બેઠો અને મુખપર પાણી છાંટી તેને પાછી શુદ્ધિમાં આણી. સરદારબાને મૂર્છા વળી ત્યારે માનસિંહે કહ્યું કે 'તમે શું કરવાને આટલો બધો શોક કરો છો ! તમારી ગાદી ક્યાં જવાની છે ! રાણીઓને તો ગાદી એજ તેમનો ધણી, માટે શોક કરવો જવા દો. ઇન્દ્ર બદલાય તેમાં ઇન્દ્રાણીને શું ? રાજરાણી થઈ મારી સાથે વધારે સુખ પામશો.' માનસિંહનાં વચન સાંભળી સરદારબાને રુંવેરુંવે ક્રોધ વ્યાપી ગયો. તે બોલી કે—'લંપટ ! તારા ભાઈના મરણ વખતે અને માથે આવા દુશ્મન ગાજે છે તે વખતે તને આવાં વચન બોલતાં શરમ આવતી નથી ? ધિક્કાર હજો તારા જેવા કુળઅંગારને ! સસલું સિંહણને ભોગવવાની આશા રાખે તેવી આ તારી મિથ્યા આશા છે. સિંહ જેવા રજપૂતની ભોગવેલી ગાદી ઉપર તારા જેવું શિયાળ શોભે નહિ ! તું મારો દિયર છે એટલે શું કરું ? જો કોઈ બીજો હોત તો મારે હાથેજ હું તેને હણત. બીજા નીચની દીકરીઓ જેવી મને ન જાણતો માટે જા તારું કાળું કર. ફરીથી મને મોં બતાવતો નહિ.'

આ પ્રમાણે સરદારબા માનસિંહનો તિરસ્કાર કરતી હતી તેવામાં કિલ્લાપરથી ખબર આવી કે "જેમ ઘોડાપુર આવતું હોય તેમ મુસલમા-

નોનું સૈન્ય નગર તરફ આવે છે. વેરીસિંહ રણમાં પડ્યા તેથી હઠીલા રજપૂતો નવો આગેવાન સરદાર માગે છે. ' ખબર સાંભળતાંજ માનસિંહના મોતિયા મરી ગયા. કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે ત્યાંથી ઉઠી છાનોમાનો ખુણે જઈ ભરાયો. સરદારકુંવર આ સાંભળી હબક ખાઈ ગઈ. શોકથી તેનું હૃદય જાણે બેસી ગયું, આંખમાંથી આંસુ પડ્યાં અને ઉનાં આંસુથી ધાવતાં ધાવતાં ઉંઘી ગયેલો કુંવર જાગ્યો. સરદારબાએ શોકમૂર્ચ્છામાંથી જાગ્રત થઈ પુત્ર સામું જોયું. પાછું તેનું મન દિલગીર થયું અને તે રોતાં રોતાં બોલી કે–

**બાળુ બાપુડા રે ! આ શું અચાનક નીવડયું;**
**મારે તારે રે, માથે આ આભ તૂટી પડયું;**
**સુખ બાપનું રે, કરમે લખાવી ન લાવિયો;**
**નિરભાગિયો રે: ત્યારે કુંવર ! તું શે આવિયો ?**

દાસીએ તેના ખોળામાંથી કુંવરને લઈ લીધો. સરદારબા, દુ:ખના તથા વેરના જોસમાં ઉભી થઈ બોલી કે " સેનાપતિ તરીકે કોને મોકલવો ? સસરા તો છેક અશક્ત છે. માનસિંહ બાયલો નીકળ્યો ત્યારે શું આ આઠ મહીનાના કુંવરને મોકલું ? હવે મારૂં રજપૂતાણીનું શૂર દેખાડવાનો સમય આવ્યો છે. માણસની પડતી આવી અને આવે વખતે સેનાપતિ થનાર કોઈ ન મળે તો મારા ધણીનું દીઠું પડે માટે મારે જાતેજ જવું. " આમ નિશ્ચય કરી સરદારકુંવર પોતાના આઠ મહીનાના કુંવરને લઈ સાસુસસરા પાસે ગઈ. વજાનું કાળજું કરી તેમને સઘળી બીના જાહેર કરી અને સાસુના ખોળામાં છોકરો મૂકી કહ્યું કે " બાઈજી ! આ તમારા છોકરાને સાચવજો. હઠીલા રજપૂતો સરદાર વિના લડવાની ના પાડે છે માટે હું જાતે તેમનો સેનાપતિ થઈ આપણા કિલ્લાનું રક્ષણ કરીશ.

માનસિંહની નામર્દાઈ અને વેરીસિંહનું મરણ સાંભળી રાજારાણીએ ઘણો શોક કર્યો. વહુને લડાઈમાં મોકલવી એ તેમને ઠીક લાગ્યું નહિ પણ શું કરે, બીજો ઉપાય ન હતો. વળી તેમને વહુને માટે સંપૂર્ણ ખાતરી હતી કે એ ખરી રજપૂતાણી છે અને જેમ એના બાપના કુળને દિપાવ્યું તેમ

સંકટને સમે આપણા કુળનો રંગ રાખશે. આમ વિચારી સાસુ સસરાએ કેટલીક શિખામણ દઈ સરદારકુંવરને આંસુ ભરી આંખે યુધ્ધે જવાની રજા આપી. સાસુ ઉભાં થઈ વહુને ભેટી પડ્યાં. દુઃખ સંભારી રડ્યાં પણ સરદારબા તેમનું આશ્વાસન કરી રજા લઈ એકદમ પોતાના મહેલમાં આવી. તેણે પોતાની સઘળી દાસીઓને એકઠી કરી હુકમ કર્યો કે 'તમારે રાણાના મહેલનું રક્ષણ કરવું. કુંવરને મેં ત્યાં સોંપ્યો છે માટે તમારા પ્રાણ જાય ત્યાં સુધી તમે મુસલમાનોને અંદર આવવા દેશો નહિ. કુંવર જીવતો હશે તો કોઇ દિવસ પણ એના બાપનું વેર લેશે.' રાણીની આજ્ઞા થતાં દોઢસો બસેં દાસીઓ ઢાલ તરવારો બાંધી તૈયાર થઈ ગઈ. સરદારકુંવરે ગામમાં ઢંઢેરો પિટાવ્યો કે 'હુ મારી જાતે સેનાપતિ થઈ આપણા કિલ્લાનું રક્ષણ કરવા જાઉં છું માટે વટવાળા તમામ રજપૂતોએ મારી સાથે અત્યારે રણે ચઢવું.' ઢંઢેરો પિટાતાં ઘણા રજપૂતો તૈયાર થયા. દાસીઓ મહેલનું રક્ષણ કરવા માટે ચાલી. સરદારરાણીએ માથાના કેશ છુટા મૂકી ઘાટડી વાળી અને શરીરપર લોઢાનું જાળીદાર બખતર પહેરી હાથમાં તરવાર અને ખભે ઢાલ ભેરવી. વૈરીસિંહને ચઢવાનો ઘોડો હતો તેપર બેસી સરદારકુંવર મહેલ બહાર નીકળી. ઘોડો આગળ ચાલ્યો અને પાછળ તમામ શૂરવીર રજપૂતો હથિયાર લઈ નીકળ્યા. આ વખતે સરદારકુંવર દૈત્યોને મારવા જેમ દેવી ઉતરી આવી હોય તેમ શોભવા લાગી. સઘળું લશ્કર કિલ્લા આગળ આવ્યું. સરદારકુંવરે માણસોના વિભાગ પાડી બુરજે બુરજે રખવાળ મૂકી દીધા. કોટની દરેક બુંબારો આગળ અક્કેક રજપૂતને બંદુક અને કામઠાં લઈ ઉભા રાખ્યા અને પોતે કિલ્લાના દરવાજા ઉપર બીજા વીર રજપૂતોને લઈ ઉભી રહી.

થોડીવાર થતાં મુસલમાનોનું લશ્કર આવી પહોંચ્યું. દરવાજા આગળ આવી જુએ છે તો ખિજવાયેલા વાઘ જેવા રજપૂતોને કોટને કાંગરે ઉભેલા દીઠા. દરવાજા ઉપર શૂરી રજપૂતાણી ઉભેલી જણાઇ. જેણે પાટણની ગાદી ઉખાડી નાંખી હતી તે રજપૂતાણી 'આ હશે' એવું અનુમાન થવાથી ખુશરૂખાનની હામ ભાગી ગઈ. અત્યાર સુધી તો રજપૂતો ખુલ્લા મેદાનમાં આવીને લડતા એટલે ઘણું લશ્કર હોવાથી ફાવી જતા પરંતુ હવે ફાવે તેમ ન

હતું. કોટ પાસે જતાં તીર અને દારૂ ગોળીનો સખત મારો ચાલતો. મુસલમાનો ઘવાઈ રણમાં પડતા. રજપૂતાણીની હિંમત આગળ ખુશરૂખાનની હિંમત હઠી ગઈ પણ મસ્તાન અને ધર્માંધ મુસલમાનોએ ઉપરાઉપરી આંધળા હલ્લા કરવા ચાલુ રાખ્યા. નિત્ય મુસલમાનોનાં સો પચાસ માણસો ખપી જાય પણ રજપૂતોમાંથી એક પણ ઓછો થાય નહિ. ઘેરો એક માસ ચાલ્યો. બહારથી અનાજ વગેરે આવતું અટકયું અને લોકો ભૂખે મરવા લાગ્યા. વેપારીઓએ અનાજના ભાવ ચઢાવી દીધા, અને મોંઘવારીથી ગરીબ લોકોના ભૂખે ટળવળીને પ્રાણ જવા લાગ્યા. પ્રજાની આવી સ્થિતિ જોઈ સરદારકુંવરે વૃદ્ધ રાણીની રજાથી રાજ ભંડાર ઉઘડાવી ભૂખે મરતા લોકોને મફત અન્ન આપવા માંડ્યું, પણ તેમ કયાં સુધી ચાલે ! ઘેરો એક મહીનાથી વધારે ચાલુ રહ્યો. ગામમાંથી અને ભંડારમાંથી અન્ન ખૂટી પડયું, ભૂખમરાથી અને ખરાબ અન્ન ખાવાથી ગામમાં મરકી ચાલી. તે ઉડતા રોગે રૈયતનો અને લશ્કરનો ધાણ કાઢી નાંખ્યો. શેરીઓમાં અને ઘરમાં લોકો અન્ન વિના પગ ઘસી ઘસીને મરી જાય અને ઠેરઠેર રડારોળ થઈ રહે. મુએલાં માણસોને ઠેકાણે પાડવાને પણ માણસ ન મળે ત્યાં બીજી શી વાત?

રૈયતની આવી મરણપ્રાય ભયંકર સ્થિતિ જોઈ સરદારકુંવરને અત્યંત દુઃખ થયું. આ પ્રમાણે દરવાજા બંધ કરીને બેસીશું, તો પણ આખરે આપણો પરાજય થવાનો છે, કારણ કે આખા નગરમાં અને લશ્કરમાં મરકી ચાલી છે ત્યારે ઉઘાડે દરવાજે સામી છાતીએ લડવું અને મરવું એજ કીર્તિપ્રદ છે, એવો નિશ્ચય કરી સરદારબાએ રજપૂતોને હુકમ આપ્યો કે, હવે લડાઇનો અંત આણવો અને અન્નજળ વગર પીડાઈ મરતી પ્રજાને દુઃખમાંથી છોડવવા આપણે કેસરિયાં કરી સામી છાતીએ મુસલમાનોની સાથે લડવું. શૂરવીર રજપૂતોએ એ વાતનો સ્વીકાર કર્યો. બીજે દિવસે પોતાનાં બૈરાંછોકરાંને મારી નાંખી મોકળા થયેલા રજપૂતો કેસરિયાં વસ્ત્ર પહેરી મુસલમાનોને છેલ્લવહેલો રજપૂતનો હાથ દેખાડવા તત્પર થયા. સરદારકુંવરે પોતાનો ઘોડો સૌની આગળ કર્યો. દરવાજા ઉઘડ્યા અને જેમ વનમાંથી ભૂખ્યા વાઘ બકરાંના ટોળા ઉપર પડે તેમ રજપૂતો મુસલમાનો ઉપર તૂટી પડ્યા. તીર કામઠાં અને બંદુકો વગળાં મૂકી દ્વંદ્વયુદ્ધમાં ઉતરેલા રજપૂતો તરવારનો છુટે હાથે ઉપયોગ કરવા લાગ્યા. ઘાસની પેઠે દુશ્મનોને

તેમણે કાપવા માંડ્યા. મુસલમાનો પણ અંતપર આવી લાગ્યા. દીનદીન અને હરહર મહાદેવના પોકારનું સંમેલન થઈ ગયું, માણસોનાં મડદાં પગમાં અથડાવા લાગ્યાં, ઉભય પક્ષનો સંહાર વળી ગયો. મધ્યાહ્ન થતા થતામાં સઘળા રજપૂતો ખપી ગયા, માત્ર ચાર રજપૂતો અને સરદારકુંવર રજપૂત સૈન્યમાં બાકી રહ્યાં. તેમણે જબરી ટક્કર ઝીલી પરંતુ 'ઝાઝી કીડીઓ સાપને તાણે' તેમ થયું. રજપૂતો મરાયા અને ઉડતા રુધિરની છોળોમાં નવાઈ ગયેલી સરદારબાને મુસલમાનોએ જીવતી પકડી. કાળના મુખમાંથી બચેલાં માત્ર ચાર જણને કેદ કરી મુસલમાનો ચંદ્રાવતીમાં પેઠા. લુંટફાટ ચલાવવા માંડી. પ્રજા સામી થઈ પણ શું કરે! અન્ન વિના તવાઈ ગયેલા લોકોમાં ઉભા થવાની પણ શક્તિ રહી ન હતી.

શૂરવીર રજપૂતાણીને ખુશરુખાનના તંબુમાં મોકલવામાં આવી. સઘળા રજપૂતો ખપી ગયેલા હોવાથી ગામના વૃદ્ધો નાઇલાજ થઈ ગયા. ભાટ ચારણો ખુશરુખાનને તંબુએ ગયા. તેઓ પોતાની નામજાદી રાણીને છોડવવા તેને કાલાવાલા કરવા લાગ્યા પણ ખુશરુખાને માન્યું નહિ અને સઘળાને ધમકાવી કાઢી મૂક્યા. ભાટ ચારણોના ગયા પછી તે સરદારબાની પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે 'શૂરી રજપૂતાણી! તું માન, ને મારી બેગમ થા. રજપૂતોનું તો આ શહેરમાંથી ઢિંટ નીકળી ગયું. હવે તારી વહાર બૂમ સાંભળે એવું કોઈ નથી. દિલ્લીના પાદશાહો સુબાઓ મારફત હવે અહીંનું રાજ્ય ચલાવશે, પાદશાહ મુબારિક ખિલજી તો માત્ર નામનોજ પાદશાહ છે. પાદશાહ ગણે કે વઝીર ગણે જેમાં ગણે તેમાં આ હુંજ છું. પાદશાહ મારા હાથમાં પુતળા જેવો છે. એના પછી હુંજ પાદશાહ થવાનો છું માટે માન અને દિલ્લીની ગાદીનું સુખ ભોગવવાનું સ્વીકાર. મુસલમાનને માટે તને તિરસ્કાર હોય તો ભલે! હું તો મુસલમાન નથી? આખરે હિન્દુનું ખોળિયું છું. ભુંડી! આ મોંમાં આવેલો કોળિયો પાછો ન ઠેલ! ઘણી રજપૂતાણીઓ પાદશાહના જનાનખાનામાં છે. જો પાટણના વાઘેલા કરણ ઘેલાની પટરાણી કૌળાદેવી અને તેની કુંવરી દેવળદેવી વગેરે. હવે તારે શરમાવા જેવું નથી. જે જે પાદશાહને વશ થઈ તેમનાં આખાં કુટુંબ તરી ગયાં માટે માન, અને તારા કુટુંબનો ઉદ્ધાર કર. આપત્તિને કાળે એમ કરવામાં કશો

બાધ નથી. તું કહે તો હું તારા બાળક પુત્રને અહીંની ગાદીએ બેસાડું અને તારા રાજ્યને દિલ્લીથી સ્વતંત્ર કરું. હું તારી ઉપર મોહી રહ્યો છું અને તારી આગળ આજીજી કરું છું માટે મારી માગણી પાછી ન ઠેલ.' ખુશરુખાનનાં વચન સાંભળી ઘવાયેલી તથા અશક્ત થયેલી છતાં સરદારકુંવર બેઠી થઇને બોલી કે 'દૂર રહે, દુષ્ટ! રજપૂતાણીઓનાં મેલાં ઉપાડનાર રજપૂતાણીના હાથની માગણી કરતાં શરમાતો નથી! કરણ ઘેલાની કૌળાદેવીએ અને તેની પુત્રી દેવલીએ જેવું હીણું કર્યું, તેવું કામ કરનારી મને ન ધારતો! પાપી! એક ભવમાં તેં બે ભવ કર્યા છે. હવે શું મોં લઇને તું મારી આગળ બોલે છે! સસલું જેમ સિંહણની આશા રાખે તેમ તારી આ સઘળી આશા ફોકટ છે માટે જા અહિંથી દૂર ખસ. તારું કાળું મોં મને ન દેખાડ.'

આટલું બોલતાં તો સરદારબા નિઃસત્ત્વ થઈ પાછી ધરણીપર ઢળી પડી. ખુશરુખાન પાસે જઈ તેના કપાળપર હાથ મૂકી આસનાવાસના કરવા લાગ્યો. દુષ્ટના હાથનો સ્પર્શ થતાંજ સચેત થઈ અને કમ્મરમાંથી કટાર કાઢી પાસે બેઠેલા ખુશરુખાનને તેણે ઘાયલ કર્યો. તે બેભાન થઈ પૃથિવીપર પડ્યો અને સરદારકુંવર બેબાકળી તંબુમાંથી બહાર નીકળી નગર તરફ દોડી. ઘવાયેલી અને ઘણી અશક્ત થઈ ગયેલી હોવાથી તે થોડું દોડી પણ પાછી અચેત થઈ પૃથિવી ઉપર પડી. ભાટ ચારણો ધાઈ આવ્યા. તેઓ આશ્વાસન કરવા લાગ્યા તેથી થોડીવાર થતાં તેની મૂર્છા વળી. મૂર્છા વળતાંજ તે પ્રથમ શબ્દ એ બોલી કે 'પેલા દુષ્ટનો મને સ્પર્શ થયો છે માટે સ્નાન કરાવો,' આટલું બોલતાં તેની આંખો તરડાઈ ગઈ. ભાટોએ પાણી લાવી તેને નવરાવી. સ્નાન કર્યા પછી 'તમારો જય થાઓ! મારો દીકરો હું તમને સોંપું છું. એની સંભાળ રાખજો અને મારાં વૃદ્ધ સાસુસસરાને દુઃખ પડવા દેશો નહિ.' એટલું બોલી આ વાર્તાની શૂરવીર નાયિકાએ છેલ્લો શ્વાસ મૂક્યો.* ભાટોએ અગરચંદનનાં કાષ્ટ મંગાવી

* આ વાર્તાનું વસ્તુ કંઇક ઐતિહાસિક અને કંઇક કલ્પિત છે. મૂળ ધોરણ ગુજરાતમાં ભમતા ભરવાડ અને એકતારાવાળા અંધ માગણોમાં ગવાતા ગરબા ઉપરથી લીધું છે. ગરબામાં જે વાત નથી તે વાત એ લોકને પૂછતાં જાણવામાં આવી હતી.

ચંદ્રાવતીની ભાગોળે ચિતા ખડકી અને એક સ્નેહી રજપૂતે તેને અગ્નિ-સંસ્કાર કર્યો. ખુશરુખાને ચંદ્રાવતી લીધું અને સઘળી પ્રજાના તથા ભાટ ચારણોના વચ્ચે પડવાથી સરદારકુંવરના છોકરાની નગરમાં આણ ફેરવી. કુંવર મોટો થાય ત્યાં સુધી 'પીરમહમદ અને જમાલમીર રાજ્યની વ્યવસ્થા કરે' એવી ગોઠવણ કરી ખુશરુખાન મોટી સેના સાથે મલબાર તરફ ગયો.

---

તે ઇતિહાસની સાથે કહિં મળતી અને કહિં જુદી પડે છે. કલ્યાણવંશના રજપૂતો રાણીપુરમાં રાજ્ય કરતા પણ એ જગા કયાં તેનો પત્તો તેઓ આપી શકતા નથી. ચંદ્રાવતી સાથેનો સંબંધ સહેજ મળે છે. ચંદ્રાવતી–ચંદ્રપુર–ચંદ્રનગર કહેવાતું મોટું રાજ્યસ્થાન આબુની તળેટીમાં હતું. તે ૧૩–૧૪ મા સૈકામાં નાશ પામ્યું, એમ ઐતિહાસકોનાં અનુમાન છે. મુબારિક ખિલજીએ ગુજરાત પ્રાંત સર કરવા માટે ફોજ મોકલી હતી અને પોતે દક્ષિણમાં હરપાળને વશ કરવા ગયો હતો. ગુજરાત ઉપર મોકલેલી ફોજનો ઉપરી ખુશરુખાન–વટલી ગયેલો ઢેડ–મલેક કાફુરનો ગોલો હતો. તેજ ગુજરાત સર કરી મલબાર ઉપર ગયો હતો એમ અનુસંધાન મળે છે. જે ગરબા–રાસ ઉપરથી આ વાર્તાનું ગ્રંથન કર્યું છે ( નામમાં ગુણાનુસાર ફેરફાર કર્યાં છે ) તેની કેટલીક કડીઓ નીચે પ્રમાણે છે:—

× × ×　　× × ×　　× × ×

ફે'ડે બતરીજે ને આંગળીએ વીરો, કલ્યાણી કુંવરી રમવા ચાલ્યાં, હોજીજી.
ઉગમણી દેશના વાવલિયા વાયા, માથેથી ઓઢણાં ફરૂકયાં, હોજીજી.
હાથે ન મોહ્યો રાયવર પગે ન મોહ્યો, માથાની વેણે મોહ પામ્યો, હોજીજી.
ઘોડીલા ખેલાવતા ઝવલના વીરા, આપણ સોગટીએ રમીએ, હોજીજી.
હું એ જીતું તો તારી બેની પરણી જઉં, તું એ જીતું તો મારો દેશ, હોજીજી.
પે' લે સોગટડે તો રાયમલ જીત્યા, બીજે સોગટડે રાયમલ હાર્યા, હોજીજી.

× × ×　　× × ×　　× × ×

હઠીલો રેમતખાન સુખપાલો મોકલે, કલ્યાણીકુંવરી આણાં કરજે, હોજીજી.
દરબારે બેઠા હોરે દાદાજી, તુર્કનાં તેડાં કેને આવ્યાં, હોજીજી.

× × ×　　× × ×　　× + ×

તમારો વીરો તે બેની જુગટું રમતાં, તમને તુરકને દે આવ્યા, હોજીજી.
દૂંપો ન દીધો દૈએ કરી દૂધપીતી, ધાવ્યાં વખની ગળથુથી શે ના ટોઈ, હોજીજી.

# રાજ જોગી.

## પ્રકરણ ૧ લું.

### બહારવટિયાની લુંટ.



સોરઠની દક્ષિણ દિશાએ આવેલા સપાટ પ્રદેશમાં આપણે જ્યારે વાર્ત્તાને પ્રસંગે દૃષ્ટિ કરીએ છીએ ત્યારે દિવસો ઉનાળાના અંતના અને ચોમાસાના આરંભના ચાલતા હતા. સાંજ પડવા આવી હતી. પવન ધીરેધીરે તોફાની થતો જતો હતો ને દૂરથી મેઘગર્જના જેવો દરિયાનો ઘુઘવાટ સંભળાતો હતો. સૂર્યનારાયણ ક્ષિતિજનાં વાદળમાં ઉતરી ગયા હતા અને ઈશાન કોણમાં કાજળના ડુંગર જેવા એક મોટા કાળા વાદળના ગાભામાંથી ઝીણી ઝીણી વિજળીઓ પણ થતી હતી. આ સમયે પહેલી વીસીનો એક પ્રવાસી—બાળજોગી અંગે ભભૂત ખભે ઝોળી અને પીઠ ઉપર કુંથા લઈ આ નિર્જન પ્રદેશમાં એકલોજ ધસમસ્યો ચાલ્યો જતો હતો. ધારેલે ઠેકાણે પહોંચી જવાની આતુરતાથી તેના પગ સપાટાબંધ ઉપડતા હતા, પરંતુ સૂર્યાસ્ત પછી તે અરધો ગાઉ પણ નહિ ચાલ્યો હોય એટલામાં દિગંતરો કાજળ જેવા મેઘમંડળથી છવાઈ ગયાં અને પવન પણ વધારે વધારે તોફાની થવા લાગ્યો. સૂર્ય અસ્ત થઈ ગયો હતો. સંધ્યાવેળા વટી જઈ આંધી ચઢતી હતી એવામાં મેઘ અંધાર્યો એટલે અંધારાનું તો પૂછવુંજ શું ! માર્ગ દેખાતો બંધ થયો. ખાડાખૈયાવાળી પથ્થરી જમીનમાં જોગીના પગ વલ્લાવલ્લા પડવા માંડ્યા અને ધૂળથી આંખો પુરાઈ જવા લાગી તેથી છેકજ ગભરાઈ માર્ગ ન સૂઝતાં નાઈલાજ થઈ તે રસ્તા વચ્ચે બેસી ગયો.

'વરસાદ વરસશે એટલે તોફાન શાંત પડશે તથા માર્ગ પણ દેખાશે' એવો વિચાર કરી બાળજોગી ગાડાના ચીલા ઉપર બેઠો. એટલામાં દૂરથી તેણે બળદને ગળે બાંધેલી ઘંટડીઓ વાગતી સાંભળી. તોફાન તો પ્રતિપળ વધારે ને વધારે વધતું જતું હતું. જોગી ઉભો થઈ જરા ફોરેં ઉભો રહ્યો.

હાંકનાર ન હોવાથી ભડકેલા બળદો તોફાની પવન સામે માથાં વિંઝતા દોડ્યા આવતા તેને જણાયા. છેક પાસે આવતાં જોગીના વેષથી બળદ વધારે ચમક્યા અને ચીલો કાપી જેવા કુમાર્ગે નાસવા જાય છે તેવાજ ગરીડામાં પગ આવી જવાથી પડી ગયા અને વહેલ પણ ઉંધી પડતાં પડતાં સહેજમાં રહી ગઈ. 'ખમા બેન ! ખમા' એમ અંદર કોઈ બોલ્યું તેથી જોગીનું ધ્યાન ખેંચાયું અને તે પાસે ગયો. તેણે પૂછ્યું કે 'ગાડીત ક્યાં ગયો ! કોઈ મરદ માણસ સાથે છે કે નહિ !'

પડદો ઉંચો કરી ખવાસણે જવાબ દીધો કે 'સૌએ છે.' જરા ધારીને જોઈ તે બોલી કે 'સીતારામ મહારાજ !' જોગી "સીતારામ" કહી વહેલની પાસે ઉભો રહ્યો, એટલામાં માથે ફાળિયું બાંધતો અને શ્વાસ પણ ન માય એમ હાંફતો હાંફતો ગાડીત ત્યાં આવી પહોંચ્યો. જોતર કાપી નાંખી તેણે બળદને છુટા કર્યા.

પડદો નાંખતાં ખવાસણે ગાડીતને કહ્યું કે 'પેલા આવી પહોંચે ત્યાં સુધીમાં તું બળદને જરા હાથ ફેરવ અને વહેલ વાંકી છે તે ઠીક કર.' બાળજોગી દૂર જઈ બેઠો અને વરસાદનાં ફોરાં પડવા માંડ્યાં. કોરણ કંઈક શાંત થયું અને પવન પણ ધીરો પડ્યો. વરસાદ ધીરે ધીરે વધવા માંડ્યો અને જોગીની કુંથા તથા કાંબળી ભીનાં થઈ ભારે થવા લાગ્યાં. ગાડીત પણ બળદને હાથ ફેરવી તથા વહેલને ઠીક કરી મહુડાનાં પાંદડાંની ખુંપડી માથે મૂકી વહેલને અડતલે બેઠો. પછી ચકમકથી કાથાનું દોરડું સળગાવી તેણે ચલમ ભરી. જોગીને પણ ચલમ જોઇને તલપ થઈ આવી. તે ગાડીત પાસે ગયો અને બે ફુંક લગાવી. ઉપરાઉપરી વરસાદની ઝડીઓ પડવા માંડી. પાતાળમાં ઉતરી જાય તેવી વિજળીઓ થવા માંડી, પવન પડી ગયો અને એવો બેઠો વરસાદ પડવા માંડ્યો કે થોડીવાર ઉપર જે ઉનાળાનો દેખાવ હતો તે સાવ ચોમાસાનો થઈ રહ્યો.

ગાડીત ઉભો થયો અને બોલ્યો કે 'બા બુન ! માંય પાંણીબાંણી પડે છે !'

અંદરથી જવાબ મળ્યો કે 'કંઈ નહિ, તું તારે તારા બળદ સાચવ કે જેથી પેલા લોકો આવી પહોંચતાંજ આપણાથી પાછું માર્ગે પડાય.' ગાડીતે

જવાબ આપ્યો કે 'તેની તમારે ફકર કરવી નહિ. એ આવ્યો કે તરત હું ગાડી જોડીશ અને એક ફુંકમાં પીરજને થાણુ પહોંચાડી દઈશ.'

ગાડીત પાછો જોગી પાસે આવીને બેઠો. પાણીનો રેલો આવ્યો તેથી તેઓ વહેલથી જરા દૂર જઈ બેઠા. પાછી ચલમ ભરવાની તજવીજ કરી, એટલે જોગીએ પોતાની ભીની ઝોળીમાંથી જરદો કાઢી તેના હાથમાં આપ્યો. જરદો આપતાં જોગીએ પૂછ્યું કે 'અલ્યા! વહેલમાં કોણુ કોણુ છે?'

ગાડીત—મહરાજ! તમારે એનું શું કામ છે? આટલી નાની વયમાં રાખ ક્યાંથી ચોળી બેઠા?

જોગી—હોય, કહે તો ખરો.

'કલ્યાણનાં કુંવરી. નવાં રાણીના ભાઈની દીકરી.'

'તે આમ ક્યાં જાય છે?'

ગાડીત—તમારે આટલી બધી ખણખોતર શી? અં! લંગોટો માર્યો ને ચુલામાંની ચોળી, તોય આ શું? જ્યાં જાય છે ત્યાં, એનું તમારે શું કામ છે?

જોગી—કામ છે કામ. તારા જેવા ગમતીનો સંગાથ થાય એ અમારે કામ. અમારે બીજું શું કામ?

ગાડીત—માથે ચોમાસું આવ્યું તેથી વહેલાં દરિયા માર્ગે કલ્યાણ જવાનાં છે. પ્રભાસપાટણથી નાવમાં બેસી જશે.

જોગી—ઠીક ઠીક, ભલે. લે, આમાં શું છાનું રાખતો હતો?

વરસાદ ધીરો પડ્યો. મેલાં પાણી ખળખળાટ કરતાં વહેવા લાગ્યાં, ચીલા ભરાઈ ગયા અને તમરાં તથા દેડકાંના ચારે તરફ અવાજ થવા લાગ્યા. જોગી અને ગાડીત ચલમના સપાટા લગાવી ગરમ થયા. એટલામાં દૂરથી પાણી ડોળતા ને ખુંખારતા ખુંખારતા કેટલાક ગરાસિયા અને ચાર યવન સ્વારો આવી પહોંચ્યા.

'અલ્યા! ગાડી જોડ.'

વહેલમાંથી હુકમ થયો પરંતુ એક ભીનો અને થાકેલો ગરાસિયો વહેલ પાસે જઇને બોલ્યો કે 'સુન! અમને જરા ચલમબલમ તો પીવા દો.'

ગરાસિયા બેઠા અને ચલમો ભરી. ગાડીતે જોગીને ચલમ લેવા બોલાવ્યો પણ જોગી તે ટોળામાં આવ્યો નહિ. દમપર દમ લીધા ખુંખાર્યા અને કમ્મર બાંધી તેઓ પાછા તૈયાર થયા. ગાડીતે ગાડી જોડી અને હજામે મશાલ સળગાવી. મશાલ લઈ હજામ આગળ થયો અને ચાર ગરાસિયા તથા બે સ્વારો આગળ અને તેજ પ્રમાણે પાછળ એમ સૌ ગાડીની આગળ પાછળ ચાલવા લાગ્યા. આ પ્રમાણે પંદર સોળ માણસનો કાફલો શાંત થઈ ગયેલી અને કાળી અંધારી રાતમાં ધીરેધીરે પંથ કરવા લાગ્યો. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો અને કોઈ કોઈ વાર વિજળીઓ થતી હતી. આ નાના સંઘની પાછળ કેટલેક છેટે બાળજોગી પણ નાના પ્રકારના વિચાર કરતો કરતો તથા તેમની ચિકિત્સા જોતો ચાલ્યો જતો હતો. કોઈ કોઈ વાર મશાલ ઉપર પાણી પડવાથી ભડકા થતાં બળદ ચોંકતા અને ઘોડાના કાન ઉંચા થતા હતા. થોડે થોડે અંતરે અફીણિયા ગરાસિયા ખુંખારતા હતા અને મહિંમહિં ગાડીત બળદ હાંકતાં ડચકારા પણ વગાડતો હતો. વિજળીને ઝબકારે કે કોઈ પ્રાણીના ભણકારે મદમસ્ત ઘોડાઓ ચોંકતા હતા. પથ્થરમાં અખડાતાં પગે જડેલી નાળમાંથી અગ્નિ ઝરતો હતો. જોગી, 'ધાઈ ભળવું પણ નહિ અને છેટું ભાગવુંએ નહિ' એમ સમાન અંતરે ધીરેધીરે આ સર્વ લીલા જોતોજ વહ્યે જતો હતો. અધીરાઈથી ગાડીમાંથી થતા પ્રશ્નના ગાડીત ઉત્તર આપ્યે જતો હતો કે 'હમણાં પહોંચી જઈશું.'

આમ ચાલતાં ચાલતાં શિયાળવાં બોલ્યાં એટલે વૃદ્ધ રજપૂત બોલ્યો કે 'દોઢ પહોર રાત ગઈ' રાત ગઈ પણ ગામ આવ્યું નહિ અને વહેલમાં બેઠેલાંની આતુરતા ખૂબ વધી. ખવાસણે પૂછ્યું કે 'હજી કેટલે દૂર જવાનું છે?' કોઈએ જવાબ દીધો નહિ તેથી તેણે જરા ઉતાવળે પૂછ્યું કે 'કેમ શું છે?' એક ગરાસિયે કહ્યું કે 'તમને શો ભો છે?' એટલે બીજા બોલી ઉઠ્યા કે "ભો શો છે બા! આટલા બધા વાઘ છીએને' આમ અભિમાન બતાવી ખુંખારતા અને મુંછ ઉપર તાર દેતા ગરાસિયા આગળ ચાલવા લાગ્યા. ગાડીતના કહેવાથી હજામે વાત માંડી અને તેમાં કોઈ કોઈ હુંકારો ભણવા લાગ્યા ત્યારે કોઈ તો અફીણના જોમમાં અરધા ઉંઘતા

ને અરધા જાગતા જેવી ઘેંઘટ સ્થિતિમાં ચાલવા લાગ્યા. થોડે ગયા એટ-લામાં ઘોડાએ કાન માંડ્યા અને ગરાસિયા ખુંખાર્યા. સામેના ઘોડા હણુ-હણ્યા અને સ્વારોએ આમતેમ જોવા માંડ્યું, એટલે એક ઘેંઘટ ગરાસિયો કુંઈક ટોળમાં બોલી ઉઠ્યો કે 'અલ્યો ! એ તો પડઘો પડ્યો, પડઘો !'

વળી ચાલ્યા અને થોડેક ગયા એટલે પાછા ઘોડાઓ કાન માંડી હણુ-હણ્યા. સામેના ઘોડા પણ સામા હણુહણ્યા અને એક ક્ષણમાં તો તબ-ડકી પણ સંભળાઈ. જોતજોતામાં જમ જેવા પાંચ બહારવટિયા આવી પહોંચ્યા. પહેલે સપાટેજ તેમણે હજામને રામશરણ પહોંચાડી દીધો. સ્વારોએ બંદુકો ભરીને તૈયાર રાખેલી હતી પણ અંધારૂં થયું એટલે નિશાન ક્યાં માંડે !! વળી અજવાળાને આધારે ચાલતા સ્વાર ગરાસિયા ઘોડાઓ તથા બળદ સૌ અંધારૂં થતાં આંધળાંભિત થઈ ગયાં હતાં. બહારવટિયાઓએ તેમની ગભરામણનો લાભ લીધો અને જોતજોતામાં સ્વારોની ચટણી કરી નાંખી. 'વાઘ છીએ, વાઘ !' એમ કહેતા હતા તે ગરાસિયા ગભ-રાઈ ગયા. અંધારામાં નાસભાગ કરતાં કોઈ ઘોડાના અને કોઈ બળ-દના પગતળે કચરાઈ ગયા. કોઇને બહારવટિયાએ મારી નાંખ્યા અને એક વૃદ્ધ રજપૂત ગાડીની તળે પુળામાં પેસી ગયો. ગાડીત આડો થયો અને તાલ જોઈ બળદને ડચકારવા ગયો. પણ એટલામાં તો એક જણે તેનુંએ માથું ધડથી જુદું કરી નાંખ્યું. ગાડીતનું માથું ચીલામાં પડ્યું તેવામાં ભોગજોગે બળદ આગળ ચાલ્યા તેથી તેને માથેજ વહેલનું પૈડું સિંચાયું. કુંવરીનું રક્ષણ કરવાને આવેલા સૌ ખપી ગયા. લોહીની નીકો વહી. બહારવટિયા ગાડીની આસપાસ ફરી વળ્યા અને ઝટ બળદનાં જોતર કાપી નાંખ્યાં.

એક જણે ખોગીરમાંથી મશાલ કાઢી સળગાવી અને ગાડીમાં કોણ છે તેની તપાસ કરવા માંડી. એક તરફનો પડદો ઉપાડીને પૂછ્યું કે 'કોણ છો, બહાર નીકળો.' એ ખવાસણો બહાર નીકળી અને કુંવરી તો પડદો ઉચકતા પહેલાંજ બીજી બાજુએ ઉતરી પડી. બહારવટિયે પૂછ્યું કે 'કુંવરી ક્યાં છે ?'

'કુંવરી કયી ?'

'જુઠું બોલે છે કે રાંડ' એમ કહીને એક જણે તેનું માથું ઉડાવી દીધું. બીજી કરગરી પડી અને કહ્યું કે 'કુંવરી નથી અને તમારે જે જોઇએ તે લો.'

બહારવટિયો ચિઠ્ઠાને તે ખવાસણનું માથું કાપવા જતો હતો એટલામાં તો એનું માથું જમીન ઉપર પડ્યું અને હાં! હાં! કરતા કરતામાં તો ચાર જણ કપાઈ ગયા. એક જણ ઘોડી ઉપર ચઢી માત્ર નાસી છૂટ્યો પરંતુ નાસતાં નાસતાં તેણે ચારના મારનારને એક સખત ઘા કર્યો.

---

## પ્રકરણ ૨ જું.

### પ્રેમનું પગરણ.



પીરજને પાદરે એક માણસપુર ઉંચા હાથેળિયા થુવેરના મોટા વાડામાં બે ત્રણ જાવલીનાં ઝુંપડાં હતાં. તે રડ્યા ખડ્યા વટેમાર્ગુ અને કોઈ કોઈવાર દરબારી નોકર અમલદારના ખટલાને રાતવાસો કરવાને કામ આવતાં. કોઈ તેને ધર્મશાળા કહેતું અને કોઈ ત્યાં આગળ એકાદ બે દરબારી નોકરો રહેતા તેથી પીરજનું થાણું એમ પણ કહેતું. ગામ આ થાણાથી કેટલાક ગાઉ દૂર હતું અને વચ્ચે એક નાનું નાળું હતું. ગામમાં કુતરાં ભસતાં હતાં તેનો અને નાળા ઉપર શિયાળવાં રોતાં હતાં તેનો સોર સંભળાતો હતો. વરસાદ થવાથી દેડકાં અને તમરાં સોર કરી રહ્યાં હતાં. મધરાતની ઝધરો વાગી ગઈ હતી. હરણ્યો માથે આવી હતી અને નિર્મળ થયેલા આકાશમાંથી તારા મંડળ નજરે પડતું હતું. આ વખતે એક ગાડી, ઉપર કહી ગયા તે ધર્મશાળાના ઝાંપામાં આવીને ઉભી, એટલે એક વૃદ્ધ રખવાળ ખુંખારીને બોલ્યો કે 'કોણ છે!' ખવાસણે જવાબ દીધો કે 'દરબારી માણસ' 'ત્યારે વહેલને મારી પુંઠે મહિં લાવો' એમ કહીને તે આગળ થયો અને ઘુઘરમાળના ઘણઘણાટ સાથે વહેલ પીરજના થાણામાં પેઠી.

દરબારી ઝુંપડામાં વરતણિયે ત્રણ માંચા નાંખ્યા. ખવાસણના કહેવાથી દેવતા સળગાવીને વરતણિયો બહાર ગયો. ખવાસણે બારણાં વાસ્યાં અને કુંવરીને કહ્યું કે 'મૈનાકબા! તમે હવે નિરાંતે સૂઈ જાઓ' 'આ તું શું બોલે છે! આપણ માટે જેણે પોતાનો જીવ જોખમમાં નાંખ્યો તેનો તો વિચાર કર. જોગીની જાત એનું બિચારાનું કોણ છે! ચાલ હું પાસે બેસું અને તું જરા એનો ઘા ચેત.' બન્ને જોગીના માંચા આગળ ગયાં. કુંવરી ઉભી રહી અને ખવાસણ ગોદડામાંથી રૂ કાઢી પહેલ કરવા લાગી. લોહી વહી જવાથી અને પંથ કરવાથી થાકી ગયેલા જોગીની આંખ મળી ગઈ હતી. તાજા ઘામાંથી નીકળતા લોહીએ ગોદડું રંગાતું હતું. માંચાની પાસે ઝોળી કુંથા ચીપિયો અને પાવડીઓ પડી હતી. કુંવરી પોતાને માટે આ દશાએ પહોંચેલા જોગીને ધારી ધારીને જોતી અને વિચાર કરતી હતી કે 'ભલા ભગવાન! આ સુકુમાર પુરુષને તે કેમ જોગી થવું પડ્યું હશે! મુંછનો દોરો તો હજી હવે ફૂટે છે, એટલામાં આ દશા!! કોણ હશે! ખરે મને તો આ કોઈ રાજબીજ હોય એમ લાગે છે; કારણ કે:-

**છુપી ના રે' પ્રીતડી, છુપાં ના રે' નૂર;**
**છુપા ના રે' રાજવી, ને છુપા ના રે' શૂર.**

અઢાર માણસને મારનાર બહારવટિયાઓને કાપી નાંખનાર તે શું બ્રાહ્મણ હોય! અને વૈશ્યનાં તો ગજાંજ નહિ! કોઈ રાજકુંવર તો નહિ હોય! પણ હું ભૂલું છું. રાજકુંવરને ખીલતી જુવાનીમાં જોગ શો! હશે. દુઃખ વગર કંઈ માણસ આવો રસ્તો લે?

પહેલ કરતાં કરતાં ખવાસણ ઝોકાં ખાવા લાગી તે જોઇ કુંવરીએ કહ્યું કે 'તારી આંખોમાં ઉંઘ ભરાણી છે તે કંઇક ઓળનું ડોળ વેતરીશ. જા સૂઈ જા. હું ઘા ચેતું છું પણ થોડીવાર પછી હું તને ઉઠાડીશ હો.' ખવાસણ સૂઈ ગઈ અને કુંવરી જોગીના માંચા આગળ બેઠી. અહો! શી પ્રભુની લીલા!

**क्क च ननु जनकाधिराजकन्या ।**
**क्क च वृशकंधरमंदिरे निवासः ॥**

કુંવરીએ વળી એક ક્ષણવાર જોગીનું મુખ ધારીને જોયું. હાથ જોયા પગ જોયા અને ટુંકામાં પ્રત્યંગ ન્યાળી-ન્યાળીને જોયાં. જોતાંજ તેને ખાતરી

થઈ કે ' આ જુવાન જોગી નહિ પણ ખરેજ કોઈ રાજકુમાર છે. હાથમાં છત્ર ચામરનાં ચિહ્ન તે ખભે ઝોળી નાંખીને આંગણે આંગણે ભટકનાર બ્રાહ્મણના હાથમાં હોય કે ! ' આમ વિચારની પરંપરાએ સ્તબ્ધ થઈ કેટલીક વાર લગી તે બેસી રહી પરંતુ પછી પોતાને કોમળ હાથે જોગીનો ઘા ચેવવા લાગી. એક બે વાર ઘા ઉપર ગરમ રૂ અડકતાં જોગીએ આંખ ઉઘાડી અને રૂપ રૂપનો ભંડાર એક રાજકન્યાને પોતાનો ઘા ચેવતી જોઈ. આંખે તેના મુખચંદ્રનું પાન કર્યું અને મનમાં વાસ કર્યો. " અહા ! પ્રભુ, તારી શી બલિહારી છે ! તારુંજ ધાર્યું થાય છે, મનુષ્યનાં તો ફોગટ ફાંફાં ! નવી માએ તો થાય એટલું કર્યું પણ તેં આ લાવો લેવરાવ્યો. અહા ! આ એ મૈનાક ! હશે, હરિ હરિ ! હવે મારે ને મૈનાકને શું છે ! વાત વીતી ગઈ અને સુખ સ્વપ્નમાં થઈ ગયાં. આ વેષે પણ આવો વિચાર ! ! હત જીવ-

> भिक्षाशनं तदपि नीरसमेकवारं
> शय्या च भूः परिजनो निजदेहमात्रं ।
> वस्त्रं च जीर्णशतखंडमयी च कंथा
> हा ! हा ! तथापि विषयान्न परित्यजन्ति ॥

જોગીએ ગાડીતદ્વારા મૈનાકને ઓળખી હતી પણ મૈનાક તો બિચારી એને જોગીજ માનતી હતી. દયા ભાવથી કુંવરીએ જોગીને પૂછ્યું કે ' મહારાજ ! તમને દુઃખ તો થશે પણ જો કહો તો ઘા ઉપર બળતું રૂ લગાડું, કારણ કે તેમ કર્યાથી આરામ થતાં વાર નહિ લાગે. ' જોગીએ ઉત્તર આપ્યો કે ' અમારે જોગીને તે જાતનાં જતન શાં ! ! આજ પડો કે કાળાંતરે પડો. આખો સારો સંસાર તજ્યો તેને દેહ કેમ વહાલો લાગે ! ' આટલું બોલતાં બોલતાં તેની આંખમાં પાણી આવ્યાં અને તે છુપાવવાને તેણે પાસું ફેરવવાનો પ્રયત્ન કર્યો પણ મિથ્યા, પાસું ફેરવાયું નહિ. વિચારોથી મગજ ધમધમી ગયું. શરીર પરસેવે નવાઈ ગયું. જોગીએ પોતાની ઝોળીમાંથી અંચળો માગ્યો પણ તે નહિ આપતાં રાજકુંવરીએ સાડીના પાલવેજ જોગીનું ભસ્મભરિત કપાળ લૂછી નાંખ્યું.

પ્રેમજ મનુષ્યને પ્રેમનો માર્ગ આપે છે, તેમ પાલવ ઉંચો કરીને રાજજોગીનું લલાટ લૂછતાં કુંવરીનું પોયણીના પાન જેવું સુકુમાર પેટ અને

કમળકોશ જેવા ભરાતી જુવાનીથી ઉપડતા ઉર પ્રદેશે જોગીને ચમકાવ્યો. તેણે તેની આંખમાં પ્રેમઅંજન આંજ્યું. ધમધમી જતા અંતઃકરણને ઠેકાણે રાખતાં જોગીએ નિઃશ્વાસ નાંખ્યો, તે નિઃશ્વાસ વાટે કુંવરીનાં રુવાં ઉભાં કર્યાં. તે સમજી શકી નહિ કે પોતાને શું થાય છે ! તેનું મન મુંઝાવા લાગ્યું. અંતરાત્મા ખંડાઈ જવા લાગ્યો. ઉપરાઉપરી વિચાર આવવા માંડ્યા અને તેથી તેણે ધ્રૂજતે અધરે પૂછ્યું કે 'માનો ન માનો પણ તમે જોગી નથી. તમે તો કોઈ ક્ષત્રિયાણીના પેટમાં પાકેલું રાજરત્ન છો, કારણ કે, ઘા કરવા ને સાંખવા એ બીજાનું કામ નહિ.'

રાજજોગીએ પોતાની ખાતરી કરી લેવાને પૂછ્યું કે 'તમે કોણ છો, ક્યાં જાઓ છો અને ક્યાંથી આવો છો ?'

'હું વલભીપુરથી મારાં ફોઇને ત્યાંથી આવું છું, દેવપટ્ટણ થઈ સૌપુરને માર્ગે કલ્યાણ જવાનો વિચાર છે. હવે તમે ક્યાં જાઓ છો તે કહો.' કુંવરીએ હસીને પૂછ્યું.

કેટલીકવાર લગી વિચાર કરી જોગીએ ઉત્તર આપ્યો કે 'અમારે દેશ શો ? જ્યાં રાત પડે ત્યાં ઘર અને જ્યાં જઈએ તે દેશ.'

'એમ ન બોલો,' એટલું કહેતાં કહેતાં તે ફરીને હસી ગઈ અને શરમથી આંખ ઝીણી કરી તેના મુખ સામું જોવા લાગી.

'બહુ થયું. હવે ચેવવું રહેવા દો. તમે થાકેલાં છો રાજકન્યા છો, નાજુક છો અને ઉજાગરો કરશો તો તમારી તબિયત બગડશે માટે હવે સૂઈ જાઓ. રાત પણ બહુ ગઈ છે.'

'વારું એમ કરીશું' એટલું બોલી કુંવરી ઉભી થઈ અને દેવતા કરમાઈ ગયો હતો તેને જરા સતેજ કર્યો. રૂનાં બે મોટાં પહેલ બનાવ્યાં. જોગીની પાસે તેને પાટો બાંધવાને બેઠી. ચેવેલા ઘા ઉપર પુમડાં મૂકી કંઈ પણ વિચાર ન કરતાં કુંવરીએ પોતાનું અંબર ફાડી સારી રીતે કસીને ઘા ઉપર જોઈએ તેવો સખત પાટો બાંધ્યો.

'આ તમારો ઉપકાર હું જોગી તે કેવી રીતે વાળીશ.' એમ જોગીએ બહુ વિનયથી કહ્યું.



તેણે તેની આંખમાં પ્રેમઅંજન આંજયું. પૃષ્ઠ: ૧૨૬. —કૉપીરાઇટ.

'ઉપકારી તો હું છું કે મારે માટે તમે આટલા બધા દુઃખી થયા, તેમ છતાં આમ કેમ બોલો છો! આ જાત અર્પણ કરૂં તોય તમારા ઉપકારમાં તો થોડી છે.' એમ કહી કુંવરી હસી પડી અને પસીનો લૂછવાને કાજે જોગીના લલાટ ઉપર કમળનાળ જેવો રૂપાળો હાથ મૂક્યો. જોગીનાં રૂંવાં ઉભાં થયાં. તેણે પોતાના લલાટ ઉપરથી તેનો હાથ ખસેડવાને પોતાને હાથે તેનો હાથ પકડ્યો. જુવાન માણસને અંગસ્પર્શ કેવાં પરાધીન બનાવી દે છે તે જોગીને સમજાયું. જોગી હાથ ખસેડી શક્યો નહિ તેમ કુંવરી જેમ વજ્રલેપે જડી લીધો હોય તેમ પોતાનો હાથ ઉપાડી શકી નહિ. અંતર અંતરના ભાવ સમજ્યાં. આંખો આંખના અને અન્ય અંગ અંગના ભાવને સમજ્યાં પણ મનની લજ્જાએ તેમને વિકારી થતાં અટકાવ્યાં. કેટલીક વાર એકીટસે જોગી સામું જોઈ રહ્યા પછી કુંવરીએ નીચું જોયું અને જોગીએ પ્રેમનો તિરસ્કાર કરીને આંખ મીચી.

આ રીતે જોગી અને રાજકુંવરીને પ્રેમે પરવશ કરી દીધાં હતાં એટલામાં બહાર ખડખડાટ થયો અને ઘોડા હણહણ્યા. એક જણે પૂછ્યું કે 'કુંવરી ક્યાં છે?' કુંવરી ઉભી થઈ અને ખવાસણને ઉઠાડી. કોઈએ આવીને બારણાં ઠેલ્યાં અને કહ્યું કે 'બારણાં ઉઘાડો' વલ્લભીથી રાણીજીએ મોકલેલા સ્વારો આવી પહોંચ્યા છે.' ખવાસણે બારણું ઉઘાડ્યું અને એક ત્રીસ બત્રીસ વર્ષની ઉમ્મરનો ઘઉંવર્ણો રાજવંશી અંદર આવ્યો, એક બીજાની ખબરો પૂછી અને ખવાસણે વાટમાં વીતેલી વાર્તા કહી. જોગીનું પરાક્રમ કહ્યું અને તેને ઘા વાગ્યો તે પણ કહી દીધું. માંચામાં પડયેપડયે જોગીએ તે સાંભળ્યું. 'ઠીક છે ત્યારે સૂઈ જાઓ,' એમ કહી તે રજપૂત બહાર ગયો. મૈનાક અને ખવાસણ સૂઈ ગયાં. માંચામાં પડતાંજ રાજકન્યાને જોગી સ્વપ્નમાં આવ્યો અને આંખ મિચાતાં તે પોતાની ચારે પાસ તેનેજ જોવા લાગી. 'આ જોગી તે કોણ હશે?' એવા ને એવા વિચારોમાં તે ભર નિદ્રામાં પડી. રાત ઘણીજ થોડી રહી હતી, કુકડા બોલતા હતા અને બહાર થતો સંચાર રાતની સમાપ્તિ સૂચવતો હતો. જોગીને હવે ઉંઘ આવી નહિ. તેણે વિચાર કર્યો કે સવાર થશે અને વલભીથી આવેલાં માણસ જોશે તો કોઈ ઓળખશે માટે વેળા છતાં ચાલ્યા જવું ઠીક છે.

વલભીથી આવેલા માણુસ આખી રાતના ઉજાગરાથી વહેલા ઉઠે તેમ ન હતું. આવો વિચાર કરી જોગી ઉઠ્યો અને પોતાની ઝોળી કંથા ચીપિયો તથા પાવડીઓ સંભાળી લઈ તૈયાર થયો એટલામાં ખવાસણ જાગી. તેણે કહ્યું કે 'મહારાજ ! રહી જાઓ કિંવા અમારી સાથે ચાલો.' 'નહિ બાઈ હમ તો દુવારિકાં તરફ ચલે જાયગેં.' એમ કહી જોગી ઝુંપડામાંથી નીકળ્યો અને કુંવરીની છેવટની રજા ન લેતાં લાગલોજ માર્ગે પડ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### સમુદ્રયાત્રા.



કેટલેક દિવસે બાળજોગી દ્વારિકા જઈ પહોંચ્યો. ગોમતીમાં સ્નાન કરી છાપાં લીધાં અને લક્ષ્મીનારાયણનાં દર્શન કર્યાં. ઓસડવેસડ વગર હજી તેનો ઘા બરોબર રુઝયો ન હતો. કોઈ કોઈવાર તેમાં પીડા થઈ આવતી તોપણ દ્વારિકાંથી ગોંસાઈનું એક ઝુંડ દરિયા માર્ગે રામેશ્વર જતું હતું તેની સાથે તે પણ તૈયાર થયો. સર્વે ધર્માદા જહાજમાં યાત્રા જવાને ચઢ્યા. પુરબંદર, દેવપટ્ટન અને રૌદ્રપુર વગેરે બંદરોએ બંદર કરતું કરતું તે દક્ષિણ સાગરમાં સફર કરવા લાગ્યું. દિવસ શરદ ઋતુના હોવાથી સાગર શાન્ત અને આકાશ સ્વચ્છ હતું. દિવસ ગરમ રહેતા પણ રાત્રિઓ રમણીય લાગતી. કેટલાક દિવસ સુધી પવન અનુકૂલ રહ્યો, વહાણ ઠીક ઠીક ચાલ્યું પરંતુ એકવાર મોટે પરોઢીએ તે બદલાયો. પાણીની છોળો ઉપરાઉપરી જોસબંધ આવવા લાગી. જહાજ ડોલંડોલા થવા લાગ્યું. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ સાગર વધારે ને વધારે ઉછળવા લાગ્યો. નૈઋત્ય કોણનો પવન ઘણા જોરથી સુસવાટાભેર વહાવા લાગ્યો. પહાડ જેવાં મોટાં મોજાં આવવા લાગ્યાં. પ્રતિપળ જાણે જહાજને હમણાં સાગરને તળિયે ઘાલી

દેશે કે શું ! એમ તે આમથી તેમ ડામાડોળ થવા લાગ્યું. આ જહાજમાં જોગીઓ વગર બીજું કોઈ ન હતું. સંસારનો અને માયાનો ત્યાગ કરેલો એવા જોગીઓ પણ જહાજની ડોલંડોલા જોઈ દૈહિક સ્નેહને લીધે ગભરાયા. 'આ જગતમાં પ્રાણથી પ્રિય બીજું કંઈજ નથી.' કોઈ ઈશ્વર–પ્રાર્થના કરવા લાગ્યા અને કોઈ તીર્થોમાં સ્નાન કરવાની બાધાઓ રાખવા લાગ્યા. આ પ્રમાણે જોગીઓનાં અંતઃકરણ જ્યારે પડીકે બંધાઈ ગયાં હતાં ત્યારે આપણો બાળજોગી એક ઠેકાણે બેસી ત્યાગીઓના વલોપાત ઉપર હસતો હતો.

સુખમાં ઉછરી દુઃખમાં આવી પડેલો માણસજ મરણથી ભય પામતો નથી, તેમ રાજજોગી ઉછળતા સાગરથી અને ડૂબવાની તૈયારીમાં આવી પડેલા જહાજથી શોક પામ્યો નહિ. એક તરફ બીજા જોગીઓ જ્યારે હાયવરાળ કરી રહ્યા હતા ત્યારે બીજી તરફ બાળજોગી બેઠો બેઠો વિચારમાં લીન થઈ કાળની વિચિત્ર ક્રીડા જોયા કરતો હતો. વિચારમાં ને વિચારમાં તે મનમાં બોલ્યો કે 'હે હરિ ! કોઈ પણ પ્રાણીને સુખમાં ઉછેરી દુઃખમાં નાંખીશ નહિ. દુઃખમાં ઉછરેલો સુખ માણે છે પણ સુખમાં ઉછરેલો દુઃખ વેઠી શકતો નથી. ક્યાં હું ! ક્યાં રાજ્યપાટ ! ક્યાં ગુજરાત અને ક્યાં આ સાગર ! વળી ભવિષ્યમાં પણ શું થશે તે કોને ખબર છે ! હું જે ઇચ્છું છું તે એજ કે મૈનાકના મનમાંથી મારી માયા કાઢી નંખાવજે, તેને સુખી કરજે. હું પુરુષ છું, ક્ષત્રિય છું અને દુઃખને સહન કરવા યોગ્ય છું. એ નાજુક છે, રાજકુમારિકા છે, સુખમાં ઉછરેલી છે અને સુખજ જોયું છે. એને દુઃખ દેખાડીશ નહિ.' મૈનાકને માટે દયા લાવતો પણ દેહ માટે નહિ એવો જોગી વિચારમાં બહારનું નહિ પણ મનનું તોફાન અનુભવવા લાગ્યો.

પવનનો સપાટો વધવા લાગ્યો, સાગર પર્વતની છોળે ઉછળવા લાગ્યો, જહાજમાં પાણી ભરાવા માંડ્યું. ખલાસીઓના કહેવાથી જોગીઓ ઉભા થયા અને કડવાં નાળિયેરનાં ભિક્ષા ખપ્પરથી પાણી ઉલેચવા લાગ્યા. એક મોજાનું પાણી ઉલેચાઈ રહ્યું ન હોય ત્યાર સોરું બીજા મોજાનું પાણી આવે અને દરિયાનો દેખાવ જોઇને ત્રાસી ગયેલા જોગીઓ વધારે ખંતથી પાછું તે ઉલેચવા માંડે. 'ઘંટીના સો ને ઘંટાનો એક' એમ જોગીઓ

મહા શ્રમે થોડું ઘણું પાણી ઉલેચી રહ્યા ન હોય ત્યાર સારૂં નવું ભરાય એટલે ઉલેચે ક્યાં પાર આવે ! પણ નહિ આશા બળવાન છે; ચાલે કે ન ચાલે પણ જોગીઓએ સવાર સુધી પાણી ઉલેચ ઉલેચ કર્યું. સૂર્યોદય થતાં જહાજ એક મોટા ખડક સાથે અથડાઈ ભાગી ગયું. જહાજના ઉપરી ખલાસી અને સાધુઓના શ્રમ સામું દૈવે ના જોયું. રામેશ્વર જવાને જહાજમાં ચઢેલા સાધુઓ એક ક્ષણમાં સાગરને ખોળે જઈ પડ્યા. એ સમયનો દેખાવ દૈવને પણ દયા ઉત્પન્ન કરે એવો થઈ રહ્યો. જહાજ ભાગતાં કોઈ બૂડી ગયા કોઈ મગરમત્સ્યના મુખમાં જઈ પડ્યા અને કોઈ ભાગેલા જહાજનાં પાટિયાંને વળગી પડ્યા. ખલાસીઓ તરવા મંડ્યા પણ સાગરનાં પાણી એવા જોરથી ઉછળતાં હતાં કે તેઓનું કંઈ ચાલ્યું નહિ. પ્રાણની ગભરામણમાં માણસો એક બીજાને વળગી પડ્યા અને એમ થતાં જોડકેજ જળશાયી થયા. ભક્ષ મળવાથી આસપાસનાં મગરમત્સ્ય દોડી આવ્યાં અને તરતા તથા પાટિયાએ બાઝેલા માણસોને ખેંચવા લાગ્યાં. પાણીની છોળે દૂર ગયા તે મગરમત્સ્યથી બચ્યા તોપણ આખરે કોઈ થાકી જવાથી અને કોઈ મત્સ્યનાં બચકાંથી હેરાન થઈ નાસીપાસીથી એક પછી એક ડૂબવા લાગ્યા. કોઈ બૂડવાની તૈયારીમાં નાક કાન અને મોંમાં ખારાં પાણી પેસી જતાં હૃદયદ્રાવક મરણ ચીચિયારીઓ પાડવા મંડ્યા. કોઈ સંતસાધુ ‘ શિવ શિવ ’ અને શિવનું નામ રટતા જળવાસી થયા.

રાજજોગી જહાજ ભાગતાં સાગરમાં પડ્યો પણ સદ્‌ભાગ્યે એક પાટિયું તેને હાથ લાગી ગયું. પ્રાણ રક્ષણને માટે તે તેને વળગી પડ્યો. આયુષ્યની દોરી લાંબી તેથી દરિયાએ પણ તેને દૂર નાંખી દીધો અને તે પણ પ્રયત્ન કર્યા વગર ‘ જે એ હજાર હાથના ધણીએ ધાર્યું હશે તે થશે ’ એમ ઈશ્વર ઉપર આસ્થા રાખીને પાટિયાને વળગી રહ્યો. ઘણા ખરા જોગીઓ ડૂબી ગયા અને રાજજોગી જીવતો પણ મરેલા જેવો એક પાટિયા ઉપર પડી રહ્યો. સૂર્યોદય થયો અને હસ્તચિત્રાનો સૂર્ય પ્રખર પ્રચંડ કિરણથી તપવા લાગ્યો. જોગીનો ઘા રુઝાયો ન હતો. તેમાં ખારું પાણી પેસવા માંડ્યું અને ઉપરથી માંકડાંનાં માથાં ફાટી જાય એવો તડકો પડવા માંડ્યો. ઘામાં લૂણ એ દુ:ખ જોગીએ આ સમયે અનુભવ્યું એટલુંજ નહિ પણ

માછલાંએ પણ તેને બિચારાને હેરાન કરવામાં બાકી રાખી નહિ. કોઈ વાર પગે કોઈ વાર હાથે અને કોઈ વાર બીજા અંગ ઉપર માછલાં બચકાં ભરે અને લોહી સાથે ખારું પાણી મળતાં તરવારના ઝટકાથી પણ વધારે દુઃખ થાય. આમ એના દુઃખનો પાર રહ્યો નહિ. હાથ કે પગ હાલે નહિ અને આંખમાંથી આંસુ કે કંઠમાંથી રુદનનો સ્વર પણ નીકળે નહિ. પેટમાં ભૂખ લાગેલી કંઠે કાંટા પડેલા અને પ્રાણ ગભરાય પણ દરિઆ વચ્ચે રામ નામ સ્મરણ વગર બીજું શું શરણ હોય ? આ રીતે દુઃખ દુઃખ અને દુઃખમય હાલતમાં જોગી બપોર સુધી તો હોંશિયાર રહ્યો પણ પછી ઘડીએ ઘડી તેના દુઃખમાં વધારો થવા લાગ્યો. બપોર પછી તે છેક બેભાન થઈ ગયો. અહો ! શી ઈશ્વરની લીલા ! રાજમહેલમાં છિંક આવતાં પણ જેને ખમા ! ખમા ! થતી તે સુકુમાર રાજકુમાર આજ સાગરના ખોળામાં અને મરણના મુખમાં પડેલો તેની પાસે તેનું કોઈ નહિ ! એક આખો દિવસ અને એક આખી રાત રાજજોગી આ પ્રમાણે બેભાન અવસ્થામાં સમુદ્રમાં પડી રહ્યો, પણ ‘ રામ રાખે તેને કોણ ચાખે ’ તેમ ઈશ્વરે તેની સંભાળ લીધી. બીજે દિવસે પ્રભાતમાં પાટિયા ઉપર શબરૂપ થઈ રહેલો રાજકુમાર પાણીની છોળોએ સોવાતો સોવાતો એક પર્વતના મૂળ આગળ કિનારે આવી પડ્યો. દરિયાએ પણ દુઃખી જોગીને સંઘર્યો નહિ. ‘પોતે કિનારે પડ્યો છે,’ એવું તેને તો બિચારાને ભાન પણ ન હતું. કિનારો એવો હતો કે જ્યાં આગળ ભાગ્યેજ કોઈ મનુષ્યનો સંચાર હોય ! ભરતી ઉતરી ગઈ, સાગરનાં પાણી પાછાં વળ્યાં અને સૂર્યોદય પણ થયો. જોગીને મૂકીને પાણી એક ગાઉ દૂર ગયું તોપણ જોગી જાગ્યો નહિ. પાટિયાની સાથે હાથની મડાગાંઠ પડી ગઈ હતી, શરીર ફોગાઈ ગયું હતું અને કરડાયેલા ભાગ સૂજી ગયા હતા. શબમાં અને આમાં કંઈ તફાવત રહ્યો ન હતો. સૂર્ય ઉંચો ચઢ્યો જોગી ઉપર તડકો પડ્યો, ફોગાઈ ગયેલાં અંગ સુકાઈ ગયાં અને બપોર થવા આવ્યા પણ જોગી તો હાલ્યો કે ચાલ્યોજ નહિ. શબ ધારીને કાગડા આવ્યા અને તેમણે ઘામાં ચંચુ પ્રહાર કરી બ્રહ્મરંધ્રમાં ઈશ્વરનું નામ રટતા તેના જીવને શરીરનું ભાન કરાવ્યું. જોગી સળવળ્યો, આંખ ઉઘાડી અને દુઃખથી મહા મહેનતે બેઠો થયો. ‘ અલખ તુહિ, અલખ તુહિ, તારી

બલિહારી !' એમ બોલ્યો. આમ તેમ જોયું સાગરનાં પાણી દીઠાં નહિ અને સૂર્યને માથે આવેલો જોયો ત્યારે જોગીએ ક્ષણ વાર આંખ મીચી પરમાત્માનું ધ્યાન ધરી તેની લીલાનું ગાન કર્યું.

વળી ઉંઘમાંથી ઉઠ્યો હોય તેમ આંખ મસળી શરીર સામું જોયું, ઉભો થયો, ચારે તરફ દૃષ્ટિ કરી અને પાછો પેલા પાટિયા ઉપર બેસીને બોલ્યો કે ' આથી વળી બીજું કેવુંએ દુઃખ વેઠવાને આ દેહ દરિયામાંથી નીકળ્યો હશે ? ઈશ્વરને ગમ્યું તે ખરું ! મારે ભાગ્યે તો નહિ પણ કોઇનેજ ભાગ્યે ઈશ્વર આડે આવ્યો હશે. મારે શું છે ! સુખ દુઃખ કોને છે ! એ તો આ પંચમહાભૂતના ભામા છે. આટઆટલું થતાં હઠીલો થયો હોય એવો મારો જીવ આ દેહને છોડતો નથી તે કંઈ સારાને માટે હશે માટે મારે તેને પાડીને શું કામ છે !' આમ વિચાર કરી તે ઉભો થયો. સૂર્યનારાયણ સામે હાથ જોડ્યા, પાટિયાની પ્રદક્ષિણા કરી અને શરીરમાં શક્તિ ન હતી તેમ છતાં પર્વત ઉપર ચઢવાનો યત્ન કર્યો. આળાં થઈ ગયેલાં અને મત્સ્યના ચંચુપ્રહારે કાણાં ગઈ ગયેલાં પગનાં તળિયાં બરોબર મંડાય નહિ તોપણ મહા સંકટે ધીરેધીરે તે પર્વત ઉપર ચઢ્યો. થોડેક ઉપર ગયો એટલે વૃક્ષોની ઘટાથી છાયાવાળી એક ખીણ નજરે પડી. ત્યાં આગળ એક નાનું સરોવર પણ લહેરે જતું હતું. તેના તટ ઉપરનાં વૃક્ષોનાં ફળ પણ પાકાંગલ થઈ ગયાં હતાં. ' આવું રમણીય સ્થાન બીજે નહિ મળે ' એમ મનમાં ને મનમાં બોલી જોગી એક ઝાડ તળે જઇને બેઠો, બે ત્રણ ફળ ખાધાં અને કાચ જેવું નિર્મળ તે સરોવરનું પાણી પીધું. ભરતીનો વખત થવાથી હવે પવન છૂટ્યો. જોગી થાકી ગયેલો હોવાથી પથ્થરનું ઓસીકું લઇને આડો થયો. વૃક્ષોની શીળીછાયા અને શીળા મજેના પવનથી દુઃખને લીધે એક ક્ષણમાં તેને ગાઢ નિદ્રા આવી ગઈ. સાગરમાં મહા દુઃખથી કલેશ પામેલો જીવ આનંદમય જગામાં વિશ્રાન્તિ પામ્યો.

એક વસ્ત્રભેર થઈ રહેલો રાજકુમાર પથ્થરનું ઓસીકું લઇને લસલસાટ ઉંઘી ગયો. કંથા ઝોળી અને પાવડીઓ વગેરે સૌ સાગરમાં ગયું, પણ આવરદાને જોરે જાતે બચ્યો. વૃક્ષ ઘટામાં ઉંઘ્યાને થોડાક વખત થયો એટલામાં બે ત્રણ શ્રમણો ફરતા ફરતા ત્યાં આવી ચઢ્યા. આવી દુર્દશામાં

ઉંઘતા જોગીને જોઈ તેઓ પ્રથમ તો આશ્ચર્ય પામ્યા પણ પછી ધારીને જોતાં તેમને સમજણુ પડી કે આ કોઈ સાગરમાંથી નીકળેલો માણસ છે, "પ્રાણીપર દયા કરવી એજ પ્રાણીનો મુખ્ય ધર્મ છે" તો આ તો ઉત્તમ પ્રાણી છે. પોતે થાકેલા હતા તેથી થોડીવાર છાયામાં બેઠા. પછી એક ઝોળી બનાવી તેમણે રાજજોગીને તેમાં નાંખ્યો ને તેમ કરતાં પણ તે જાગ્યો નહિ. બૌદ્ધ શ્રમણો મહા સંકટે તેને ઉપાડીને માર્ગે પડ્યા. સાંજ પડતાં પડતામાં તેઓ પોતાના ચૈત્યમાં જઈ પહોંચ્યા. ત્યાંના અધિકારીએ દુઃખી જોગીને લાવવા માટે સાધુઓને શાબાશી આપી તેની બરદાસ કરી. કંઈ પણ ઉપચાર વગર જોગી જાગ્યો અને પોતાની સેવા કરતા બૌદ્ધ શ્રમણોને જોઇને આનંદ પામ્યો.

સ્તૂપના અધિપતિએ જોગીની ખબર પૂછી અને તેનું વૃતાંત સાંભળી સઘળા વિસ્મય પામ્યા. સાધુઓએ જોગીને પથ્ય ખાવાપીવાનું આપ્યું એટલુંજ નહિ પણ તેના ઘા ઉપર અને માછલાંએ બચકાં ભર્યાં હતાં તેની ઉપર પર્વતમાંથી વનસ્પતિ લાવી વાટીને ચોપડી. ત્રણ ચાર દિવસમાં તે હોંશિયાર થયો. એક અઠવાડિયા પહેલાં તો વનસ્પતિના ગુણથી ને ખોરાકથી તેનામાં જોઇએ તેવી શક્તિ પણ આવી. સાજો થયા પછી તેણે બૌદ્ધ સાધુઓની રજા માગી. મઠના અધિપતિએ તેને જોઇતો સામાન ઝોળી કંથા ચીપિયો વગેરે આપ્યું. રાજજોગી બૌદ્ધ ધર્મનાં અને સાધુઓનાં વખાણ કરી ત્યાંથી પછી રામેશ્વર જવા નીકળ્યો. સાધુઓના કહેવાથી તે પ્રથમ સૌપુરને માર્ગે પડ્યો.

બૌદ્ધ સાધુઓએ બતાવેલા માર્ગે રાજજોગી સૌપુર તરફ ચાલવા લાગ્યો. માર્ગ પહાડી અને કઢંગો હતો. વાઘવરૂનો ભય અને ઠામઠામ કાળાં અને લીલાં પાણીના ખાડા ભરેલા એટલે રસ્તો પણ ખૂટે એવો ન હતો. માર્ગમાં ગામ નહિ અને વટેમાર્ગુ પણ ભાગ્યેજ સામા મળે. તે આવા નિર્જન વનમાં થઇને એક દહાડો ચાલ્યો. ખાવાનું મળ્યું નહિ અને હેરાન પણ ખૂબ થયો. રાત પડતાં છતરપલંગ ઉપર સુનાર રાજપુત્ર ઝાડ ઉપર ચઢીને બેસી રહ્યો અને પ્રભાત થતાં પાછલા દિવસનો લાંઘણો દાતણ કરીને પાછો પંથ કરવા લાગ્યો. બપોરે કંઈ ફળફળાદિક મળ્યાં તે

ખાઈ લીધાં. તે દિવસે પણ ચાલ ચાલ કર્યું ત્યારે સાંજે એક નાના ગામડા આગળ આવી પહોંચ્યો. પાંચ પચીસ છાપરાંનું નાગડા લોકનું તે ગામ હતું. ત્યાં ભિક્ષા મળે એમ હતું નહિ. વળી થાકેલો એટલે આંગણું આંગણું ભટકવા પણ ક્યાં જાય ! પેટમાં પગ ઘાલીને એક કાપાલિક જાતિના નાગાબાવાના મઠમાં છાનોમાનો પડી રહ્યો. સવારે ઉઠ્યો ત્યારે બાવાએ ખબર પૂછી અને પોતે જે ભિક્ષા કરી લાવેલો તેમાંથી થોડો આટો આપ્યો. એ ઠેબરાં ટીપી ખાઈ તેણે પાછો સૌપુરનો માર્ગ લીધો.

---

## પ્રકરણ ૪ થું.

### વિધિજ બળવાન છે.





ળિયેરી, સોપારી અને ખજુરીનાં ઝાડથી જેના ઉત્સંગ શોભી રહ્યા હતા એવા અને આંબા જાંબુડા નિમ્બ અને મોટાં મહુડાનાં વૃક્ષથી જેના શૃંગ ઉપર વનસ્પતિરૂપી શિરોભૂષણ આવી રહેલું હતું એવા સહ્યાદ્રિના સુન્દર પર્વતશૃંગ ઉપર એક રાજભવન બાંધેલું હતું. જાતજાતનાં ફૂલઝાડ વાવીને રાજભવનની આસપાસ સુન્દર બગીચો કરેલો હતો. પર્વતમાંથી પડતાં ઝરણોથી જ્યાં લીલોતરી સિંચાતી હતી એવા એક રમ્ય ઉદ્યાનના પશ્ચિમ ભાગમાં એક રાજકુમારિકા કુદરતની લીલા જોતી સાંજે ફરતી હતી. તે ચૌદ પંદર વર્ષની હોઈ પહેલી જુવાનીમાં આવતી હતી. તેનાં અંગોમાં વિકાર થવા લાગ્યો હતો. પગની ચંચળતા આંખોમાં અને આંખોનું માંદ્ય પગમાં જતું હતું. રતિનો પણ તિરસ્કાર કરે એવી આ રાજકન્યા ઘડીમાં આમ અને ઘડીમાં તેમ પક્ષીઓ તરફ જોતી અને ઘડીમાં ખીલતી માધવી લતા તરફ જોતી અને લટકબંધ ગજગતિએ ચાલતી મહેલ તરફ જતી હતી. પુરુરવથી વિખુટી પડેલી ઉર્વશી જેવી આ

રાજકન્યા મહેલ પાસે ગઈ અને એક સુંવાળા આસન ઉપર બેઠી. આમ તેમ જોયું પણ કોઈ નજરે પડ્યું નહિ ત્યારે જેમ ભય પામી હોય તેમ ઉભી થઈ અને બગીચા સંમુખ પડતા પોતાના ઓરડામાં જઈ ક્ષણવાર બેઠી છતાં ત્યાંએ ગમ્યું નહિ. વળી ઉભી થઈ બારીએ ગઈ ત્યાં પણ ગોઠ્યું નહિ. વિચાર કરતાં કંટાળો આવ્યો કંઈ સુઝયું નહિ. મન ન સમજી શકે એવા ઉદ્વેગમાં પડ્યું. જીવને ખુશી કરવાને છેવટ તેણે પોતાની ચિત્રશાળા ઉઘાડી. તેમાં પેસતાં એક ચિત્ર તેની નજરે પડ્યું ને તેમાં નજર ક્ળી ગઈ. જડી લીધી હોય તેમ તેનાથી આગળ ચલાયું નહિ. એકટસે તે તેને ધારીધારીને જોવા લાગી. ચિત્રને નીચે ઉતારી છાતી સરસું ચાંપ્યું. આમ તેમ જોઈ ચુંબન કર્યું અને તરતજ એક રુમાલમાં વિંટી લઈ પોતાના ઓરડામાં ગઈ. છજામાં જઈ બગીચા સામે બેઠી. રુમાલમાંથી ચિત્ર કાઢી પોતાની સામે મૂક્યું અને તે ઉપર અનેક મનોરથ કર્યા. મનોરથમાં અને મનોરથમાં ગુજરાત દેશની ગામ ઉપર, અને ગામની ધર ઉપર અને ધરની સ્ત્રીઓ ઉપર આવી. છેવટ વિચારમાંજ હરિણના જેવાં ચંચળ નેત્રવાળી નાજુક બાળા બોલી ઉઠી કે 'નહિ દક્ષિણ કરતાં ગુજરાતની રાણીઓનો વૈભવ વધેજ. ગુજરાત તો કાચું સોનું! સ્ત્રીઓપણ ત્યાંનીજ! સુખ વૈભવ પણ ત્યાંનાજ! શું ફોઈબાનો વૈભવ મારી માતાથી ચઢિયાતો નથી? એકવાર તો નહિ પણ હજાર વાર! રાજ પણ ત્યાંનાંજ! રાજવંશી રજપૂત પણ ત્યાંનાજ! પરમ માહેશ્વર સેનાધિપતિ ભટ્ટાર્કની કીર્તિ દક્ષિણમાં ગવાય છે, તેના વંશજો કંઈ ઓછા? અને કાળજાને કોરી નાંખે એવા રાજકુંવરો પણ ત્યાંનાજ! ગમે તેટલો પણ કોંકણ દેશ કેવડો! લોક કોણ! લંગોટિયા કે બીજા! ફોઈબાને દાદાજીએ સૉક્ય ઉપર ગુજરાતમાં દીધાં હશે તે શું અમસ્તાં. મુઈ રાંડ ફોઈ! એણેજ મારા ભાણામાં ધૂળ નાંખી, બાકી રાણી વસંતસેનાના કુંવર સાથે બાપાજી મને પરણાવવાના હતા. ફોઈએ રાંડે એ કુંવરને મારી નંખાવ્યો એમ પેલી ખવાસણ તે દહાડે કહેતી હતી. રાણી વસંતસેના કેવાં માયાળુ! હું એમની સૉક્યની ભત્રીજી પણ મને કેટલું માન! ફોઈની ઉપર ક્યારે એ બિચારાં અંટસ રાખે છે? જો કે એણે તો રાંડે એમને અમાનિતાં કરાવ્યાં અને એમનું સર્વસ્વ લુટી લીધું.'

આમ વિચાર કરતી રાજકન્યા હવે ભવિષ્યમાં કોણ જાણે શું એ થશે ! એવી નિરાશાથી સ્તબ્ધ થઈ શાંત રહી, એટલામાં બારણું ઉઘાડીને એક ખવાસણ અંદર આવી. બારણું ઉઘડતાંજ પેલી છબિ રુમાલમાં વિંટી કુંવરીએ સંતાડી દીધી. 'આવ, શેલુ !' એમ કહી ખવાસણને બોલાવી. ખવાસણ આવીને કુંવરીની પાસે બેઠી અને બોલી કે 'મૈનાકબા ! કાલે અમે ઉપડીશું. બહુ રહ્યાં. આજ તમારાં માતા–રાણી મેનાબા અને મહારાજ શ્રીરામશાજાની રજા લીધી. આજ તમને મળીએ તે મળીએ ! પછી કયાં મળવાનાં ! વિવાહમાં તમારાં ફોઈબા લાવશે તો આવીશું નહિ તો છેલ્લી સલામ !'

શેલુ ! એમ કેમ બોલે છે ?

એમ નહિ તો બીજું શું ! તમે પણ પાછાં કહિં મોટાં પટરાણી થશો એટલે અમને મળવાં તો દુર્લભ !

ખવાસણની આંખમાં પાણી ભરાઈ ગયાં.

શેલુ ! આમ શું કરે છે ! કાલે આપણ મળીશું. મેર મુઈ આમ આંસુ શું ઢાળે છે ! મને તું વિસરવાની નથી. લે ચાલ હોંશિયાર થા. જો સાંભળ, મારે તને કંઈ કહેવું છે. ત્યાંથી ઉઠી ખવાસણ અને મૈનાક બીજા એકાન્ત ઓરડામાં ગયાં. ત્યાં બેઠા પછી પ્રથમ શેલુએ પૂછ્યું કે બોલો શું કહેવું છે ! જે હોય તે ખુશીથી કહો !

સાંભળ, શેલુ ! તને પેલો પીરજના થાણાવાળો જોગી યાદ છે ? એ જોગી તો ગુર્જરી રાણી વસંતસેનાનો કુંવર નહિ હોય ! એ કુંવરની છબિ તો મેંય જોઈ છે અને તેં તો કુંવરનેય સારી રીતે જોયેલા છે. તમારા તો પાટવીકુંવરને ! માન ન માન પણ મને તો એ જોગી ગુર્જરીના કુંવર જેવો લાગે છે. વળી તને યાદ છે કે વલભીપુરનાં માણસોની નજરે ન પડતાં તે ચાલ્યો ગયો હતો. મને તે દિવસનો શક છે અને એ જોગીમાં મારું મન રમી રહ્યું છે. વિચાર કરી જોતાં અંતઃકરણ સાક્ષી પુરે છે કે એ જોગીજ ગુર્જરીનો કુંવર હતો. તારાથી એની શોધ કરાય તો કરજે.

મૈનાકબા ! આ તમે શું બોલો છો ! તમારાં ફોઈબા જાણે તો મારા રાઈ રાઈ જેટલા કકડા કરી નંખાવે. વળી ઘેલાં થયાં મૈનાકબા ! ગુર્જરીનો

કુંવર તે કયાંથી જીવતો હોય ! લોને તમે કહેવરાવો છો ત્યારે કહું છું કે, ચારાઓ કુંવરની આંખો પણ લાવ્યા હતા અને તમારાં નામજાદાં કોઈ-બાએ તે મને દેખાડી પણ હતી. એ વિચાર મનમાંથી કાઢી નાંખો. શરીરને સોસો મા, તમને મારા સમ છે. બેન ! જોગી કયાં ! ને તમે રાણી થવાને જોગ સુકુમાર રાજકુંવરી કયાં ! આવાં ઘેલાં કાઢશો નહિ. હું તો તમને બહુ ડહાયાં જાણુતી હતી. ધારો કે જીવતો હોય તોપણુ તેને હવે છોડે કે ! તમે જાણુતાં નથી કે જ્યારે તેમણુ જાણ્યું કે એક જોગીએ બહારવટિયાને માર્યા ત્યારે એ કેટલાં વહેમાયાં હતાં, વળી તેમણુ કેટલાય જલાઃ અને જાસુસો રાખ્યા છે તે તમે જાણો છો ? તમે જાણો છો તો ખરાં કે તમારા ચાંલ્લાની વાત ચેંચેપેંચે થયા પછી એમણુ એ કર્મ કરાવ્યું હતું, કંઈ લાંબી વાત છે ! જીવતો હોય તોપણુ તમારો ને એનો હસ્તમેળાપ થવા પામે નહિ. એ વિચાર તો તમે મનમાંથી સદંતર કાઢીજ નાંખજો. જોગીમાં જીવ શો ? ઘણુાય માણુસ એક બીજાને મળતા હોય છે. એ બધું મનમાંથી કાઢી નાંખો અને આનંદ કરો. મહારાજ તમને કહિંક સારેજ ઠેકાણે નાંખશે, લો ઉઠો. રાજકુંવરી બધું સાંભળી રહી પણુ કંઈ બોલી નહિ. ખવાસણુ અને તે પછી ત્યાંથી ઉઠીને મોટા રાજમહેલમાં ગયાં. કલ્યાણુના રાજાએ રાણીએ અને કુંવરીએ ખવાસણુને સોનાનાં કડાં હાર અને મોતીની દામણીઓ વગરે પારિતોષિક આપ્યાં. બીજે દિવસે સવારે ઘણુા ઘણુા પ્રેમથી મળી ભેટીને ખવાસણુ વલભી જવાને ઉપડી. મૈનાક તેના પિતાના ગામમાં અને બંધુજનોની સાથે આનંદમાં રહેવા લાગી. જોગીનો પ્રેમ તેની છાતીમાં જાગતો રહ્યો. સુતાં બેસતાં તેને જોગી યાદ આવતો. રાતે જોગીનાં સ્વપ્નાં આવે અને એનીજ સાથે સ્વપ્નામાં સંસારનો લાવો લે. વળી વિચારની પરંપરામાં બેઠી બેઠી રાત દિવસ જોગીની સાથેજ કલ્પિત સમાગમ સુખ ભોગવે અને સખીઓમાં પણુ ભૂલચૂકથી કોઈ કોઇવાર જોગી સંબંધી કંઈ અસંબદ્ધ ભાષણુ થઈ જાય. વળી પહેલાંના કરતાં એકાન્ત તેને વધારે ગમવા લાગ્યું.

આ પ્રમાણુ કલ્યાણુના રામરાજાની જુવાન કન્યા જોગીનું રટણું કરતી અને વિવાહની વાટો જોતી આશા ભર્યો કાળ નિર્ગમન કરતી હતી એવામાં એકવાર રાજાએ પોતાની રાણી અને મૈનાકની માને એકાંતમાં પૂછ્યું કે

'રાણીજી ! ગુજરાતથી આવ્યા પછી મૈનાક કંઈ તમારી પાસે આવીને બેસતી ઉઠતી જણાતી નથી !' હવે એ મોટી થઈ. તમારાથી જરા શરમાય છે. છોકરું મોટું થયું એટલે નાનપણની પેઠે ક્યાંથી જણાય ! આપ હવે એને માટે ક્યાં તપાસ કરો છો હવે એ નહાતીધોતી થઈ ક્યાં સુધી ચલાવશો ?

રાણી ! મૈનાકને યોગ્ય તો વલભીનો તિલકકુમાર હતો. રાજસિંહ તે રાજસિંહ ! પણ શું કરીએ તેને કોઇએ મરાવી નાંખ્યો એમ સાંભળ્યું છે. હવે તો મેવાડના મહારાજ મહેરુમલ્લનો કુંવર આપણે યોગ્ય છે. મેવાડનો રાજ્ય વૈભવ ને મોભો ઇચ્છવા યોગ્ય છે. કાશીના રાજાની કુંવરી સાથે એ પહેલાં પરણેલો છે એટલું જ—

મારી લાડકીને સૉકય ઉપર નાંખશો ? બળ્યાં આ રજવાડાં !

પણ એ વગર બીજો એકકે આરો નથી. કરો ત્યારે. બાઇના ભાગ્યમાં જે હશે તે થશે. આપણે શું કરીએ. માબાપ તો આરણકારણ છે. આખરે એજ નક્કી થયું. માબાપ શું ધારે છે, કુંવરી શું ધારે છે અને ઈશ્વર શું કરે છે ! ખરેખર વિદ્વાનોએ કહ્યું છે તે ખરુંજ છે કેઃ—

> રાત્રી વીતી જઈ અને પડશે સવાર
> આદિત્યનો ઉદય થૈ ખિલશે સરોજ;
> એવો વિચાર ભમરો કરતો હતો જ્યાં,
> નાંખી ઉખેડી મૂળથી નલિની ગજે ત્યાં.

રામરાજાએ મુહૂર્ત જોવરાવી નાળિયેર મોકલાવ્યું અને થોડા દહાડામાં રાજપુરોહિત વિવાહ નક્કી કરીને પાછો પણ આવ્યો. વસંતપંચમીનાં લગ્ન ઠર્યાં. મેવાડથી મૈનાકને માટે વસંત આવ્યાં અને રજવાડામાં વિવાહની વાત પ્રસરી ગઈ. કલ્યાણના લોક વિવાહની વાટ જોવા લાગ્યા. કસબી લોક જુદી જુદી વિવાહને ઉપયોગી કારીગીરી કરવા લાગ્યા. રાજદરબારમાં નવાં કામ જાગ્યાં અને વસવાયાંની રોજી પાકી. આમ જેમ જેમ સમય પાસે આવતો ગયો તેમ તેમ રાજકુટુંબ વૈવાહિક ઉત્સાહવાળું થતું ગયું. કુંવરી રાતદિવસ સોસાતી ગઈ. ગુજરાતથી તેની ફોઈના કાગળ આવે ને જાય. કુંવરી બિચારી છાનાછપના શેલુ ખવાસણને કાગળ લખે. દરેકમાં રાજજોગીનો કંઈ પત્તો લાગ્યો કે નહિ ! એવું પુછાવે પણ જોગીની તો

ખબર કે અંતર ! વાત કરતામાં વખત વહી ચાલ્યો અને વિવાહની વાત દેશ પરદેશ સર્વેના જાણુવામાં આવી. મેવાડમાં ગુજરાતમાં અને કોંકણુમાં તેની પર જુદા જુદા મત બોલાયા. વલભી બહાર એક જુના રાજમહેલમાં પડી રહેલી રાજજોગીની માતાએ પણ તે જાણ્યું. દુખિયારી બિચારી તે આ વાત સાંભળીને વધારે દુઃખી થઈ. તેના હૃદયનો મર્મ હાલી ઉઠ્યો. રાજજોગીની મા વસંતસેના દાસીની કોટે વળગીને રોઈ પડી કે 'દાસી ! આ સાંભળ્યું ! રાંડ નવીએ મને મારીને જીવતી મૂકી છે. આ કુંવરીને તું ઓળખે છે ? પેલી તે દિવસે મળવા આવી હતી તે. જાણે બીજો રતિનો અવતાર ! હાય દીકરા રાજસિંહ ! તારૂં તે શું થયું હશે ! દીકરા ! મને રાંડને દુખિયારી મૂકીને તું કયાં ગયો ? દાસી ! મારૂં કાળજું ફાટી જાય છે, આજ તો એ દીકરો હોય તો મારા મનમાં આનંદ પણ માતો ન હોય ! આ દીવા જેવી વહુ આવી મારા પગ ચાંપત ! અરેરે ! દીકરો હોય તો વહુને ! મારાં તે એવાં ભાગ્ય કયાંથી ! અરે ઇશ્વર ! હવે તો અંત આણ ! મારાથી આ નથી સહન થતું.' આમ બોલતાં મૂર્છાગત થઈ રાણી ધરણીપર ઢળી પડી. દાસી તેનું આશ્વાસન કરવા લાગી. રાજજોગીની મા બિચારી આમ કલેશને દુ:ખમાં દિવસ કાઢતી હતી. મૈનાકના વિવાહે કોઈને શોકમાં કોઈને આનંદમાં અને કોઈને આશ્ચર્યમાં નાંખી દીધાં. કોંકણ અને મેવાડમાં પ્રતિદિન ધામધુમો વધવા માંડી. વેપારી રોજગારી લોકોને ઘર ભરવાના વખત આવ્યા. ગુજરાતમાં પણ કંઈ ઓછી લક્ષ્મી ઉછળી નહિ કારણ કે મૈનાકની ફોઈ કલ્યાણના રામરાજાની બેન અને વલભીના મહારાજ શિલાદિત્યની માનિતી પટરાણી હેમંતકુંવરે ભત્રીજીના લગ્ન ઉપર જવાને કંઈ ઓછી ધામધુમ કરી ન હતી ! પોતાની સાહેબી અને વૈભવ કોંકણુના લોકને દેખાડવાનો તેને આ સારો અવસર મળ્યો હતો.

## પ્રકરણ ૫ મું.

### પાપનો ઘડો ફૂટી ગયો.



એક મોટી સમૃદ્ધિવાળા નગરના મધ્ય ભાગમાં જેમ ગ્રહગણનો નાયક હોય એવો ગગનચુમ્બિત પતાકાવાળો રાજમહેલ આવી રહ્યો હતો. રાજમહેલના કોટને ચારે ખુણે ચારે દિશાનો વિજય સૂચવતી હોય એવી ધ્વજાઓ ફરકી રહી હતી. મહેલની કારીગીરી પૂર્વ તરફના કારીગરોની ચતુરાઈનું પ્રદર્શન હોય તેવી ઉત્તમ હતી. ચીન જાપાન જાવા અને સુમાત્રા વગેરે દેશોનાં નવીન અને અદ્ભુત ચિત્રો તથા બનાવટોથી તેને શણગારવામાં આવેલો હતો. એક એક માળથી એક એકની વધતી વધારે ખુબીવાળા તેને સાત માળ હતા. સાતમો માળ જે શયનગૃહ હતું તેની રમણીયતા તો અપ્સરાઓને સ્વર્ગ પણ ઘડીવાર વિસારે પડાવે એવી હતી. દક્ષિણ સાગરના ફેનસમૂહનું ઉપહાસ્ય કરતો હોય એવો સ્વચ્છ ધોળો રાણીવાસ ટોચે આવી રહેલો હતો. તેમાં મધ્ય ભાગે એક નૌતમ આસન ઉપર અપ્સરાઓનો પણ તિરસ્કાર કરે એવી એક સ્ત્રી અમુક વખતે બેઠેલી હતી. યૌવનથી ઉન્નત થયેલાં અંગવાળી કાન સુધી લાંબી કાળી અને અણિયાળી આંખોવાળી, શરદ પુનમના ચંદ્રમાને પણ ઝાંખો પાડે એવા સુન્દર અને ઉત્સાહથી ભરેલા મુખવાળી હાસ્યથી અપૂર્વ રમણીયતા ઉત્પન્ન કરતી એવી આ સ્ત્રી તેના ઠાઠમાઠથી કોઈ મહા સમૃદ્ધિવાળા રાજાની અર્ધાંગના હોય એમ લાગતું હતું. અનેક દાસીઓ તેની આગળ પાછળ ઉભી હતી. કોઈ તેને વ્યજન કરતી હતી કોઈ અંગરાગ માટે લેપ તૈયાર કરતી હતી અને કોઈ વીણાના તાર તંગ કરતી હતી. ખુશમિજાજમાં બેઠેલી રાણી પોતાનો વૈભવ પોતાનું યૌવન અનુપમ સૌંદર્ય તથા સાહેબી અને માન જોઇ વિચારી રળિયાત થતી હતી. કોઈ કોઈવાર તે પોતાના મનમાં ને મનમાં હસી પડતી. આંખ ઉંચી કરતાં દાસીઓ મહારાણીની

શી આજ્ઞા છે એમ કહી ખમા ખમા, કરી મૂકતી હતી. આમ મહારાણી ઠઠારો કરીને બેઠેલાં હતાં એટલામાં એક દાસીએ આવીને કહ્યું કે 'રાણીજી ! ખેમ કોટવાળ આવ્યો છે તે તમને મળવા પુચ્છે છે.' રાણીએ ઉંચું જોયું અને બધી દાસીઓ ઉભી થઈ. આંખની સાન થતાંજ તે સર્વે ત્યાંથી ચાલી ગઇ. ખેમ કોટવાળ રાણીના ઓરડામાં આવ્યો. તે જાતે નીચ અને લંપટ હતો. નોકરીમાં જુલમ કરતાં શાબાશી મળતી તેથી તેને અહંકાર આવી ગયો હતો. તે કોઇને પણ ગણુગારતો ન હતો. હાથમાં એક તરવાર રાખી તે રાણીના અંતઃપુરમાં દાખલ થયો અને સહજ નીચા નમી સલામ કરીને ઉભો. રાણીએ બેસો બેસો કોટવાળ બેસો, એમ કહેતાં તે રાણીની સામે મગરૂરીથી છાતી કાઢીને બેઠો.

'કેમ આવવું પડ્યું' રાણીએ પૂછ્યું.

તમારાં દર્શન કરવા અને પેલાનો કંઈ તોડ આણુવા. હવે ઘણા દિવસ થયા.

તોડ શો લાવવો છે ? જવાહીર તો મેં તમને જોઇએ તેટલું મોકલાવ્યું છે. પણ પેલું વચન સાંભરે છે ?

વળી વચન કયું ? યાદ રાખો કે હવે પછી આવું બોલતા ના.

ઠીક છે હું જોઉં છું. કહી તે ઉઠવા લાગ્યો.

આમ આવો, આમ આવો. વાત કહું.

વચન પાળવું છે કે અમસ્તાંજ.

વચને પળાશે ને બધુંય. તમે મારી સાથે અંદર તો આવો.

રાણી અને કોટવાળ ખાનગી ઓરડામાં ગયાં. ઇશ્વર પાપનો ઘડો ફોડ્યા વગર રહેતો નથી. કોઈ દહાડો નહિ ને આજ ભોગ જોગે રાજા તે ઓરડામાં એક નાના પલંગ ઉપર શાલ ઓઢીને સૂઈ રહેલો હતો. ઇશ્વરે આંધળાં બનાવ્યાં હોય તેમ રાણી કે કોટવાળ કોઇનું પલંગ તરફ ધ્યાન ગયું નહિ અને બેઉ જણુ પલંગ સામે પીઠ કરીને એક કાંચનાસન ઉપર બેઠાં. રાણીને વધારે આભારમાં લેવાને કોટવાળ બોલ્યો કે 'કેમ રાણીજી ! એ કામ તમે ઓછા જોખમનું ધાર્યું હતું કે શું ?'

ત્યારે શું જોખમના પ્રમાણમાં તમને ઇનામ પણ નથી મળ્યું કે !

હું ક્યારે ના કહું છું પણ તમારા જેવાં વચન નહિ પાળે તો પછી કોણ પાળશે ?

રાણીએ ઉત્તર આપ્યો નહિ પણ હસી. કોટવાળે રૂપનાં અને ગુણનાં વખાણ કર્યાં તથા કામીજન સ્ત્રીને જે મોહમાં નાંખે છે તે મોહિની નાંખવામાં બાકી રાખી નહિં. 'વખાણ સ્ત્રીઓને ચળાવે છે.' રાણીનો સૌંદર્યગર્વ અત્યારે વખાણ સાંભળવાથી વધ્યો. તેણે ધર્મને તરછોડવા માંડ્યો. કોટવાળ મન જોતો ગયો અને વધારે વધારે મોહજાળ નાંખતો ગયો. રાણી ગર્વમાં ફુલાઈ ગઈ અને બોલી કે મારા કરતાં તો ધનવાનની સ્ત્રીઓ બહુએ રૂપાળી હોય છે.

હોય પણ વૈભવ અને ગુણ વગરની તો. એમ કહી કોટવાળ હસ્યો. રાજાએ આ બધું સાંભળ્યું તેથી ગુસ્સો ઉછળી આવ્યો, પણ મર્મ જાણવાને મન ઉપર અંકુશ રાખી ઘડી અધઘડી વધારે મૌન ધરી રહ્યો. કોટવાળ રાણીની પાસે બેઠો અને ખભા ઉપર હાથ લઈ બોલ્યો કે, મોહિનિ! તમે ધારો તો આ આકાશ હેઠું આવે. તમને તે વળી દુસ્તર શું ? મારા જેવા લુંડા તમારી સેવામાં સદા તત્પર રહે છે. રાજસિંહ જેવા શૂરવીર રજપૂતને મારવો એ બીજાથી બને તેવું ન હતું હો. વાંકી અને મદથી ઘેરાયેલી આંખે કોટ્વાળ સામું જોઇ રાણી બોલી કે 'આ તેનો બદલો પણ શું ઓછો છે ?' 'નહિજ,' એમ કહી કોટવાળ આલિંગન દેવા ગયો એટલામાં રાજાએ ક્ષુદ્ર પ્રાણીની પુંછડી કાપી નાંખે તેમ તેનું મસ્તક કાપી નાંખ્યું. નિર્લજ્જ રાણી રાજાને જોઈ ભયભીત થઈ ગઈ અને પગમાં પડી. સમય વિચારી તે બોલી કે 'અપરાધી છું દેવાય તે દંડ દો. માત્ર તિરસ્કાર કરીને રાજા નીચે ઉતર્યો અને ગુર્જરી રાણીને મહેલે ચાલી ગયો.

સાંજ પડી ગઈ હતી. કહિં દીવા થયા હતા અને કહિં થતા હતા. શેરીઓમાં રમતાં બાળક અંધારું થવાથી ઘરમાં જતાં હતાં અને દુકાનદારો વાળુનો વખત થવાથી ઘેર જતા હતા. આ સમયે રાજા અનેક વિચારમાં નિમગ્ન થયેલો પગે ચાલતોજ સોરઠી દરવાજા તરફ જતો હતો. સોરઠી દરવાજા બહાર એક મોટા બાગના મધ્ય ભાગમાં જુનો પથ્થરી કિલ્લો હતો તેમાં મોટી રાણી રહેતાં હતાં. રાજા ધીરે ધીરે કિલ્લાના દરવાજા આગળ

ગયો. દરવાજો બંધ હતો તેથી કંઈ બોલ્યા ચાલ્યા વગર તે ત્યાં ઉભો રહ્યો. કેટલીક વાર તે ત્યાં ઉભો રહ્યો એટલામાં દરવાજા ઉપર દીવો મૂકવાને એક દાસી આવી. રાજાને જોઈ તે આશ્ચર્ય પામી. દરવાજો ઉઘાડી વધામણી ખાવા તે અંદર દોડી ગઈ. રાણી વાળુ કરવાની તૈયારીમાં હતાં એટલામાં આ શુભ સમાચાર આવ્યા. ભાણું પાછાં ગયાં અને હર્ષમાં આવી ગયેલી રાણી રાજાની સામે ગઈ. પગથિયાં ચઢતાં રાજાએ રાણીને દીઠી. ઓવારણું લઈ રાણીએ બહુ માન આપ્યું. પતિ સિવાય નારીને બીજું કોઈ વધારે નથી. પુત્રશોક હૃદયમાં હોળીની પેઠે બળતો હતો તે સૌ રાણી અત્યારે વિસરી ગઈ. ખરું છે કે व्रजतु चरतु धर्मं भर्तृनाथाहि नार्यः; એક સુખાસન આગળ આવતાં ' હાય દીકરા ! રાજસિંહ, ! ' એટલું બોલી મૂર્છા આવી હોય તેમ રાજા તેમાં પડ્યો અને ' ઓચિંતું આ શું ? ' એમ કહી આશ્ચર્યમાં તથા શોકમાં ગરકાવ થઈ ગયેલી રાણી રાજાના પગ ખોળામાં લઈ અશ્રુ ઢાળતી નીચે બેઠી.

દાસ દાસીઓ આ બનાવથી બહુજ આશ્ચર્ય પામ્યાં. કોઈ આનું કારણ સમજ્યાં નહિ પણ સ્તબ્ધ થઈ રહ્યાં. પગને મસ્તક અડકાડી રાણી બોલી કે ' મહારાજ ! શું છે ? આ દાસીને દુઃખ કરવાનેજ મળ્યા કે ? '

દુઃખ અને સુખ હવે અહિંયાં અને તારામાંજ વસી રહેશે.

ત્યારે ઉઠો ભોજન તૈયાર છે.

મારે માટે શ્રમ લેવાની જરુર નથી. અરે ! કોણ છે ! પ્રધાનને બોલાવી લાવો.

ઉઠો રાણી ! એમ કહી રાજા રાણી ભોજન કરવા ગયાં.

તેલમાં માખ બૂડી જાય તેમ રાણી હેમંતકુમારી શોકસાગરમાં બૂડી ગઈ. તેને શું કરવું તે સૂઝયું નહિ. ઘણા વિચાર કર્યા પછી તે એવા ઠરાવ ઉપર આવી કે મેનાકનાં લગ્ન પાસે આવ્યાં છે અને બહાનું ઠીક છે માટે કલ્યાણ જવું એ હાલ તો ઠીક છે. રાણી તે પ્રમાણે વિચાર કરે છે એટલામાં દાસી આવી અને બોલી કે ' બાઈ ! મહારાજ તો મોટી રાણીને મહેલે ગયા. એમ પણ સંભળાય છે કે પ્રધાનને રાજકારભાર સોંપી દે ને રાણી હવે એકાન્તમાં રહેશે. ' કોટવાળ મરાયો તે, હેમંતકુમાર

કલ્યાણુ ગઈ તે, અને રાજકારભાર પ્રધાનને સંપાયો તે સૌ પછી નગર-લોકના જાણુવામાં આવ્યું. રાજસિંહ જીવતો છે કે નહિ તેની તજવીજ થવા માંડી. રાજાને કુંવર ઉપર ગુજરેલી આફતે અને રાણીના દુરાચારે પરમ વૈરાગ્ય ઉત્પન્ન કર્યો. મોટી રાણી પતિની સેવા કરવા લાગી અને રાજસિંહ જીવતો છે એમ મારાઓના કહેવાથી કોઈ વાર તેને મળવાની આશાએ બાંધેલો રાજા રાણીનો જીવ આશામાં કાળ નિર્ગમન કરવા લાગ્યો. મેના-કનાં લગ્નની વાટ જોવાવા લાગી, વલભીમાં પાપનો ઘડો ફૂટી ગયો અને રાણી હેમંતકુમારી પોતાને પિયેર ગઈ. મહારાજ શિલાદિત્ય અને ગુર્જરી-મોટી રાણી રાજકાર્યભારથી અળગાં રહેવા લાગ્યાં, ત્યારે જુવાન વયમાં જોગી થઈને ફરતો રાજસિંહ ક્યાં ફરતો હતો તે તરફ આપણે હવે નજર કરીએ.

---

## પ્રકરણ ૬ હું.

---

### દોહરો.

પ્રાણુવડે પણુ કોઈનું, કરવું જઇ કલ્યાણુ;
કીર્તિ નિત્ય, અનિત્ય છે ક્ષણુ ભંગુર આ પ્રાણુ.



ભાત થયેલું હોવા છતાં પણુ ડુંગરા અને મોટાં ઝાડ ધુમ્મસમાં ઢંકાઈ રહેલાં છે, પાંદડાં ઉપરથી ઓસનાં પાણી ટપકી રહ્યાં છે અને પશુપંખી પ્રકાશિત થતી દિશાઓમાં જવા લાગ્યાં છે. પર્વત અને જંગલ નિઃશબ્દ શાન્ત લાગે છે. મનુષ્યનો તો કહિં કશો સંચાર પણુ જણાતો નથી અને પવન પડેલો છે, આ સમયે એક જોગી અલખ નિરંજનનું નામ જપતો જપતો એકલોજ ચાલ્યો જાય છે. માર્ગની બન્ને બાજુએ મોટા મોટા ડુંગર આવી રહેલા છે, નીચાણુમાં ખળખળાટ કરતાં પાણીનાં ઝરણુ વહે જાય છે. છાછરાં

પાણીમાં થઇને ચાલતાં પાવડીઓથી ઉડતા છાંટાએ જોગીની આગળ પાછળ જેમ મોતી ઉડતાં હોય એમ થઈ રહે છે. ચીપિયાની કડીઓનો અને પાવડીઓનો ખણુખણાટ નિઃશબ્દ રસ્તાને શબ્દાયમાન કરી રહ્યો છે. રસ્તો પણ એવો સાંકડો છે કે સામેથી આવતી ગાડી પણ ન જાય. ભયપ્રદ અને એકાન્ત ડુંગરી કરાડમાં થઈ જોગી ચાલ્યો જતો હતો એવામાં સામેથી તેણે એક મદમસ્ત ઘોડાને દોડતો આવતો દીઠો. જોગી રસ્તાની કોરે ઉભો રહ્યો અને ઘોડો પુરપાટ દોડ્યો ગયો. તેની ઉપર સાજ હતું લગામ હતી પણ સ્વાર ન હતો. જોગીને આશ્ચર્ય લાગ્યું પણ કંઈ સમજાયું નહિ. ‘ સ્વાર પડી ગયો હશે ’ એમ ધારી તે આમ તેમ જોઈ પાછો પોતાને રસ્તે ચાલવા લાગ્યો.

આગળ ચાલતાં માર્ગમાં લોહીનાં ટીપાં પડેલાં જોવામાં આવ્યાં. જોગીને વિચાર આવ્યો કે કોઈ મનુષ્યને તો કોઈ પ્રાણીએ નહિ માર્યું હોય ? ‘ જે હશે તે આગળ ચાલતાં જણાશે ’ એમ વિચાર કરી આગળ ચાલ્યો. થોડેક ગયો નહિ હોય એટલામાં એકદમ ખમચાઈ ઉભો રહ્યો. જમીન ઉપર પડેલો શિરપેચ લઈ જોવા લાગ્યો. શિરપેચ જોતાં તેને ખાતરી થઈ કે કોઈ રાજવી માણસ સંકટમાં આવેલો છે અને તેનોજ ઘોડો નાસી ગયેલો લાગે છે. ‘ દુઃખીને પ્રાણ સાટે પણ સહાય થવું ’ એવા વિચારથી જોગીએ ઉંચું જોયું તો મોટા આશ્ચર્ય વચ્ચે તેણે એક જુવાન માણસને અજગરથી પકડાયેલો જોયો. જોગીએ એક મોટા અજગરને ધીરેધીરે ખીણના ઢોળાવ ઉપર ચઢતો જોયો. તેના મુખમાં દુર્ભાગી માણસનો પગ હતો. માણસ બેભાન થઈ ગયો હતો અને અજગર ધીરેધીરે ચાલતો ધીરેધીરે તેને ગળતો જતો હતો. પથ્થરમાં વારંવાર અથડાવાથી તેનાં અંગ છુંદાઈ ગયાં હતાં તથા તેમાંથી લોહી નીકળતું હતું. જોગી આ બનાવ જોઈ ગળગળો થઈ ગયો. પ્રાણ સાટે પણ કોઈનો પ્રાણ ઉગારવો એવી મતિ તેને ઉત્પન્ન થઈ. કંથા અને ઝોળી નીચે મૂકયાં અને ચકમકથી દેવતા પાડ્યો. અજગરની ગતિ બહુ હોતી નથી તેથી કેટલીકવાર વિચાર કરીને અજગરને મારવાની બધી તૈયારી કરી. એ મોટાં લાકડાં સળગી તૈયાર થયાં એટલે તે જરા ઉંચે ચઢ્યો અને અજગરને ચાંપી ઘાલ્યાં. પછાડ ખાઈ અજગર

નીચે તૂટી પડ્યો. જોગીને હડફેટ વાગવાથી તે પણ નીચે પડ્યો. પછી તેણે લાકડાં લાવીને અજગરની આસપાસ ગોઠવી સળગાવ્યાં—બળતાં અજગરનું મુખ પહોળું થયું એટલે જોગીએ પેલા પુરૂષને ખેંચી લીધો અને અજગરને તેના ભાવીને ભોગ પડવા દીધો. કેટલાક ઉપચાર કર્યાં પણ પેલો પુરૂષ સચેત થયો નહિ. છેવટ થાકીને તે તેને પોતાની ખાંધે લઈ ચાલ્યો.

બપોર થતા સુધી જોગી પેલા પુરૂષને લઇને ચાલ્યો. ખરે મધ્યાહ્ને એક મોટા વડને છાયે આવી કંથા પાથરી તેમાં તેને નાંખ્યો અને પોતે તેની પાસે બેઠો. ખાવાપીવાનું પાસે ન હતું તેથી આ પુરૂષને હવે કેમ ઉગારવો ? એ જીવતો હશે કે નહિ ? તે સંબંધી વિચાર કરતો થોડીવાર બેઠો એટલામાં એક મોટો વૃદ્ધ વાઘ સામેથી વડ તળે આવતો તેની નજરે પડ્યો. ચીપિયો લઈ જોગી ઉભો થયો. વાઘ ધીરે ધીરે વડ તળે આવ્યો અને જેમ પાળેલો હોય તેમ મોંઢામાંનો શિકાર નીચે નાંખી બેઠો. જોગી પણ પછી બેઠો. કેટલીક વાર સુધી વાઘ આંખો મીચીને પડી રહ્યો. જોગી પણ તેની સામું તથા પેલા બેભાન થઇ પડેલા પુરૂષ સામું જોતો બેસી રહ્યો. ત્રણ ઘડી પછી ' ઓં અલખ ! અલખ ' એવો શબ્દ સંભળાયો. જોગીએ પણ ' અલખ નિરંજન ! ' એમ કહી પ્રતિ ઉત્તર આપ્યો. વડનું થડ પોલું હતું તેમાંથી એક અવધૂત તરત બહાર નીકળ્યો. અવધૂતની આંખો લાલ હતી તેનું આખું શરીર છુટી જટાથી ઢંકાયેલું હતું તથા તેના હાથમાં કમંડળુ હતું. રાજજોગી ઉભો થયો અને ' નમો નારાયણ કહી ' પગે પડ્યો. વાઘ પણ ઉભો થયો અને તેને નમ્યો. ' એ કોન હે બચ્ચા ' એમ અવધૂતે પેલા પુરૂષ સામે આંગળી કરી જોગીને પૂછ્યું. જોગીએ સઘળું વૃત્તાંત કહ્યું તેથી પ્રસન્ન થઈ અવધૂત તેની પાસે ગયો અને કમંડળુમાંથી એક અંજલી જળ છાંટી બોલ્યો કે ' ઉઠ બચ્ચા. ' ઉંઘમાંથી ઉઠે તેમ પેલો પુરુષ આળસ મરડીને બેઠો થયો. તે તરત અવધૂતને પગે પડ્યો. રાજજોગી તેની સિદ્ધિ જોઈ આશ્ચર્ય પામ્યો. ' ઠેર બચ્ચા હમ સ્નાન કરકે આતા હું ' એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

વડ તળે રાજજોગી રાજપુરૂષ અને વાઘ બેસી રહ્યા. જોગીએ પેલાને તેની વિટંબના કહી અને પૂછ્યું કે ' તમે કોણ છો ? અને જંગલમાં ક્યાંથી

આવી ચઢ્યા ! રાજપુરુષે કહ્યું કે ' હું શ્રીપુરના રાજાનો પાટવી કુંવર છું અને મૃગયાએ અત્રે આવ્યો હતો. ઘોડો નાસી ગયો અને હું અજગરના મુખમાં જઈ પડ્યો એટલુંજ માત્ર મને સ્મરણ છે.' તેણે રાજજોગીને પૂછ્યું પણ જોગીએ પોતાનો ભરમ બતાવ્યો નહિ. વાઘ અદ્યાપિ શિકારની પાસે પડ્યો પડ્યો આંખોજ મટમટાવતો હતો. સ્નાન કરીને અવધૂત ફરી વડ તળે આવ્યો તેથી બધા ઉભા થયા. અવધૂત મૃગચર્મ બિછાવી તેની ઉપર બેઠો. હાથને અનુસારે તેઓને બેસવાનું કહી તેણે સમાધિ ચઢાવી. સમાધિ પુરી થયા પછી અવધૂતે રાજજોગીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે ' બચ્ચા તુમને કુછું ખાયા નહિ હોગા. ' ' નહિ મહારાજ. ' ' અચ્છા બેઠો. ' એમ કહીને અવધૂતે એક તાળી પાડી. તાળી પાડતાંજ મોટા ધડાકા સાથે સામેના પર્વતની શિલા ઉઘડી ગઈ અને તેમાંથી એક સુન્દર સ્ત્રી બહાર આવી. ' એ દો અભ્યાગત ભૂખે હૈં. ઉસકું ભોજન દો. ' આજ્ઞા થતાં તે સ્ત્રી પાછી ગુફામાં ગઈ અને નાના પ્રકારના પકવાન્નથી ભરેલી બે થાળીઓ તથા પાણીની ઝારીઓ લઈ આવી. વડ તળે રાજજોગી અને રાજપુરુષ જમવા બેઠા. વાઘે પાસે જઈ અવધૂતના ચરણમાં મસ્તક મૂક્યું એટલે ' તુમબી દૂર જાકે ભક્ષણ કરો. ' એમ કહ્યું. તે શિકાર ઉઠાવી દૂર ગયો અને અવધૂતે પાછી ફરીને સમાધિ ચઢાવી.

રાજજોગી અને રાજપુરૂષ જમી રહ્યા એટલે પેલી સ્ત્રી થાળીઓ લઈ ગુફામાં ગઈ અને તેની પાછળ ગુફા ઉપર પૂર્વની પેઠેજ શિલા ઢંકાઈ ગઈ. કેટલીક વાર સુધી આ બે જણે વાતચીત કરી. વાઘ પણ ભક્ષ કરીને આવ્યો અને વડ તળે બેઠો. સૂર્ય નમ્યો અને ત્રીજા પ્રહરનો સમય થયો ત્યારે અવધૂતની સમાધિ ઉતરી. રાજજોગી તેની પાસે ગયો નમન કર્યું અને પોતાનો રામેશ્વર જવાનો વિચાર તેને વિદિત કર્યો. અવધૂતે રાજજોગીને કહ્યું કે ' અલખ નિરંજનનો મંત્ર લેવાની તારે જરૂર નથી, કારણ કે, તને રાજ્ય મળશે અને તેં ધારી છે તે સ્ત્રી પણ મળશે. સંસારના ભોગથી પરવારું ત્યારે તું મને સંભારજે એટલે હું ત્યાં આવીશ અને તને અલખ ઉપદેશ કરીશ. ' આ લે ' એમ કહી તેણે એક મણિ રાજજોગીના હાથમાં આપતાં કહ્યું કે, ' તને દુઃખ પડે ત્યારે આ મણિ ઘસજે પણ યાદ

રાખ કે ખરા સંકટ વગર તેમ કરતો નહિ.' રાજપુરૂષને બોલાવી તેને પણ અવધૂતે શિખામણ દીધી, વળી રાજજોગીએ તેનો જીવ બચાવ્યો તેથી જન્મભર તેનો ઉપકારી રહેવા કહ્યું. પોતે ઉભો થયો 'ચલ બચ્ચા' એમ વાઘને કહ્યું અને રાજજોગી તથા રાજપુરુષને માથે હાથ મૂકી જંગલમાં ચાલ્યો ગયો.

અવધૂતના ગયા પછી રાજજોગી અને રાજપુરુષ સૌપુરને માર્ગે પડ્યા. તે ત્યાંથી ઝાઝું દૂર ન હતુ તોપણ મધરાતે બન્ને જણુ તે પુરમાં જઈ પહોંચ્યા. ઘણો આગ્રહ કરવાથી જોગી સૌપુરના પાટવી કુંવરને મહેલે ગયો. બે ત્રણ દિવસ ત્યાં રહ્યા પછી જોગીએ રજા માગી. સૌપુરના તિલકકુમારે તેને જોગ મૂકી દેવાને અનેક પ્રકારે સમજાવ્યો અનેક વૈભવની લાલચ બતાવી પણ હઠીલા જોગીએ હઠ મૂકી નહિ. ઉત્તરમાં તેણે માત્ર એટલુંજ કહ્યું કે 'તમારે આટલો બધો આગ્રહ શું કરવાને કરવો પડે છે ! અવધૂતનાં વચન યાદ આણો. મેં સંસારનો ત્યાગ કર્યો નથી પણ જ્યાં સુધી ભાવીનો ઉદય નથી થયો ત્યાં સુધી હું આ વેષને કદાપિ પણ બદલવાનો નથી.' 'તમારે રામેશ્વર જવું હોય તો ભલે જાઓ આ રથ ઘોડા હાથી અને સુખાવહ વાહનો તમારી સેવામાં રહેશે. પગે ચાલતા જવાશે નહિ. અનેક વિટંબનાઓ પડશે અને મારો જીવ નિરંતર તમારી ચિંતામાં રહેશે માટે આ મિત્રના વચનને માનો.' રાજજોગી એકનો બે થયો નહિ અને જે વેષમાં પોતે હતો તેજ વેષે રામેશ્વર જવાને તત્પર થયો. સૌપુરના રાજકુંવરે તેને લીલા પાનાં ઉપર કોતરેલી પોતાની છબિ ભેટ આપી. તે સંભારણા તરીકે લઈ રાજજોગી ત્યાંથી દક્ષિણ તરફ ચાલી નીકળ્યો.

---

# પ્રકરણ ૭ મું.

## મૈનાકનાં લગ્ન.

**ततः कुमुदनाथेन कामिनीगण्डपांडुना ।**
**नेत्रानंदेन चन्द्रेण माहेन्द्रीदिगलंकृता ॥**



સાંજ પડી ગઈ હતી ગૌરજથી દિશાઓ ધુંધળી થઈ રહેલી હતી અને રાજકન્યાનું મુખ મારો તિરસ્કાર તો નહિ કરે, એવા ભયથી ચંદ્રમા ધીરો ધીરો પૂર્વ દિશાના મુખને અલંકૃત કરતો હતો. દિગંતના અંધકારને દૂર કરતાં, કુમુદની પાંખડીઓને ઉઘાડતાં, ચક્રવાકની આતુરી આંખોમાં આનંદનાં અંજન આંજતાં અને જગતને દુધની સેરોથી નવરાવતાં ભગવાન ચંદ્રમાનાં કોમળ કિરણોની તેજ પ્રભા વધતી જતી હતી. આ વખતે કલ્યાણ નગરમાં વિવાહની ધામધુમ થઈ રહી હતી. નગર દીપમાળથી દેદીપ્યમાન થયેલું હતું, દરવાજે તોરણ બાંધેલાં હતાં, ઉંબરાઓ વધાવી લીધેલા હતા અને આંગણે આંગણે રંગોળીઓ પુરેલી હતી. ઢોલ સરણાઈના મંગળમય અવાજથી કાન પડે સંભળાતું પણ ન હતું. લોક વિવાહની ધામધુમમાં ઘેલા થઈ ગયા હતા. નગરની બહાર મૈનાકને પરણવાને આવેલા માળવેશ્વરનો પડાવ હતો અને ત્યાં પણ બીજું નગર વસાવ્યું હોય એટલી ધામધુમ કરેલી હતી. નગર અને દેશ રાજાની કુંવરીના વૈવાહિક ઉત્સવમાં આનંદિત થઈ રહ્યાં હતાં. આમ ધામધુમ થઈ રહેલી હતી તે વેળાએ ઉગતા ચંદ્રને જોઈ સ્ફુરી આવેલી કાવ્યરસની ખુબીને યાદ કરતો મગન મને એક જોગી શહેરના પાદરમાં આશ્રય કેવો મળશે તેની ચિંતા કરતો કરતો નગર તરફ ચાલ્યો આવતો હતો.

ઘડી અધઘડી રાત જતા જતામાં તો તે નગર પાસેની એક ધર્મશાળામાં આવી પહોંચ્યો. પોતે કલ્યાણ નગરમાં આવી પહોંચ્યો છે અને આ ધામધુમ મેનાકના લગ્નની છે, તે રાજજોગી જાણતો ન હતો. કોઈ ઉત્સવ હશે, એવું અનુમાન કરી કોઈ પણ જાતની ધામધુમ તરફ ધ્યાન ન આપતાં તે ધર્મશાળામાં પેઠો. એક ખુણે જઈ કંથા નીચે નાંખી ખિંટીએ ઝોળી ભરવી. માર્ગના શ્રમથી થાકી ગયેલો અને પાંપણા તથા જટામાં રજ ભસવાથી ભુંખરો લાગતો રાજજોગી જમીન ઉપર બેઠો. જરા વિરામ લઈ કમંડળુ લઈ ઉભો થયો અને ચોકમાં કુવો હતો ત્યાં જળ લેવા ગયો. કુવામાંથી પાણી કાઢી જટા વગેરે સાફ કરી પુષ્કળ પાણીએ તેણે સ્નાન કર્યું અને એક કમંડળુ ભરી સાથે લીધું. ચંદ્રમાને અજવાળે ઓસરીના આગલા ભાગમાં આસન પાથરી તે બેઠો. ઝોળી પોતાની પાસે લીધી, કારણ કે ભભૂત લગાવી તેને ભિક્ષા માગવા જવું હતું. રાખની પોટલી કાઢી જેવો હાથમાં રાખ પલાળે છે એટલામાં બે ત્રણ સિપાઈઓ સાથે એક મોટો માણસ ધર્મશાળામાં આવ્યો. આમ તેમ જોઈ તે રાજજોગી પાસે આવ્યો. મશાલને અજવાળે તેણે સ્નાન કરીને શુદ્ધ થયેલા જોગીને જોયો. રાજબીજ તે વળી છાનાં રહે ! તેના સ્વરૂપે પેલા આગંતુકનું ધ્યાન ખેંચ્યું અને તેણે પાસે આવી પૂછ્યું કે 'કોણ છો ? અને કયાંથી આવો છો !' જોગીએ ઉત્તર આપ્યો કે 'સાધુ છીએ અને રામેશ્વર તરફ યાત્રાએ જઈએ છીએ.' 'નગરમાં વિવાહ છે સાધુ સંતને ભોજન છે માટે ઉઠો અમારી સાથે ચાલો.' 'ભિક્ષાથી પોષણ કરવું એ અમારો ધર્મ છે તો પછી તમારી સાથે આવવાની અમારે શી જરૂર છે ?' 'તમારી ઇચ્છા.' એમ કહી તે માણસ ચાલી ગયો. ધર્મશાળાની બહાર જઈ તેણે સિપાઈઓને તેને લઈ આવવાની આજ્ઞા આપી અને પોતે મેનામાં બેસી છાવણીમાં ગયો.

સિપાઈઓએ આવી રાજજોગીને પોતાની સાથે આવવાને આગ્રહ કર્યો પણ તેણે કંઈ માન્યું નહિ. નાઈલાજ થયેલા સિપાઈઓએ પછી બળાત્કારે તેને ઉપાડી લીધો. બહાર એક ગાડી ઉભી હતી તેમાં બેસાડ્યો, 'શું છે ! આ પ્રમાણે એક જોગી ઉપર કેમ જુલમ કરો છો ?' વગેરે તેણે પ્રશ્ન કર્યા પણ તેનો ઉત્તર સરખો તેઓએ આપ્યો નહિ. ગાડી ચલાવવાની

આજ્ઞા થઈ. તે કોલાવાળા કરતાં રહ્યા અને ગાડી થોડી વારે એક મોટા તંબુ આગળ જઈ ઉભી રહી. જે તંબુ આગળ ગાડી ઉભી રહી તે આવ સાટીનનો હતો. તેની બહાર દીપમાળ રચેવાથી દિવસના જેવું અજવાળું પડેલું હતું. અંદરની શોભા પણ કંઈ જોય તેવી ન હતી. અંદર અત્તરના દીવા બળતા હતા અને સોનારૂપાએ રસેલાં અનેક સુખાસનોને તેમાં બરો- બર ગોઠવી મૂકેલાં હતાં. ગાડી જઈ આવા મોટા તંબુના બારણામાં ઉભી રહી એટલે સિપાઈઓ તેને અંદર લઈ ગયા. તંબુના મધ્યભાગમાં એક મોટા સિંહાસન ઉપર એક વૃદ્ધ રજપૂત રાજા બેઠો હતો. જોગી નમન કરી તે વૃદ્ધ રાજાની સામે ઉભો રહ્યો એટલે તેણે સિપાઈઓને રજા આપી પ્રધાનને બોલાવરાવ્યો. જે પુરૂષની સાથે તેને ધર્મશાળામાં વાત થઈ હતી તે પુરૂષ 'પ્રધાન છે' એમ હવે જોગી સમજ્યો. પ્રધાન વૃદ્ધ રાજાની પાસે આવી બેઠો. રાજા અને પ્રધાને કેટલીક વાર વાત કરી અને તેમ કરતાં વૃદ્ધ રાજા મહિં મહિં જોગીને ન્યાળી ન્યાળીને જોતો ગયો. વાત થઈ રહેતાં પ્રધાન મોટેથી બોલ્યો કે 'જે થયું તે ઠીકજ થયું. હવે મને રજા આપો, એટલે હું બધો બંદોબસ્ત કરૂં.' વૃદ્ધ રજપૂતે જવાબ આપ્યો કે 'જાઓ ફતેહ કરો.' પ્રધાને જોગીનો હાથ ઝાલ્યો અને તે બેઉ બીજા તંબુમાં ગયા.

બીજા તંબુમાં જતાં પ્રધાને જોગીનો ભરમ ભાગ્યો. સઘળી હકી- કતથી તેને વાકેફ કર્યો. જોગી આ મોટા અણધાર્યા ધર્મ સંકટમાં પડ્યો પણ કરે શું! બોલવાનો વખત ન હતો. ના કહેવી પાલવે તેમ ન હતું. તેમણે ધાર્યું હતું તે કરાવ્યા વગર તેઓ છોડે તેમ ન હતું, તેથી 'જે કર્મે લખ્યું હશે તે થવાનું જ,' એવા વિચારથી તે કંઈ બોલ્યો નહિ. પ્રધાનનો હુકમ થતાં તેનાં મેલાં કપડાં કાઢી નાંખી સેવકોએ તેને શરીરે અત્તર ચોળ્યાં અને એક મોટા બાજઠ ઉપર બેસાડ્યો. સેવકો દૂર થયા કે તરત દક્ષિ- ણની ગણિકાઓએ સેડકા કમ્મરે બાંધી પીઠી ચોળી અને ઉષ્ણોદક તેને સ્નાન કરાવ્યું. સેવકોએ પછી કૌશેય વસ્ત્ર અને રત્નના અલંકારો ધારણ કરાવ્યા. રાજવંશી માણસ અને રાજવંશી પોષાક પહેર્યો ત્યાં પછી શી બાકી! કંથા અને ઝોળી જેના ખભા ઉપર રહેતાં તેના ખભા ઉપર માલતી પુષ્પનો હાર ને ખુંપ મુકાયો. એક ક્ષણમાં તો તે રૂપાળો વરરાજા બની ગયો.

હાથમાં શ્રીફળ આપી એક મોટા સુવર્ણના બાજઠ ઉપર તેને ઉભો રાખ્યો તે વેળાએ અપ્સરાઓ પણ મૈનાકના ભાગ્યની અદેખાઈ કરવા લાગી. વરઘોડાની સ્વારી ચઢી અને વાજાં વાગવા માંડ્યાં. બધું તૈયાર થઈ ગયા પછી દિવાન આવ્યો તે વરરાજાને લઈ તંબુની બહાર નીકળ્યો. આંગણામાં ઉત્તમ કિમતી સાજથી શણગારેલો એક મોટો હાથી ઉભો હતો તેની ઉપર વરરાજા અને પ્રધાન બેઠા અને મોટી ધામધુમથી સંધ્યાકાળે જોગી હતો તે પુરુષ વરરાજા થઈ પરણવા ગયો.

કુંથા અને ઝોળી ધર્મશાળામાં પડી રહ્યાં અને જોગી હતો તે ભોગી થઈ રહ્યો. ભાવીની ગતિ જુદી છે. ડંકા નિશાન અને વાદિત્ર ગડગડ્યાં તથા ઉપરા ઉપરી કાનના ઢોળ ફાડી નાંખે એવા બંદુકોના અવાજો થવા લાગ્યા. છડીદાર છડી પોકારવા લાગ્યા અને ભાટ ચારણોથી સ્તુતિ કરાતો જોગી ઇન્દ્રભવન જેવા એક મોટા રાજભવનના મંડપમાં પેઠો. વરઘોડાનાં બીજાં વાહન આમ તેમ આઘાં પાછાં થઈ ગયાં અને વરરાજાનો હાથી રાજમહેલના આંગણામાં જઈ ઉભો રહ્યો. મહેલના છજામાં ઉભેલી કુંવરીની સખીઓએ વરને વધાવી લીધો. મહાવતે હાથીને નીચે બેસાડ્યો અને રાજકુમાર તથા પ્રધાન અંબાડીમાંથી હેઠે ઉતર્યા. ચારણોએ જે બોલાવી છડીદારોએ છડી પોકારી અને બ્રાહ્મણોએ આશીર્વાદ દીધા. સેવકજનોએ નમન કર્યાં અને અનુચારિકાઓએ વરને હરખથી હસતે મુખે જોવા માંડ્યો. મંડપ આગળ મૂકેલા સુવર્ણ બાજઠ ઉપર જઈ વર ઉભો રહ્યો એટલે મેનારાણી આવ્યાં. તેમણે તોરણ ક્રિયા કરી અને જોગીના લલાટમાં કુંકુમ તિલક કરી અક્ષત ચોઢ્યા. મોતીએ તેમણે જમાઈને વધાવી લીધો. કમ્મરે હાથ અડકાડી ઉત્સંગપરિગ્રહ નામે આચાર કર્યા પછી મનમાં ખુશ થઈ સાસુ દૂર ખસ્યાં ને વર નીચે ઉતરી મંડપમાં ગયો. બાજઠ ઉપરથી નીચે પગ મૂકતાંજ સંપૂટ નંદાવાથી તેનો પગ મંગળમય દધિયુક્ત થયો. સર્વે મંડળ મંડપમાં ગયું. પ્રધાન રાજા અને અમાત્ય વર્ગ મંડપમાં બેઠો ત્યારે વર થયેલો જોગી વેદિ સામે મૂકેલા મોટા આસન ઉપર જઈ બેઠો. વિધિપૂર્વક રામરાજાએ કન્યાદાન દીધું. રાણી મેનાએ પણ મૈનાકને પરણાવી ઓરિયો લીધો. દોઢ પહોર રાત્રી જતાં લગ્ન થઈ રહ્યાં. વિવાહ સંપૂર્ણ થયો એમ

સૂચવતા વેદધ્વનિથી રાજભવન ગાજી રહ્યું. નગરના બુરજો ઉપર અને છાવણીમાંથી સલામતીની તોપો છૂટી અને વરવહુ મોતી અને પુષ્પથી વધાવી લેવાયાં. લગ્ન પુરાં થતાં સંલગ્નનાં છેડાગાંઠણાં સાથે વરકન્યા ગોત્રજને પગે લાગવા ગયાં. મંડપમાંની વૈવાહિક ધામધુમ પુરી થઈ. માલવેશ્વર પ્રધાનને સમજાવી સેવક સહિત છાવણીમાં ગયા અને ઘરના થયેલા વરરાજા રામરાજાના ઘરમાં મહાલવા લાગ્યા. રાજાનાં સગાં સંબંધી દાસ દાસીઓ અને આપ્તજન મૈનાકના વરને જોવા લાગ્યાં. અંતઃપુરની સ્ત્રીઓ તેની વિવિધ મશ્કરીઓ કરવા લાગી. જોગી પણ હર્ષોદધિમાં તણાતો પોતાની સ્થિતિ તે સમયે ભૂલી ગયો. મૈનાકની દાદીએ ઘરડાં વાત્સલ્ય ભર્યાં નેત્રે વરને જોઈ આશીર્વાદ દીધો. મેનારાણીએ પકવાન્ન પીરસ્યાં અને આનંદથી સસરાના કુટુંબ સાથે તેણે ભોજન કર્યું. માલવેશ્વરે પોતાના પ્રધાનને જોગી સાથે રાખ્યો હતો તે એક ક્ષણ પણ તેનાથી દૂર થતો નહિ. જમતાં હરતાં ફરતાં અને વાતચીત કરતાં પણ તે તેની બાજુએથી ખસ્યો નહિ. ભોજન થઈ રહ્યું ત્યાર પછી પ્રધાને કુંવર સાથે છાવણીમાં જવાનો ઉદ્યોગ કર્યો પણ મેનારાણીએ કહ્યું કે 'અત્યારે છાવણીમાં જવાની જરૂર નથી.' 'અમારા રાજા પરણી ઉઠેલા કુંવરને જોવાની ઉત્કંઠા રાખે છે માટે મહેરબાની કરો' એમ પ્રધાને કહ્યું અને એવાંજ બીજાં ઘણાંક બહાનાં બતાવ્યાં પણ રાણી એકનાં બે થયાંજ નહિ. તેમને હજી વધારે લહાવો લેવો હતો. મૈનાકનું સુખ જોઈ રળિયાત થવું હતું તેથી જવાબ આપ્યો કે 'તમારે જવું હોય તો જાઓ. એ આજ અહિં રહેશે. હવે તમારે ને એમને શું છે ! એ તો અમારા થયા છે.' જમાઈ સામું જોઈ તે જરા હસી. આવા રુડા જમાઈને જોઈ ને મુગ્ધ બનેલી મેનારાણીએ હસતાં હસતાં વળી વરને કહ્યું કે, 'કેમ ત્યાં જવું છે કે ! તમે તો હવે અમારા થયા છો.' વરે વિવેકથી ઉત્તર આપ્યો નહિ પણ જેમ મર્યાદાથી શરમાતો હોય તેમ હસ્યો અને પ્રધાન સામું જોયું. 'ચાલો.' પણ જોગી કંઈ બોલી શક્યો નહિ, એટલામાં મૈનાકની સખી આવી તેણે હાથ ઝાલ્યો ને બોલી કે, 'હવે ક્યાં જવાના છો ? અમારા કેદી થયા છો.'

પ્રધાન નાઇલાજ થયો તેથી કંઈ બોલ્યોચાલ્યો નહિ પણ વધારે સાવધા- નીથી તેની સાથે રહ્યો.

---

## પ્રકરણ ૮ મું.

---

### લખ્યા લેખ ફળ્યા.



ણિધિનું કામ કરવાને વણિક પ્રધાન મેવાડનો કુંવર થઈ રહેલા રાજજોગીની પુંઠેપુંઠે ફરવા લાગ્યો. કેટલીક વાર પુરૂષ વર્ગ સાથે વાતચીત થઈ ત્યાર પછી રામરાજા બહાર ગયા. રાજા બહાર ગયા પછી મૈનાકની મા આવી અને તેની પાછળ ધીરે ધીરે પુરોહિત અને અનુચારિકાઓ વગેરે આવી ભેગાં થયાં. કન્યાને લાવી પુનઃ વરની પાસે બેસાડી અને અંતઃપુરમાં જવાની પહેલાં કરવાની ગોત્રજ પૂજાનો પ્રારંભ થયો. પુરોહિતે તે ક્રિયા કરાવ્યા પછી કન્યા અને તેની માતા વગેરે બહાર ગયાં. એક વૃદ્ધ રાજદાસી રાજકુમારની પાસે બેઠી. તેણે કુંવરને કેટલીક શિખામણ દીધી. સૌ ગયાં તે પછી જોગી તથા પ્રધાન એકલા પડ્યા. વણિક પ્રધાને પોતાનાં રાજાનું લૂણહલાલ કરવાને ધીરે રહીને કહ્યું કે 'ભલા માણસ! અમારી લાજ રાખવી એ હવે તારા હાથમાં છે. તને માળવાનો કુમાર બનાવી તારે માથે અમે અમારી આબરુનો ભાર મૂક્યો છે જેને તું તારા સૌજન્ય પ્રમાણે સાચવજે. જો કદાપિ જણાવીશ તોય શ્રેય થાય એમ નથી, કારણ કે માળવાના રાજા સામે આંખ ઉંચી કરે એવો રજપૂત અમે અહિંયાં કોઈ જોતા નથી. રામરાજાની રાણી હઠે ચઢી છે તે માનવાની નથી અને તને અંતઃપુરમાં મોકલશે ત્યાં હું આવનારૂં નથી, માટે તને જેમ ઘટે તેમ કરજે. તું તારા પોતાના વ્રતથી ભ્રષ્ટ થતો નહિ. આ સંસારમાં તારા એક ભવમાં બે ભવ થાય નહિ તે સંભાળજે. કુંવરી જુવાન છે, વિવાહ મંગળથી શોભતી છે

અને રૂપે મુનિવરનાં મૌન ને તપ ચળાવે એવી છે. તારે તો આ એક પંથમાં દો કાજ જેવું થયું છે. અહિંથી તું જો કામને જીતીને નીકળ્યો તો પછી સંસાર સાગર તરી જઇશ. હવે વધારે શું કહું ? કોઈ આવશે. ટુંકામાં માત્ર એટલુંજ કે નીતિ તથા તારો પોતાનો ધર્મ છોડતો નહિ.'

પ્રધાનનાં વચન સાંભળી ક્ષણવાર વિચાર કરી રાજકુમાર થયેલા જોગીએ ઉત્તર આપ્યો કે 'પ્રધાનજી! તમે તમારા રાજાની આબરૂ મને સોંપી છે તેનો ભાર રાખવો એ હું સારી રીતે સમજું છું. અત્યાર સુધી કોઇ પણ વર્તનથી તમને શક લઈ જવાનું કારણ મળ્યું નથી તો પછી વધારે કહેવાની શી જરૂર છે ? તમે નિશ્ચિંત રહેજો. તમને રાજા તરફથી ઠપકો મળે એવી રીતે હું વર્તનાર નથી, પરંતુ તમારા પોતાના વેષને બરોબર ભજવવા માટે મારે કેટલીવાર યુક્તિ રમવી પડે છે અને તેવીજ રીતે અંતઃપુરમાં ગયા પછી પણ કદાપિ મારે કોઈ યુક્તિને અનુસરવું પડશે. આટલું છતાં પણ એક સહજ મિત્ર તરીકે મારે તમને કહેવું પડે છે કે તમારા રાજાએ કે તમે આ કાર્ય ડહાપણથી કર્યું નથી, કારણ કે એક રાજકન્યાને માટે આવી છળ જાળ રચવી એ પ્રજાનું પાલન કરનાર રાજાને શોભે નહિ. તમે મને આ કાર્યમાં યોજ્યો તેથીજ મને ખાતરી થાય છે કે તમારા રાજકુમારમાં કંઈ ભીડું નહિ હોય. ભલે તમને જે ગમ્યું તે ખરૂં. માત્ર એટલુંજ કે તમારે મારા તરફથી કોઈ વાતે ફિકર રાખવી નહિ.'

'માત્ર એજ મારે તમને કહેવાનું છે કે તમે અમારી આબરૂને સાચવજો.' આટલી વાત થઇ એટલામાં નાના પ્રકારનાં નૌતમ વસ્ત્રો અને રત્નના અલંકારો પહેરાવી જુવાન ખવાસણો કન્યાને અંતઃપુરમાં લઈ આવ્યાં. પ્રધાન કુંવરના મુખ સામું જોતો જોતો બહાર ગયો. જુવાન ખવાસણીએ કેટલીકવાર સુધી વરની એકબીજાની પ્રત્યે કહેવાતાં મર્મ વચનોમાં મશ્કરીઓ કરી. ત્યાર પછી કોઈ એ વરની પાસે જઈ કોઈએ પરોક્ષ રહી અને કોઈ એ છેક મોઢામોઢ એમ અનેક રીતે તેને પરિહાસ ચાતુર્યમાં ખીલવ્યો અને બહુ વિનોદ કર્યાં. અર્ધ રાત્રીને સૂચવતાં ચોઘડિયાં વાગ્યાં તે પછી મુખ્ય ખવાસણના કહેવાથી જુવાનિયા ટોળું ધીરેધીરે વિખરાવા માંડયું. મેનાકની સખીરૂપ થઈ રહેલી મુખ્ય ખવાસણે તેને સખી તરીકે

જે બોધ આપવો હતો તે આપ્યો અને પછી 'માળવેશ્વર! જોજો હો કે, અમે આજ સત્તર વર્ષે અમારી સખીથી જુદાં પડીએ છીએ માટે એને ઓછું આવવા દેશો નહિ.' એમ કહેતાં કહેતાં તેણે અંતઃપુરનાં દ્વાર દીધાં.

અંતઃપુરનાં દ્વાર દઈ ખવાસણ બહાર ગઈ તે પછી વયે આવેલી

છતાં નવી પરણેલી મૈનાક શરમાઈ ગઈ. સ્તબ્ધ થઈ અંતઃપુરની એક બારી આગળ જઈ ઉભી. વર એક મોટા પર્યંકમાં બેઠો હતો તેની તરફ આડી આંખે જુએ મનમાં કંઈક હસે અને પાછું આડું જોઈ લજ્જાને લીધે નીચું જોઈ વિચાર કરે. એમ એક ઘડી તો દ્વાર બંધ થયા પછી પણ અંતઃપુરમાં મૌનજ રહ્યું. છેવટ વર ઉભો થયો, વધૂ ઉભી હતી ત્યાં ગયો, અને પાનેતરનો પાલવ ખેંચી તેને અંદર બોલાવી. નવોઢા કંઈ બોલી નહિ પણ પ્રેમ રજ્જુએ ખેંચાતી હોય તેમ તણાઈ. પર્યંક આગળ જતાં વચમાં એક વેત્રાસનને ઝાલીને ઉભી રહી. વર વળી સામેના આસન ઉપર બેઠો અને ચોરીમાં પરણેલી રાજકન્યાને વધારે હર્ષથી જોવા લાગ્યો. મૈનાકના મનમાં કંઈકિ શક પડ્યો હતો તેથી કે કોણ જાણે કે કેમ પણ તે કંઈ બોલી શકી નહિ. નીચું જોઈને મૌનજ રહી. 'આમ ક્યાં સુધી ઉભાં રહેશો!' કુંવરીએ જવાબ આપ્યો નહિ. પુનઃ 'વચનામૃતથી પાવન થવાને આ દાસ યોગ્ય નથી કે શું!' એમ કહી તે ઉભો થઈ પાસે ગયો. પોતાની પાસે આવતા પુરુષને જોઈ મૈનાકનું હૃદય અંદરથી કંપવા લાગ્યું. ઉંચું તો જુઓ, રાણી! માનિતિ! આ શું! આમ ક્યાં સુધી અબોલા રાખશો એમ કહી તેણે હાથ ઝાલ્યો. હાથ ઝાલતાંજ તે પ્રસ્વેદથી નવાઈ ગઈ. ખીલી લીધી હોય તેમ રોમોદ્દ્ગમથી કંટકિત થઈ ગઈ અને હાથીની શુંઢ જેવા ઊરુ દંડ પણ કંપવા લાગ્યા. મૈનાકને મન્મથે બીવરાવી હોય એવી દશા જોઈ ભુજાન્તરમાં લઈ તેણે ડાબે હાથે કમળના જેવું મુખ ઉંચું કર્યું. કંપ વધવા લાગ્યો અને હાથે વામાના વેણી સંચયને પણ સ્પર્શ કર્યો. અંબોડો ઝાલી મુખ ઉંચું કરી વર જેમ કાનમાં વાત કરવા જતો હોય તેમ નમ્યો કે ત્તરત તંગ કરેલી તંત્રીમાંથી ઝનનકાર કરતો ધ્વનિ નીકળે તેમ તેના કાન પાવન કરતો શબ્દ થયો કે 'આ તો ઠીક નહિ.' હૃદયમાં ઘૂમી રહેલો કામાગ્નિ ઉકત શબ્દોરૂપી પવનને લીધે પ્રજ્વલિત

થયો અને મુખ અવળું ફેરવ્યા છતાં પ્રેમનું પ્રથમ અડપલું થયું. લજ્જા પોતાનો તિરસ્કાર થયો હોય તેમ પ્રસ્વેદ રૂપે ગળી ગઈ. પાણીપાણી થઈ જતી હોય તેમ મૈનાકે મૌર્વીના ઘસારા થવાથી કઠણ થયેલા સ્કંધ ઉપર હાથ મૂક્યો. બન્ને પલંગ ઉપર જઈ બેઠાં અને આટલા પ્રસંગે તો તેમને ચિરકાળનાં પરિચિત હોય તેવાં બનાવી દીધાં. કંઈક સ્ફુટ અને કંઈક અસ્ફુટ મદન પ્રબોધક વાર્તા ચાલી. એક એકનાં અંગ એક એકના સ્પર્શનો અભેદ સંગ ઇચ્છવા લાગ્યાં અને એવા અનન્ય રસદ આલિંગન સ્પર્શ સુખમાંજ કેટલોક વખત એક ક્ષણની માફક ચાલ્યો ગયો. અન્તે અધીરનીજ ધીરજ ગઈ અને તે બોલી કે, 'હવે આપ કપડાં કાઢો.' 'આજનો દિવસ તો જેમ સુખકર તેમજ દુઃખકર થવાનો' 'ના ના એમ કેમ બને?' એમ કહી કુંવરીએ જાતેજ તેનાં જરીનાં કપડાં ઉતારવા માંડ્યાં. જોગીને ભેદ ભંગ થવાનો ભય હતો તેથી કેટલીક વાર સુધી તેનું મન એના એ વિચારમાં ગુંચાયાં કર્યું. શિરપેચ લઈ નીચે મૂક્યો જામો ઉતાર્યો અને બદન ઉતારવાને તેણે જરા આનાકાની કરી પણ તેમ થતાં તો કુંવરીની ઇન્તેજારી વધી. 'એમને શરીરે કંઈ ખોડ તો નહિ હોય' એવા હેતુથી તેણે વધારે આગ્રહ કર્યો. રાજજોગીએ છેવટ બદન ઉતાર્યું તે ઉતારતાંજ સ્કંધ ઉપરની ગુંજ ઉપર મૈનાકની નજર પડી. એ ધા નિરંતર તેના હૃદયમાં રમી રહેલો હોવાથી તે નજરે પડતાં મૈનાક બોલી ઉઠી કે, 'કોણ પીરજના થાણાવાળા જોગી તો ન હોય?' 'પીરજ શું!' 'એમ મા બોલો' એવું કહીને કુંવરી કંઠે વળગી પડી. પ્રેમ વૃદ્ધિ પામ્યો. કેટલીક વાર તે બોલી શકી નહિ. છેવટ તેણે ગળગળે સાદે કહ્યું કે 'રાજવી અરે! ગુર્જરીના કુંવર!' એટલું સાંભળતાં જોગીનું હૃદય ભરાઈ આવ્યું. તેની આંખો આંસુથી ભરાઈ ગઈ. મૈનાકને ખાતરી થઈ. 'મારી આગળ હૃદય નહિ ઉઘાડો તો કોની આગળ ઉઘાડશો! રાજજોગી તે તમે કે કોઈ બીજો! મેં તમને તે દહાડાથી મારો દેહ અર્પણ કરેલો છે. મારી આશા આજ પુરી ફળી.' જોગી પણ મન ગમતીની પ્રીતિએ ગળી ગયો અને એક એકનાં અંગ મળી ગયાં હોય તેમ આલિંગીને બેઠેલાં તે બન્ને શોકના અને હર્ષના પૂરમાં તણાયાં. કુંવરીએ કાલાવાલા કર્યા અને હૃદયનો મર્મ

હાલી ઉઠે એવા પ્રસંગ સંભાર્યા ત્યારે તેણે અથથી ઇતિ સુધી પોતાનો સઘળો વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

પોતાને આલિંગન આપી ભુજપિંજરમાં લઈ બેઠેલા નાથનો દયાજનક વૃત્તાન્ત સાંભળી તે આશ્ચર્યમાં બૂડી ગઈ અને કંઈ બોલી નહિ. રાણી ગુર્જરીનો કુંવર 'રાજસિંહ' અને આપણો રાજજોગી પણ સાંભરી આવેલાં દુઃખથી દીન થઈ ગયો. આ પ્રમાણે પ્રેમીને પ્રેમી મળતાં ડસડસી રહેલાં અંતઃકરણ નિદ્રાનો ત્યાગ કરી ચકિત થઈ મૌનાવસ્થામાંજ રાત્રિના અંતની રાહ જોવા લાગ્યાં. રાજસિંહનો વૃત્તાન્ત સાંભળી મૈનાક ખિન્ન થઈ. શોકે અને આશ્ચર્યે વિકારને સ્થાન આપ્યું નહિ. આમ ને આમ રાતનો અંત આવ્યો અને માગધીઓએ આવી અંતઃપુરનાં દ્વારમાં સ્તુતિ કરવા માંડી. જોગી મૈનાકના ભુજપિંજરમાંથી મહા મહા મહેનતે નીકળી બેઠો થયો. મુખ પ્રક્ષાલન કર્યું કપડાં પહેર્યાં અને મૈનાક પાસે રજા લેવા ગયો. આટલી વાર મૈનાક તેના વ્યાપાર જોતી ઉઘાડી આંખોએજ પલંગમાં પડી રહી હતી. રાજસિંહે પાસે જઈ કહ્યું કે 'હવે મને રજા આપો.' તે બોલી નહિ પણ સામુંજ જોઈ રહી. કેટલીક ક્ષણ ઉભા રહ્યા પછી 'ત્યારે હું જાઉં છું એમ કહી રાજસિંહ ડગલું ભરવા જાય છે કે તરત મૈનાકે તેનો હાથ પકડ્યો અને છાતી ઉપર છૂટે ચોટલે શોભતું રાતી આંખોવાળું અને વિવાહોચિત મંગળથી રમ્ય લાગતું માથું નાંખી દીધું. ક્ષણવાર સુધી જેમ ઘેલી હોય તેમ રોઈ પણ બોલી શકી નહિ. રાજસિંહે સ્ફટિકના ફલક જેવા અને કંચુકીની કસથી અંકિત માંસલ ઉલટા કદલી પત્ર જેવા વાંસા ઉપર હાથ ફેરવી મુખ ઉપર આવી ગયેલા વાળને ખસેડી કહ્યું કે 'ઘેલાં શું કાઢો છો, હવે રજા આપો.'

'રજા આપનાર નથી, તેમ છતાં જવું હોય તો કટારને સફૃત કરીને ચાલ્યા જાઓ. શું સ્વપ્નમાં જેટલી વાર મારી સાથે રહો છો તેટલી વાર ખરેખરા થઈ ન રહો ને હું રજા આપું?'

'મૈનાક! વહાલી મૈનાક! આ કાળના સામું જો. વિચાર કર.'

'આટલા દિવસ સુધી મેં મારા મનને મથી નાંખ્યું છે એટલે હવે માનનાર નથી.'

'એક વાર મને બહાર જવાદે, પેલા વહેમાશે અને લગનમાં વધન થશે.'

'મારી આશાને અંકુર આવ્યા છે, જોજો હો! આ દેહ ત્યાગ કરીશ. તેમને મળી જે યુક્તિ કરવી હો તે કરી વહેલા વહેલા પાછા પધારજો.'

'આવીશ, આવીશ. લે આ' એમ કહી રાજસિંહે પેલી પાના ઉપરની સોપુરવાળી પ્રતિમા તેને આપી. કેટકેટલા અનુનયે મૈનાકે માન્યું એટલામાં બહારથી બારણાં ખડખડ્યાં અને માલવેશ્વરનો કુંવર બનેલો જોગી 'વહેલા આવજો વહેલા આવજો' એમ કહ્યા કરતી મૈનાકને મૂકી બહાર ગયો. ખવાસણો અંદર દોડી ગઈ અને પ્રધાન રાજસિંહને મળ્યો. આંગણામાં હાથી તૈયાર હતો તે ઉપર ચઢી બન્ને છાવણીમાં ગયા, કારણ કે, 'માલવેશ્વર તમને જોવાને ઝાંખી રહ્યા છે' એવાં કપટ વચનથી ઉતાવળ કરી સૂર્યોદય થતાંમાં તો પ્રધાન જોગીને લઈ છાવણીમાં જઈ પહોંચ્યો. રાજાને મળ્યા વાતચીત થઇ અને પોતાનો રંગ રહ્યો તે માટે રાજાએ પ્રધાનને શાબાશી આપી. પછી રાજા પ્રધાને મંત્ર કરી જોગીને કહ્યું કે 'જોગી! તમારે રામેશ્વર જવું છે અને તમે અમારી ઉપર ઉપકાર કર્યો છે માટે અમે તમને એક ગાડી આપીએ છીએ તેમાં બેસી આપ હવે વિદાય થાઓ.' જોગી કંઈ બોલ્યો નહિ અને બહાર ગયો. બારણામાં ગાડી તૈયાર રાખવામાં આવી હતી તેમાં બેઠો અને તે ચાલી. તે જાણતો હતો કે મને નગરથી એકાદ બે ગાઉ મૂકી જશે પછી જોઇશું પણ તે એમાં ભૂલતો હતો. મારવાડી દિવાને તેનો બંદોબસ્ત ઘણો પાકો કર્યો હતો. જોગીની ગાડી સાથે તેણે રાજાના ખાસ સિપાઈઓને મોકલ્યા હતા અને તેમને એવો હુકમ કરવામાં આવેલો હતો કે 'જોગીને અહિંથી કલ્યાણથી સો ગાઉ દૂર લઈ જવો અને તેમ કરતાં દસ દિવસ લગાડવા. વળી એ દરમિયાન કોઈ દિવસ એને વીલો મૂકવો નહિ. પાંચ દિવસ એક ઠેકાણે રહી જોગીને મૂકી તમારે રાજધાની તરફ ચાલી આવવું.' દોઢ પહોર રાતે પરણ્યા અને સવારે તો પાકા પહોરના બંદોબસ્ત સાથે રામેશ્વરને પંથે પડ્યા. કલ્યાણમાં મંગળમય વાદિત્ર વાગવા લાગ્યાં અને માલવેશ્વરની છાવણીમાં જયજયકાર થઈ રહ્યો, ત્યારે જોગી આ બનાવમાં જેવો આવ્યો હતો તેવોજ એક ભાગ્યના ચમત્કારરૂપ અદ્ભુત વેષ ભજવીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૯ મું.

### મૈનાકનું હરણ.



જોગી પરણ્યો અને ચાલ્યો ગયો. કલ્યાણમાં આનંદોત્સવ થઈ રહ્યો. મૈનાકની ફોઇ ધારેલો અર્થ સરવાથી રળિયાત થઈ. આખા નગરમાં સૌ આનંદના સાગરમાં ગરકાવ થઇ ગયું. સૌને મન જેને માટે આનંદ હતો તે બાળા ગમગીન થઇ રહી. રાજસિંહના ગયા પછી તેને એની મા અને ફોઇ વગેરે મળ્યાં પણ તેઓએ તેના મુખ ઉપર કંઈ હર્ષ દીઠો નહિ. 'નવ પરિણીતાને એમજ થાય છે' એવું ધારી કોઇએ કંઈ પૂછ્યું નહિ પણ મૈનાકની સખીઓએ તેને છોડી નહિ. તે તો તેની પાછળ વિંટાઇ વળી અને અંતઃપુરની વાતો પૂછવા લાગી. આડીઆવળી વાત કરે પણ કોઇને ખરૂં રહસ્ય કાઢી આપે નહિ, ક્ષણેક્ષણે તજવીજ કરે કે 'એ આવ્યો કે નહિ!' બપોર થયા પણ કોઇ જણાયું નહિ ત્યારે તેના મનમાં વિવિધ શંકાઓ ઉત્પન્ન થઇ. સખીઓને તેની માને અને પરિજનોને શક પડ્યો પણ કોઇને તેણે કંઇ કહ્યું નહિ. અંતે તેની માતાથી પણ વધારે વહાલી રાજબાઇ નામની એક ધાવ હતી તેને તેણે માત્ર એટલુંજ જણાવ્યું કે 'હું માલવેશ્વરના કુંવર સાથે પરણી નથી બીજા સાથે પરણી છું અને તે વર હશે તોજ આણે જઇશ નહિ તો નહિ.' ધાવે મૈનારાણીને વાત કરી અને તેણે તાબડતોબ તે બીના રાજાને જણાવી. ચેંચેંપેંચેં વાત થોડી ઘણી સૌના જાણવામાં આવી. તપાસ કરવાને બહાને કેટલીક હોંશિયાર ખત્રાસણો કુંવરની નોતરે છાવણીમાં જઇ જોઇ આવી અને રાજા રાણીને ખાતરી આપી. ઘણા ઘણા આગ્રહ કર્યાં છતાં પણ માલવેશ્વરે પુત્રને મોકલ્યો નહિ તેથી શંકા વધી અને સૌ ગમગીન થઇ ગયું. મૈનાકે પોતાની સખીઓ મારફતે તજવીજ કરાવી પરન્તુ જોગીના કંઇ સમાચાર મળ્યા નહિ તેથી તે પોતાના એકાન્ત મંદિરમાં જઇ રાજસિંહનું

શું થયું હશે, તે સંબંધી વિચાર કરવા લાગી. રાજમંદિરમાંથી આનંદનો અસ્ત થઇ ગયો અને સઘળાં આ છળને લીધે વિસ્મયમાં પડી ગયાં.

આ રીતે રામરાજાના મંદિરમાં દંગો થવાથી ગમગીની વ્યાપી રહી હતી ત્યારે માલવેશ્વરની છાવણીમાં શું થતું હતું તે તરફ નજર કરીએ. ભોજન કરીને માલવેશ્વર પોતાના પ્રધાનો તથા ભાયાતો સાથે તંબુમાં ખાનગી સભા ભરીને બેઠા હતા. ભાટ ચારણો વાર્તાઓ કહેતા હતા અને ભાંડ લોક હાસ્યજનક કવિત કહી સરપાવ લઇ લઇને ચાલ્યા જતા હતા. વૃદ્ધ મહેરુમલ્લજી એક મોટા હીરા જડિત સિંહાસન ઉપર બેઠા હતા અને મૈનાકને પરણાવવા આવેલો રાજકુમાર રાજાની પડખે બેઠો હતો. તેને જોતાં તેનું દૈવત દેખાઇ આવે તેમ હતું. સેવકો હાથ જોડીને ઉભા રહ્યા હતા અને માલવ ગણિકાઓ આનંદના ઉત્સવમાં મહેરુમલ્લ આગળ થનથનાટ કરી રહી હતી. આનંદ ઉત્સવ વર્તી રહ્યો હતો તે વેળાએ છડીદારે અંદર આવી મસ્તક ઉપર હાથ દઇ કહ્યું કે ' મહારાજ ! ગુજરાતના વીરમલ બારોટ આવ્યા છે. ' સભામાં બેઠેલા ભાટ લોકોએ વીરમલ બારોટનાં ખૂબ વખાણ કર્યાં અને રાજાએ પણ તેનાં વખાણ એક કરતાં વધારે વાર સાંભળેલાં હતાં તેથી ઝટ તેને અંદર આણવાને આજ્ઞા આપી. તે સભામાં આવે તે દરમિયાન તેનાં શૂર અને બુદ્ધિનાં વખાણ થયાં, પરન્તુ એટલામાં તો તે સભામાં આવ્યો. ગુજરાતનો વીર બારોટ સાઠ પાંસઠ વર્ષની ઉમ્મરે પહોંચેલો હતો પણ શરીર જોયું હોય તો જમને પણ જવાબ દે તેવું હતું. માથાના અને દાઢીના વાળ ધોળા થઇ ગયા હતા. માથે બારોટિયા જરીના આંટાવાળી મોટી પાઘડી હતી. હાથમાં સોનાની ખોળવાળો હુક્કો હતો અને જમણા પગમાં અઢીશેર ચાંદીનો મોટો ટોડો પહેરેલો હતો. બારોટ આવ્યા એટલે પરિજન અને ભાટ ચારણો ઉભા થયા. રાજાએ રામરામ કર્યાં પછી સૌએ રામરામ કર્યાં અને રાજાથી થોડે છેટે વીરબારોટને માટે આસન નંખાયું. વીરમલ બારોટ વૃદ્ધ અને ઘણા દેશો ફરેલો હતો. મોટાં મોટાં રાજ્યોમાં એનો માન મરતબો હતો. તે પોતે પણ ઘણી લડાઈઓમાં અને વિગ્રહોમાં ઉતરેલો હોવાથી બોલવે ચાલવે બહાદુર હતો. મોટા મોટા રાજાઓને તેણે જોયેલા હતા એટલે માલવેશ્વર મહેરુમલ્લથી અંજાઈ જાય તેમ કંઈ ન હતું. આમ તેમ જોયું હુક્કાની બે ફુંક

મારી અને લિંબુ જેવડી મોટી આંખે મહેરુમલ્લ સામું જોઈ જેમ મેઘ ગાજે તેમ તે બોલ્યો કેઃ—

### કુંડળિયો.

મહા માળવના રાજન ! મહેરુમલ મહારાજ,
સૂરજ કુળના રાજવી, કરે ન આવું કાજ;
કરે ન આવું કાજ, તાજ જેને શિર શોભે,
[illegible]ક્રમ શો ભડ વીર, વડવો કુળ જેને મોભે;
લોભે લક્ષણ જાય, બાપનાં નામ બુડાવ્યાં,
મહેરુમલ મહારાજ, જાત કજાત કહાવ્યા.

વીરમલ [illegible]ની ગર્જનાથી સભા ગાજી રહી. સૌ વિચારમાં પડી ગયા. પ્રધાન અને મહેરુમલ્લનું મોં ઉતરી ગયું પણ કોઇ કંઈ બોલી શકયું નહિ. એટલામાં તો તે બોલ્યો કે 'વિક્રમ અને ભોજની પાટે તે ભા આવા રાજા ની [illegible] ? રજપૂતની જાતોને લાંછન લાગ્યાં. આ તમારો કુંવર અને રામરાજા[illegible]ને પરણનાર મોતીનો દાણો તે છાનો રહે ? માટે આવ્યા એવા ભારમા ને બારમાં પાછા હેંડ્યા જાઓ.' એમ કહીને બેઠા સિવાય તેણે બહાર ચા[illegible]વ માંડ્યું એટલે મહેરુમલ્લજી બોલ્યા કે ' વીરમલજી બેસો બેસો.' દિવાનજી ! [illegible]ને સરપાવ આપો. 'રજપૂતની જાતિને લાંછન લગાડયું ત્યાંથી હું સરપાવ લઈ [illegible]રાતને લાંછન લગાડીશ નહિ.' આગ્રહ કરવા છતાં પણ તેણે સર[illegible] નહિ અને તિરસ્કાર કરીને ગયો. મહેરુમલ્લે તેને પક-ડવાને ક[illegible]જા ભાટચારણોએ તેમ કરવું જોખમનું જણાવ્યાથી છાનામાન[illegible]. સભા બરખાસ્ત કરી અને ત્રણ ચાર માણસ સાથે મહેરુમ[illegible] કરવું ' તેનો વિચાર કરવા માંડ્યો.

પ્ર[illegible]નો વાણિયો હતો. તેણે લડાઈ ટંટો કરવાની સલાહ આપી નહિ પ[illegible]ના ભાયાતો અને જુવાન સેનાધિપતિએ તેનો ખભો ઠોકયો. [illegible] ઠરાવ થયો કે ' ગમે તેમ થાય પણ કન્યાને લીધા વગર તો કલ્પ[illegible]માંથી જવું નહિ. પાછા જઇએ તો મેવાડને લાંછન લાગે. રવિવંશ [illegible]વા આવેલો રજપૂત લીલે તોરણે પાછો જાય તો ધરતી

રસાતળ જાય, માટે એ તો એજ કે જેવા ડંકે નિશાને જાન લઈ આવ્યા તેવે વાજતે ને ગાજતે કન્યાને લઇને ઉજ્જનના દરવાજામાં પેસીએ ત્યારે ખરૂં.' ભાટ લોકોએ જુવાન રજપૂતોને મહેણાં મારી અર્જુન અભિમન્યુ અને પૃથુરાજ વગેરેનાં વૃત્તાંતો કહી કહીને ઢુંગરાવી દીધા. મહેરુમલ્લની આજ્ઞા લેવા પણ કોઈ રહ્યું નહિ. હાં! કહેતામાં તો જાનના રજપૂતો હથિયાર બાંધી તૈયાર થઈ ગયા. જુવાન અર્જુનસિંહ સેનાપતિનો રણતોખાર આગળ થયો અને કાળની જીભ જેવી તરવારો ખેંચી રાઢના રઢિયાળા માલવી રજપૂતો કલ્યાણના દરવાજામાં પેઠા. રાજા બિચારો જાણતોએ ન હતો કે શું થશે. પુત્રીએ કહેલી વાત સાંભળી એ તો આશ્ચર્યમાં દિઙ્મૂઢ જેવો થઈ ગયો હતો. જોતજોતામાં ગાંડા હાથી જેવા રજપૂતો દેવડી ઉપર આવી પહોંચ્યા. દોઢી ઉપરના નિર્દોષ વૃદ્ધ સેવકોને કાપી નાંખી ખેંચેલી તરવારોનો રંગ રાખ્યો. 'કુંવરી રાજમહેલમાં નથી' એમ સાંભળતાં વાંત તીડના ટોળાની માફક તેઓ કુંવરીના મહેલ તરફ ધસ્યા. 'મારા કર્મમાં ઈશ્વરે શું લખ્યું હશે' એમ વિચાર કરતી મૈનાક પોતાની ધાત્રીના ખોળામાં માથું નાંખીને સૂઈ રહી હતી ત્યાં રજપૂતોએ આવી લાગી મહેલ પછવાડે વિંટ નાંખ્યો. બ્રાહ્મણ વાણિયા અને વસવાયાનાં કાળજાં ફડફડી ગયાં અને રજપૂતોએ હથિયાર ઉપર હાથ નાંખ્યા. રામરાજા મેનારાણી અને મૈનાક સૌ ગાભરાં થઈ ગયાં, પણ એટલામાં સેનાપતિ આવ્યો અને રામરાજા પણ પાંચસેં રજપૂતની સાથે કુંવરીના રક્ષણ માટે ઘોડે ચઢ્યો. કન્યાના મહેલ આગળ જબરી મારામાર થઈ. ધોળે દહાડે શૂરવીરો એપોતાનું કે પારકું કંઈ પણ જોયા વગર ઘાસ કાપતા હોય તેમ માણસ કાપવા માંડ્યા. રાજાના પાંચસેં માણસો શૂરવીરતાથી લડ્યા પણ 'ઝાઝી કીડીઓ સાપને તાણે' તેમ તેમનું કંઈ ચાલ્યું નહિ. રાજા ઘાયલ થઈ રણમાં પડ્યો અને રજપૂતો ખપી ગયા. સાતસેં આઠસેં માણસ મહેરુમલ્લનું અને પાંચસેં માણસ કલ્યાણનું કપાઈ ગયું. મૈનાકના મહેલ આગળ જાદવાસ્થળી થઈ. સુલેહનું રણશિંગું ફુંકાયું ત્યારે રજપૂતોએ ઉંચું જોયું. લોહીની નીકો વળી. નગરમાં હાહાકાર થઈ ગયો અને લોહીની છોળે રંગાયેલાં લુગડાંવાળા રજપૂતો કંપારી છૂટે એવી હોળી રમ્યા. અર્જુનસિંહે આગળ આવી રજપૂતોને શાબાશી આપી. ભાટ

ઉંચા ઉંચા થઈ વખાણુ કરવા લાગ્યા ને ચારણોએ રજપૂતોને ચઢાવવામાં બાકી રાખી નહિ. મૈનાકનો મહેલ માલવેશ્વરના પ્રધાને હસ્તગત કર્યો. વડારણો હાથમાં નાગી તરવારો લઈ કુંવરીના અંતઃપુરમાં દાખલ થઈ. મૈનાકને તથા તેની ધાત્રીને તેમણે કેદ કર્યાં અને એક મેનામાં બેસાડી પાંચસેં શૂરવીરની વચ્ચે અર્જુનસિંહ રામરાજાની કુંવરીને લઈ કલ્યાણથી બહાર નીકળ્યો. ઉદ્ધત રજપૂતો સેનાપતિના ગયા પછી ગાંડા હાથીની માફક નગરમાં ફરી વળ્યા. શેઠ સાહુકારનાં ઘર લુંટ્યાં. વાંદરાએ રમણભમણ કરેલી લંકાની પેઠ કલ્યાણને લુંટથી તથા વિજયથી છકેલા રજપૂતોએ ખાખાવીખી કરી નાંખ્યું. સૌને ઉજ્જન તરફ ઉપડી જવાનો હુકમ થયો. જશ્નના કરીને માલવેશ્વર મહેરુમલ્લજી દળ કટકદળ લઈ કલ્યાણથી ઉપડ્યા. લગનમ વધન થયું, કલ્યાણ નગર રમણભમણ થઇ ગયું, લોક ત્રાસ પામી ગયા અને સર્વ ઝાંખુંજશ પડી ગયું. પરણનારો પરદેશ તરફ ચાલ્યો ગયો, માબાપની હોંશ મનમાં રહી ગઈ અને મૈનાકને બિચારીને સ્વામીનું સુખ સ્વપ્નવત્ થઈ ગયું. માણસો ઘાયલ થયેલા રામરાજાને રાજમહેલમાં લઈ ગયા અને શોકમય થઈ રહેલી નગરી ઉપર થઇ, આવા અનર્થને જોઈ કંટાળ્યા હોય તેવા સૂર્યનારાયણ પણ ઉંચા સિંહાદ્રિ પર્વતનાં શિખરો ઉપર થઈ પશ્ચિમ દિશામાં ઉતરી પડ્યા. દિવસથી પણ વધારે ભયંકર રાત્રીએ શોકથી ઘેરાયેલી નગરીને અંધકારમાં બુડાડી દીધી.

---

## પ્રકરણ ૧૦ મું.

### મૈનાકનો ટેક.



માલવેશ્વર મહેરુમલ્લ કલ્યાણના રામરાજાની કન્યા મૈનાકને લઈ ઉજ્જનમાં આવ્યા. લોકોએ વધામણાં દીધાં અને રાજમહેલમાં મોટો ઉત્સવ થયો. મહેરુમલ્લનાં પત્નીએ વહુને જોવાને અને પુંખી લેવાને હોંશથી તૈયારી કરી પણ મૈનાકે પોતાના દૃઢ નિશ્ચયથી તે કંઈ પણ સ્વીકારવાને સાફ ના પાડી. તેણે પ્રથમની માફક એમજ જણાવ્યું કે 'હું તમારા કુંવર સાથે પરણેલી નથી.' સાસુ સસરો થવાને માટે આનંદિત થઈ રહેલાં રાજારાણી રામરાજાની કુંવરીનાં વચનથી કોપ્યાં. તેમણે પોતાના કુંવરને વધાવી લઈ તરતજ શિપ્રા નદીના તટ ઉપર આવેલા ભૂતખાના જેવા એક જુના કિલ્લામાં મૈનાકને ચોકી પહેરામાં મોકલાવી દીધી. લોકોમાં વાત ચાલી અને સૌ મહેરુમલ્લને અંતઃકરણથી ધિક્કારવા લાગ્યાં. કાશી રાજાની દીકરી અને મૈનાકની સોક્ય પોતાના મનમાં રાજી થઈ. મહેરુમલ્લની પટરાણી વહુના આવા વર્તનથી બહુજ ક્રોધે ભરાઇ. તેણે તેને વિતકડાં વિતાડવાનો પછી આરંભ કર્યો. 'દુઃખ એને પાંશરી તીર જેવી કરી નાંખશે.' એવા વિચારથી તેણે અનેક યુક્તિઓ રચી પણ એકે અમલમાં મુકાઇ નહિ. ક્રોધમાં ને ક્રોધમાં વિચાર કરી કરીને યુક્તિઓ રચતાં ત્રણ દિવસ નીકળી ગયા. ચોથે દહાડે મહેરુમલ્લની પટરાણી પોતે કેટલાંક વસ્ત્ર અલંકાર અને બીજી વૈભવની વસ્તુઓ લઇ મૈનાકને જે કિલ્લામાં રાખવામાં આવી હતી ત્યાં ગઈ. ધાત્રીએ મૈનાકને ઘણુંએ સમજાવી પરન્તુ તે એકની બે થઇજ નહિ, અને રાણીને પણ કંઈ માન આપ્યું નહિ. મૈનાક તથા રાણીને વાત થઇ તેમાં તેણે પોતાનો દૃઢ ઠરાવ જણાવી દીધો. અલંકાર વસ્ત્ર કે વૈભવ કશાથી તેનું મન ચળ્યું નહિ. રાણીએ પ્રથમ પ્રલોભન પછી વૈભવ અને છેવટ દંડ દેવાશે, એમ જણાવ્યું પણ ક્ષત્રિયાણીના પેટમાં પાકેલી મૈનાક તેથી ડરી નહિ. તેણે

જણાવ્યું કે ' જેણે મારો હાથ ઝાલ્યો છે તેની હું દાસી છું અને બીજો કદી ઇન્દ્ર હોય તોપણ મારે કામનો નથી. દુઃખ તો શું પણ રાઇ રાઇ જેટલા કકડા કરી નાંખવામાં આવે તોપણ હું ડરવાની નથી. મહેરુમલની રાણી તિરસ્કાર કરીને પાછી વળી તોપણ તેને મૈનાક જેવી વહુની રઢ લાગી હતી તેથી તેની ધાત્રીને બોલાવી તેને સમજાવવાનું કહેતી ગઇ. ફરી ધન વૈભવની તેને લાલચ આપી પણ તેમ તે કંઇ મનાઈ નહિ. છેવટ થાકીને રાણી પાછી ગઇ. ઘેર ગયા પછી તેણે અનેક પ્રપંચો રચ્યા અને મૈનાકને દુઃખ દેવા માંડયું.

એકવાર ભૂતખાના જેવા મહેલમાં મૈનાક તેની દાસી સાથે વિચાર કરતી ચંદનીમાં બેઠી હતી એટલામાં એક મોટો રથ તેના આંગણામાં આવીને ઉભો રહ્યો. રાજકુંવર પોતે તેને મનાવવાને આવ્યો. ખવાસણો અને અંતઃપુરના લુંડાઓએ મૈનાકને સમજાવવાને પ્રયત્ન કર્યા પણ તેમનો તિરસ્કાર થયો. પોતાની ધાત્રી સાથે તેણે કહાવ્યું કે 'રાજકુંવર જો મને એકાંતમાં બોલાવવાનો પ્રયત્ન કરશે તો હું મારા રૂપ ઉપર જઇશ અને પરિણામ બહુજ નઠારૂં આવશે. ' આટલું કહેવા છતાં પણ રાજપુત્ર તેની પાસે આવ્યો. તેના દેખાવ ઉપરથી તે ગુસ્સે થઈ. જેની સાથે તેણે પેલી ભાગ્યશાળી રાત ગાળી હતી તે પુરૂષમાં અને આમાં આસમાન જમીનનો ફેર હતો. રાજકુંવરે કેટલાંક ગાંડાં કાઢયાં પણ ખીજવાયેલી વાઘણ જેવી મૈનાકે તે ઉપર ધ્યાન આપ્યું નહિ. કુંવર પાસે ગયો અને પગે પડ્યો પણ તેણે તો દયાની દૃષ્ટિ પણ કરી નહિ. ઘણી રકઝક થતાં કહ્યું કે ' માળવાના રાજકુમાર ! હું તમારી સાથે કે તમે મારી સાથે પરણેલાં નથી. હું પરસ્ત્રી છું, તેની ઉપર તમે આ પ્રમાણે જુલમ ગુજારો છો તે ઈશ્વર સાંખી શકશે નહિ. જે ગાદી ઉપર વિક્રમ અને ભોજ જેવા પ્રતાપી રાજાઓ થઈ ગયા તે ગાદી ઉપર બેસવાને પોતાને યોગ્ય ગણતો કોઈ પણ રાજકુમાર તમારા જેવું નીચ કામ કરે નહિ ! હું ઈશ્વરને વચમાં રાખીને તમને કહું છું કે, જો તમે તમારી પોતાની આબાદી ઇચ્છતા હો તો મને છૂટ આપો અને જેણે મારો હાથ ઝાલ્યો છે તે પુરુષ મને મળવા દો. રજપૂતાણીની કુખને હું લજવીશ નહિ. મારો દેહ તજીશ પણ તમારી ઇચ્છાઓને વશ થઈશ નહિ. તમારા

રાજ્ય સુખનો મારા નિશ્વાસાથી અંત આવશે અને થોડાજ કાળમાં તમે આ પાપ કર્મનાં ફળ દેખશો માટે મિથ્યા પ્રયત્ન મૂકી મને મારા ભાવીને વશ થવા દો.'

આટલું કહીને મૈનાક બીજા ઓરડામાં ચાલી ગઈ અને તેનાથી તિરસ્કાર પામેલો રાજકુમાર કાળે મોંએ ક્રોધપૂર્ણ થઈ કિલ્લાની બહાર નીકળ્યો અને કાશીરાજ પુત્રીને મહેલે ગયો. મૈનાક આ પ્રમાણે બંધનમાં અને નિરન્તર થતી અયોગ્ય માગણીઓથી કંટાળી ગઈ. એક રાતે તે પોતાની ધાત્રીને ગળે બાઝી છુટે મોઢે રોઈ. ધાત્રીએ ઘણી રીતે સમજાવી પણ એકકે વિચારે તેના ક્ષુભિત મનમાં સ્થાન કર્યું નહિ. ઘણી રાત જવાથી તેની વિનંતિથી તે પોતાના પલંગમાં પડી. ધાત્રી પાસેના બિછાના ઉપર સૂઈ ગઈ. પેલી ઉંઘી ગઈ પણ વિચારોથી ભરાઇ ગયેલી મૈનાકને ઉંઘ આવી નહિ. પલંગમાં સુતેસુતે તેણે અનેક વિચાર કર્યા. પલંગમાંથી ઉઠી અને સૌપુરના રાજપુત્ર ઉપર એક મોટો પત્ર લખ્યો. પોતાની સ્થિતિ રાજજોગીની ક્યાં ભાળ લાગશે તે, અને બીજી કેટલીક બાબતો લખ્યા પછી એક વાંસની ભુંગળીમાં તે પત્રને ઘાલ્યો અને ધાત્રીને જગાડી. તેણે ઉઠતાંજ મૈનાકને જોઈ પૂછ્યું કે, 'દીકરા! તારા મનનું દુઃખ મને અતિ દયા ઉત્પન્ન કરે છે માટે બોલ તારે શું કરવું છે? હું તારા દુઃખને જોઈ શકતી નથી.' મૈનાક બોલી કે, 'માડી! જો તું મારા દુઃખથી દુઃખી હોય તો હું કહું તે કામ કર. મરણથી હું ડરતી નથી એટલે કોઇ મને પરાજિત કરવાને શકિતમાન નથી. જે કામ હું તને બતાવનાર છું તે તારી ધ્યાનમાં આવશે નહિ પણ તારે તે કરવું પડશે.'

ધાત્રીએ ગમે તે પ્રકારે પણ તે કામ કરવાને તેને વચન આપ્યા પછી તેણે પેલી વાંસની ભુંગળી તથા સૌપુરના રાજકુમારે રાજજોગીને આપેલું અભિજ્ઞાન ધાત્રીના હાથમાં મૂક્યાં અને બોલી કે 'માડી! આ લે અને અત્યારેજ તું આ મહેલમાંથી નીકળી સૌપુરનો માર્ગ પકડ. લે આ મારો હીરાનો હાર તારી પાસે રાખ, કારણ કે ધન છે એ મનુષ્યને અનેક રીતે ઉપયોગી થાય છે. એક શબ્દ પણ ન બોલતાં જો તું મારું શ્રેય ઇચ્છતી હોય તો અહિંથી ચાલી જા. હવે વધારે વખત આ પ્રમાણે પરરાજ્યમાં અને પરપુરૂષોના જુલમમાં રહેવાથી હું કંટાળી ગઈ છું.' ધાત્રીએ કેટલીક

વાર હા ના કર્યા પછી મૈનાકનો દૃઢ નિશ્ચય જોઈ તે પ્રમાણે કરવાનું કબુલ કર્યું. ત્રણ મહીનાની મહેતલ ઠરાવી અને એક બીજાને મળી ભેટી અત્યંત કલ્પાંત કરી બન્ને સત્તર વર્ષે જુદાં પડ્યાં. ચોકીવાન ઉંઘી ગયેલા હતા એટ-લામાં ધાત્રી મહેલમાંથી નીકળીને સૌપુરને માર્ગે પડી.

---

## પ્રકરણ ૧૧ મું.

### મિત્રનો ધર્મ.



ધાત્રી મૈનાકનો પત્ર લઇને સૌપુર તરફ ચાલી ગઈ તેને બીજે દિવસે સવારે તેની તપાસ થઈ પણ કંઇ પત્તો લાગ્યો નહિ. રખેવાળો વહેમાયા તેમણે રાજ દરબા-રમાં ખબર આપી અને ત્યાંના માણસોએ આવી મૈનાકને ઘણી રીતે સતાવી પણ તેણે કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. રાજા રાણીના કોપથી તેને શહેરના કોટવાળને હવાલે થવું પડ્યું. તેણે તેને તાવવાને થાય તેટલું કર્યું અને એક બંદિખાના જેવા ઓર-ડામાં પુરી. આણી તરફ ધાત્રી કેટકેટલાં દુઃખ વેઠી સૌપુર તરફ ચાલી. મા-ર્ગમાં દુઃખ વેઠતી તે વૃદ્ધ અને રાજમહેલમાં વસનારી વડારણ સૌપુર પહોંચી. કાગળની ભુંગળી તથા રાજજોગીએ આપેલી અભિજ્ઞાન રત્નશલાકા લઈ તે રાજકુમાર વીરવિજયસિંહના મહેલ તરફ ગઈ. સવારના પહોરમાં તે મહેલ આગળ આવી પરન્તુ દ્વારપાળોએ તેને અંદર જવા દીધી નહિ. રાજદ્વાર ઉપર તે ઘણા વખત બેસી રહી. દોઢ મહીનો થયો તેણે બિચારીએ કોઈ દિવસ નિરાંતે ઉંઘ કાઢી કે ભોજન કર્યું ન હતું. આંખોમાં ખાડા પડી ગયા હતા અને વસ્ત્ર મેલાં થઈ ગયાં હતાં. બેસી રહેતાં બપોર થયા પણ કોઇએ એની દાદ સાંભળી નહિ. છેક બપોરે એક દાસી રાજમહેલમાંથી બહાર આવી. ધાત્રી તેને મળી અને પોતાની હકીકત કહી. પેલી દાસી તેના બોલવાથી

અને વાત કરવાની ચતુરાઇથી પામી ગઇ કે ખરેખર આ કોઇ રાજમહેલમાં રહેલી છે. તેણે તેને કુંવરને મેળવવાનું કહ્યું તોપણ તેમ કરતાં બે દિવસ નીકળી જશે એવું જણાવ્યું. ધાત્રી આથી કંટાળી પણ તેણે તે દાસીને માત્ર એકજ બાબત વિનંતિ કરી અને તે એ હતી કે 'બેન! મારી સામું જો, હું ઘણાં કષ્ટ વેઠીને અહિં આવેલી છું. તારાથી રાજકુંવર આગળ કંઇ બોલાય નહિ તો ખેર! મારીવતી તું આટલું કર,' એમ કહી તેણે વાંસળીમાંથી પેલી રત્નશલાકા કાઢી દાસીના હાથમાં મૂકી અને વળી કહ્યું કે 'લે આ તું માત્ર રાજકુંવરના હાથમાં આપ. જો તે તને કંઇ પૂછે તો કહેજે નહિ તો કંઇ નહિ.' દાસી તે પ્રમાણે કરવા કબુલ થઇ અને ધાત્રી પાસેથી રત્નશલાકા લઇ રાજમહેલમાં ગઇ.

ભોજનનો સમય થયેલો હતો અને ખવાસ લોક ભાણાં માંડવામાં રોકાઇ ગયા હતા ત્યારે રાજકુમાર વીરવિજયસિંહ તેની સ્ત્રી સાથે એક હિંદોળા ઉપર બેઠો હતો. રાણી શ્યામકુંવર ઘરના રાજસી પોષાકમાં હતી. કુંવર શાલ ઓઢી એક હાથે હિંચકાની સાંકળ અને એક હાથે સામેનો દેખાવ રાણીને સમજાવીને બતાવતો બેઠો હતો. માનિતી દાસીઓ આગળ પાછળ ઉભી હતી. 'રાણીની શી આજ્ઞા થશે' તેની તેઓ વાટ જોતી હતી. સામે ભોજનની તૈયારી થતી હતી એટલામાં પેલી દાસી અંદર આવી અને ઓવારણાં લઇ રાજકુંવરના હાથમાં પેલી રત્નશલાકા મૂકવા જતાં શરમાઇ જવાથી ધીરે રહીને રાણી શ્યામકુંવરના હાથમાં મૂકી દૂર ઉભી. 'આ શું?' રાણીએ પૂછ્યું એટલામાં કુંવરે રાણીના હાથ સામે જોયું અને કરપદ્મ ઉપર પડેલા કદલી પત્ર જેવું પાનું પોતાના હાથમાં લીધું. હાથમાં લેતાંજ તેના મનમાં પેલા બધા વિચારો દુઃખ અને રાજજોગી સાથેની મૈત્રી યાદ આવ્યાં. એકદમ તે હિંદોળા ઉપરથી ઉભો થયો. તેની સાથેજ રાણી ચમકી અને દાસીઓએ તથા ખવાસણોએ ખમાખમા કરી મૂક્યું. એટલામાં 'આ તને આપનાર ક્યાં છે?' એમ પૂછતો તે આગળ ચાલ્યો. 'એક સ્ત્રીએ આ મને આપ્યું' એમ દાસીએ કહ્યું એટલે તે ઉભો રહ્યો અને તેને પૂછ્યું કે 'તેને ઝટ ઉપર બોલાવી લાવ.' પાછો ફરી રાજકુંવર હિંદોળા ઉપર બેઠો, એટલે રાણીએ પૂછ્યું કે 'રાજાજી! આ શું છે?' 'હમણાં તમારા જાણવામાં

આવશે.' એમ કહી તે પેલી સ્ત્રીની રાહ જોવા લાગ્યો. ખવાસણી અને ખવાસ આતુર થઈ જોવા લાગ્યા કે વળી આ શું! એટલામાં મૈનાકની ધાત્રી મેલા ઘેલા વેષે અંદર આવી. અતિ વિનયથી નમન કરી રાણી શ્યામ-કુંવર તથા રાજકુમાર વીરવિજયની સામે તે ઉભી રહી. આખા મંડળની આંખો ધાત્રી તરફ ફરેલી હતી એટલામાં રાજકુંવરે કહ્યું કે ' આ રત્નશ-લાકા તને કયાંથી હાથ લાગી તે બોલ.' રાજા અને રાણીનાં ઓવારણાં લઈ તેણે પોતાની કમ્મરમાંથી વાંસળી કાઢી એક મોટો પત્ર હાથમાં લઈ કહ્યું કે ' આ રત્નશલાકા આપનારેજ આ પત્ર આપ્યો છે. આજ્ઞા હોય તો વાંચું.' ' ભલે વાંચ, હું તે સાંભળવાને અતિ આતુર છું.' આજ્ઞા થવાથી ધાત્રીએ તે જુગલ આગળ ઉભાં રહી મૈનાકનો પત્ર નીચે પ્રમાણે વાંચ્યો.

રામેશ્વરના યાત્રાળુ જોગીના મિત્ર !

મુ. શ્રીસૌપુર.

વિ. વિ. દુઃખ સુખ તો વારા ફરતી આવ્યે જાય છે, સંસારને તજ્યો હોય તેને દુઃખ સુખ સમાન થતું હોય તો ભલે! ગુણજ્ઞ હોય છે તેજ દુઃખમાં કામ આવે છે માટે આ પત્ર એ જોગી ઉપર જેનો હક છે અને તેમ હોવાથી તમારી ઉપર પણ હક છે એવું જાણી દુઃખી લખનાર લખે છે. જોગીનું વૃત્તાંત અત્યારે જાણતાં મનમાં શંકા થાય તો જોગ એજ તેનું કારણ જાણજો. મિત્રમાં ભેદ રાખીને તેણે તેમ કરેલું નથી. આ શલાકા તમારા જોગી મિત્રે પોતાની અર્ધાંગનાને આપેલી અને તેજ આ શલાકાથી તમારા મિત્ર તમને યાદ આપી એક જુલમી રાજાના હાથમાં પડેલી હોવાથી તમારી સહાય માગે છે. તમારા મિત્ર પરણ્યા અને બીજેજ પ્રભાતે ચાલ્યા ગયા, તેથી જોગીની પાછળ જોગણ થયેલી લખનાર અત્યારે પણ તમારા જોગીનીજ માળા જપતી શિપ્રાના તીર ઉપર ચોકી પહેરામાં દુઃખે કાળ નિર્ગમન કરે છે. તમારા મિત્ર રામેશ્વર ગયા છે એમની શોધ કરાવવા એમની પાછળ જોગણ થયેલી કલ્યાણના રામરાજાની પુત્રી અને વલભીના મહારાજા શિલાદિત્યની પુત્રવધૂ મૈનાક દુઃખથી ડસડસી રહેલા હૃદયે હવે વધારે કશું લખી શકતી નથી પણ માત્ર એજ કે ત્રણ માસમાં જો તમારા મિત્ર અથવા તમે સંભાળ નહિ લો તો આ દુઃખિયારી જોગણ દુષ્ટ-

મહેરુમલ્લના જુલમથી છૂટવાને મહા પંથનોજ રસ્તો લેશે. વધારે શું લખું પણ માત્ર એજ કે જેવી તમારી અને જોગીની પ્રીતિ હોય તેવી આ વખતે બતાવજો. જોગી તમને અને આ જોગણ સખીભાવે તમારાં રાણીને સખી ગણી ઘટિત કહાવે છે તે તેમને કહેજો. એજ લી૦ જોગીની પાછળ જોગણ થયેલી દુઃખિયારી મૈનાક.

આ પત્ર સાંભળી વીરવિજયસિંહ આશ્ચર્ય પામ્યો અને રાણી તો જો કે આમાં કંઈ ઝાઝું સમજી ન હતી તેમ છતાં ગળગળી થઈ ગઈ. વીરવિજયસિંહે પૂછ્યું કે આ વૃત્તાંત મને બરોબર સમજાવો. મૈનાકની ધાત્રી પછી આ પ્રમાણે બોલી. ' વલ્લભીપુરમાં શિલાદિત્ય રાજા રાજ્ય કરે છે. તેમના વડા-તિલકકુંવર તેજ તમારા મિત્ર રાજજોગી-રાજસિંહ છે. કલ્યાણના રામરાજાની બેન જે શિલાદિત્ય સાથે પરણાવેલાં છે તેમણે રાજસિંહને મારાઓને સોંપ્યા હતા ત્યાંથી છૂટેલા તે જોગી થઈ ફરે છે. કલ્યાણના રામરાજાની પુત્રી આ મૈનાકને માળવાના રાજા મહેરુમલ્લના પુત્ર સાથે પરણાવવાની હતી. મહેરુમલ્લ જાન લઈને કલ્યાણ આવ્યા હતા પરંતુ તેમનો કુંવર ખોડીલો હોવાથી તેમણે જોગી થઈ આવેલા રાજસિંહને અચાનક દૈવે ગોઠવેલી બાજીથી પકડી લાવી મૈનાક સાથે પરણાવ્યા. ઘણી ચોકસી રાખી પરંતુ અંતઃપુરમાં અમારાં કુંવરીબાએ ભેદ ભગાવ્યો. રાજજોગીએ તે વેળાએ આપને મેં આપી તે રત્નશલાકા સંભારણા તરીકે અને સહાય જોઈએ તે વેળાએ ઉપયોગ કરવા મૈનાકને આપી. સવારમાં રાજસિંહને તંબુએ લઈ ગયા અને એમ સાંભળ્યું છે કે, તેમને તેઓએ સ્વારોની સાથે દક્ષિણમાં મોકલાવ્યા. મૈનાકને આણું મોકલ્યાં પણ તે સ્વીકાર્યાં નહિ ત્યારે બળથી છકી ગયેલા મેવાડી રજપૂતોએ કુંવરીના મહેલને ઘેરો ઘાલ્યો. લડાઈ થઈ તેમાં રામરાજા ઘાયલ થયા. મને તથા મૈનાકને કેદ કરી મહેરુમલ્લજી ઉજ્જયિની લઈ ગયા. ત્યાં અમને જે દુઃખ દીધાં તે કહીને હું તમારું અને કમળપત્ર જેવું કોમળ રાણી સ્યામકુંવરનું હૃદય કંપાવવાને ઇચ્છતી નથી. કેટકેટલી રીતે સમજાવી સામ દામ અને ભેદ વાપર્યાં પણ તમારા જોગીમિત્રની રઢિયાળી મૈનાકકુંવર ' હું ક્ષત્રિયાણી છું એમ માની ' ડગી નહિ. હવે તો એનું બિચારીનું શું થયું હશે તે હું જાણતી નથી, પણ ત્રણ મહીના

વીતી જશે તો તો એ એજ માર્ગે લેશે.' આટલું કહેતાં કહેતાં વૃદ્ધ વડારણના નેત્રમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં અને રાણી શ્યામકુંવર તથા પરિજન પણ ગદ્ગદ થઈ ગયાં. વડારણ દુઃખથી મૌન થઈ નીચે બેસી ગઈ.

રાણી શ્યામકુંવરે ઉઠી મૈનાકની ધાત્રીનું આશ્વાસન કર્યું અને બીજી દાસીઓને બોલાવી તેને નહાવા ધોવા અને ખાવાપીવાને લઈ જવાનો હુકમ આપ્યો. ધાત્રી દાસીઓ સાથે બહાર ગઈ ત્યાર પછી વીરવિજયસિંહે ગદ્ગદિત હૃદયે રાજસિંહે કેવી રીતે પોતાને ઉગાર્યો હતો તે રાણીને કહ્યું. રાણીએ રાજજોગીનું વૃત્તાંત સાંભળી કહ્યું કે 'આર્યપુત્ર! તમારે પણ પ્રત્યુપકાર કરવાનો આ વખત છે. સ્ત્રી પુરૂષ તો શરીરે કરીનેજ માત્ર જુદાં કહેવાય. રામરાજાની કુંવરી મૈનાક ઉપર ઉપકારનો બદલો વાળી મિત્રઋણમાંથી છૂટો. વળી આર્યપુત્ર! આપણા લોકમાં સાધારણ એવો નિયમજ છે કે રજપૂતના દીકરાએ કંઈ પરાક્રમ કરી પ્રસિદ્ધ થયા પછીજ ગાદીએ બેસવું જોઈએ. પૂર્વે પણ તિલકકુમારો સૈન્ય લઈ દિગ્વિજય કરવા જતા હતા. તેમ હમણાં સુધી ઘણા રાજકુમારો સ્વયંવરમાં જતા અને ત્યાં કન્યાને બહાને યુદ્ધ આરંભી પોતાનું પરાક્રમ પ્રકટ કરવાનો પ્રયત્ન કરતા. પ્રાણવલ્લભ! તમને ઈશ્વરે આ યોગ્ય પ્રસંગ આપ્યો છે. મિત્રની પત્ની અને વળી સ્ત્રી તેની વહારે ચઢી પરાક્રમ કરો. મિત્રના ઉપકારનો બદલો વળશે ને માળવા જેવો પ્રસિદ્ધ દેશ જીત્યા તો પરાક્રમ કર્યામાં પણ બાકી રહેશે નહિ. કદાપિ હાર્યા તોપણ મોટાની સાથે બાકરી બાંધવાથી પ્રસિદ્ધ થશો માટે ચઢાઈ કરવાનો ઉપક્રમ કરો અને જેણે તમારો પ્રાણ ઉગાર્યો હતો એવા તમારા જોગીમિત્રની પ્રાણવલ્લભાને એ દુષ્ટના જુલમમાંથી મુક્ત કરી સ્ત્રીનું રક્ષણ કરવાને ઉદ્યત થાઓ. જમતાં જમતાં રાણીએ ચઢાઈ કરવાને તથા રાજજોગીની પ્યારીને છોડવવાને વીરવિજયસિંહને સારી રીતે ઉશ્કેર્યો. વીરવિજયસિંહ ચઢતી વયનો જુવાન રજપૂત હતો. તેનો અને તેના પિતાનો પણ કંઇ પરાક્રમ કરવાનો વિચાર હતો તેથી મોટું સૈન્ય તૈયાર કરી ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો. થોડા દિવસમાં મોટું સૈન્ય તૈયાર થતાં માથે ચોમાસું આવેલું હતું તેમ છતાં સૌપુરનો રાજકુમાર પોતાના મિત્રની અર્ધાંગનાને છોડવવાને માળવા તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### મિત્રનો મેળાપ.



સાગરની ભરતી હોય તેવું હાથી ઘોડા રથ અને પડાવના સરંજામનાં ગાડાંવાળું મોટું સૈન્ય સોપુરથી પ્રથમ પૂર્વ દિશા તરફ ચાલવા લાગ્યું. માર્ગમાં ખંડિયા રાજાઓનાં રાજ્ય અને પ્રજાનાં સુખ દુઃખ જોતો સૌપુરનો તિલકકુમાર કેટલેક દિવસે પોતાની હદ વટાવી દશપુરની હદમાં દાખલ થયો. મોટા મોટા પર્વતો તો ચોમાસા પહેલાં ઓળંગાઈ ગયા પણ તે પછી ચાલુ વરસાદની ઝડીઓ પડવા લાગી. માર્ગ કાપવો બહુ કઠણ પડવા માંડ્યો. કોઈ કોઈ ઠેકાણે મેઘનું જોર હોવાથી એકાદ બે દિવસ પડાવ પણ નાંખવો પડતો. કોઈ કોઈ વખત ઉઘાડ હોવાથી રાતે પણ પ્રયાણ કરતા. સમપુંઢ પર્વતની તળેટીઓમાં મૃગયા રમવાને નીકળેલો હોય તેવો રાજકુમાર મોટા દળ સાથે ઘણીક નદીઓ ઉતરતો ઉતરતો ઘણે વખતે પર્વતના મધ્ય ભાગે જઈ પડ્યો. પર્વતની પેલીમેર માળવાની હદ આવતી હતી એટલે પ્રસંગ આવતાં લડાઇ કરવી પડે તેથી રાજકુમારે પોતાના સૈન્યને બે દિવસ પડાવ નાંખી કવાયત કરાવી જોવાનો વિચાર કર્યો. વળી નર્મદા અને તાપીમાં રેલ હોવાથી ત્યાં પડાવ કર્યા વિના પણ છુટકો ન હતો. પહાડી પ્રદેશોના મધ્ય ભાગમાં સૌપુરી લશ્કર આવ્યું ત્યારે વરસાદ મંદ હતો પણ નદી નાળાં પાણીથી ભરાઈ ગયાં હતાં. ઉંચી ટેકરીઓ ઉપર છેટે છેટે ડેરા તંબુ ઠોકાયા. પૂર્વે કાળે નાશ પામેલું કોઈ નગર જાણે ધોવાઈ જઈ નવુંજ ઉઘડી આવ્યું હોય તેવું દેખાવા લાગ્યું. વળી રાજકુમારે સાંજ સવાર લશ્કરની કવાયત લેવા માંડી અને અમુક ટુકડીના અમુક સેનાપતિ અને નાયક એવી નિમણુકો કરી. પચાસ માણસની એક ટુકડી ઉપર એક અધિકારી, એવા પાંચ અધિકારીઓ ઉપર એક નાયક, પાંચ નાયક ઉપર એક અનીકપતિ અને એવા સો અનીકપતિઓનો એક મોટો સેનાપતિ. એ પ્રમાણે લશ્કરની ગોઠવણ કરવામાં આવી. વચમાં એક દિવસ વરસાદ ઉઘડી ગયેલો હતો, રજ રહિત

થઈ ગયેલા પર્વતના નિતંબ પ્રદેશ રમ્ય લાગતા હતા, તૃણુ, વૃક્ષ અને કચ-રાવાળી નદીઓ ધસમસી વહ્યે જતી હતી અને હેલીથી પીડાઈ રહેલાં પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં ત્યારે રાજકુમારને શિકારે નીકળવાનું મન થયું. એક સાંજે તે પોતાના મિત્રોની સાથે મૃગયા માટે સપ્તપુંદ્રના પ્રદે-શોમાં ફરવા નીકળ્યો. હરિણુ પાડા વરાહ વાઘ ચિત્તા અને જંગલી હાથી-ઓનો શિકાર કરતો કરતો રાજકુમાર છાવણીથી બહુજ દૂર નીકળી ગયો. એક વેગવાન હરણની પાછળ રાજકુમાર એકલોજ વાઘ સિંહ અને બીજાં માંસાહારી પ્રાણીઓથી ભરેલા ગહન વનમાં નીકળી ગયો. સાંજ પડી ગઈ અને જોતજોતામાં સૂર્યનારાયણ અસ્ત પામી ગયા. અંધકારે દિશાઓનાં મુખ ઢાંકવા માંડ્યાં ત્યારે હરણ મરાયું અને વીરવિજયસિંહને ભાન આવ્યું. કેટલીક વાર આમ તેમ માર્ગ શોધતો તે વનમાં ફર્યો પણ નવા ઉગેલી લીલોતરીથી ઢંકાયેલી સેરડીઓ કહિં નજરે પડી નહિ. એક નિર્મળ ખાબો-ચિયા આગળ રાજકુમાર ઘોડાઉપરથી નીચે ઉતર્યો, મુખ પ્રક્ષાલન કર્યું અને ઘોડાને પાણી પાયું. ચાલ આ ટેકરી ઉપર ચઢીને જોઉં એવો વિચાર કરી રાજકુમાર જેવો પોતાના ઘોડાઉપર ચઢવા જાય છે તેવોજ " ઓં અલખ ! અલખ ! એવો શબ્દ તેને કાને પડ્યો. આ શબ્દો કાનપર પડ-તાંજ પરિચિત શબ્દ જેવો તેને ભાસ થયો. વળી ગુણજ્ઞ રાજકુમારને પોતાનો બચાવનાર જોગી યાદ આવ્યો. જેણી તરફથી શબ્દ આવ્યો તેણી તરફ પોતાના ઘોડાને વાળ્યો અને નાળા ઉપર થઈ ટેકરી ઉપર ચઢયો. પાસે જઈ જુએ છે તો ધૂણી આગળ મોં કરી એક જુવાન જોગીને વ્યાઘ્રચમ ઉપર બેઠેલો જોયો. ક્ષણવાર જોગી સામું જોયા પછી રાજકુમાર બોલ્યો કે, ' રામેશ્વરવાળા યાત્રાળુ જોગીને નમસ્કાર ! અહો ! ઈશ્વરની કેવી અગાધ લીલા છે. '

રાજજોગીએ ઉંચું જોયું શબ્દસંયોગે વીરવિજયસિંહને ઓળખ્યો અને હૃદયમાં મિત્રતાનો ઉમળકો આવતાં ઉભો થઈ તેને ભેટી પડ્યો. ઉભ-યનાં અંતઃકરણ પ્રેમથી ભરાઈ ગયાં. આવી રોળીકાળી વેળાએ જંગલમાં મેલાપ થતાં બન્નેને અધિક આનંદ થયો, બંને મિત્રો વ્યાઘ્રચર્મ ઉપર બેસી વાતચીત કરવા લાગ્યા. વીરવિજયસિંહે મેનાકનો પ્રેમ તેની સાંપ્રત દશા

અને પોતાનો ઉદ્દેશ એ સઘળું રાજજોગીને કહ્યું. દુશ્મનનેય દયા આવે એવી પોતાની પ્રિયાની દશા સાંભળી રાજજોગીનાં ભભૂતથી ભરેલાં રોમાંચ ઉભાં થયાં. ક્ષત્રિય ધર્મે તેની આંખને માર્ગે દર્શન દીધાં અને જોગીના વેષે પણ શૌર્ય ઉછળ્યું. સુકુમાર પ્રિયાના પ્રેમે અનુકંપા ઉત્પન્ન કરી. અહિં આગળજ કંઠે વળગી રાજજોગીએ પોતાનો સઘળો વૃત્તાંત વીરવિજયસિંહને નિવેદન કરી પોતાનું હૈયું હળવું કર્યું. રાજજોગીના પ્રેમપરાયણ હૃદયને સૌપુરના રાજકુમારે સારી રીતે આશ્વાસન આપ્યું. મૈનાક ઉપરની પ્રીતિ તથા પોતાની જનિતાની પ્રીતિએ જોગી ગળગળો થઇ ગયો. 'વીરવિજય ! તેં મારા બંધુથી પણ ન થાય તેવું કાર્ય કર્યું. તેં મારે માટે તો શું પણ જેની મારી ઉપર પ્રીતિ અને હક છે તેને માટે આવું અનિશ્ચિત કાર્ય માથે લીધું એ ખરેખર તારી મૈત્રીનું દુનિયાંને અનુપમ દૃષ્ટાંત મળશે. સંસાર અને જોગની વચ્ચે હિંદોળા ખાતું મારું અંતર અમુઝાય છે અને શું કરવું તે સૂઝતું નથી.'

આટલું બોલી શાંત થયા પછી સ્મરણ આવતાં જોગીએ પેલા અવધૂતનું ધ્યાન ધર્યું. ધ્યાન ધરતાંજ શાંત સમીરણમાં સુસવાટ સંભળાવા લાગ્યો અને એક ક્ષણમાં પેલો અવધૂત વીરવિજય અને રાજજોગીની સમક્ષ 'શિવ શિવ' ઉચ્ચાર કરતો પ્રગટ થયો. બંને મિત્રે ઉભા થઈ તેને પ્રણામ કર્યા. રાજજોગીને માથે હાથ દઈ અવધૂત બોલ્યો કે, 'વત્સ ! રાજજોગી ! હવે તું આ જોગ તજી દે. તારા પ્રારબ્ધમાં હજી રાજસુખ ભોગવવાનું છે માટે જા, આ પ્રસંગ આવ્યો છે તે સાધી યથેચ્છ રાજસુખ ભોગવ અને જ્યારે સંસારના સુખ લઇ પૌત્રનું મુખ જુએ ત્યારે મારું સ્મરણ કરજે, હું તને ભેખ આપીશ. બચ્ચા ! હું પણ ગૌડ બંગાળનો રાજા છું. જા રાજ્ય ભોગવવામાં તને કંઈ અડચણ નથી. મારે હવે સંધ્યાવંદન અને ગંગાસ્નાન અર્થે જવું છે માટે જાઉં છું.' આટલું કહી અવધૂત ચાલ્યો ગયો અને રાજજોગીનું મન જોગ ઉપરથી ફરી સંસાર ઉપર ગયું. મૈનાક અને બીજાં સગાંવહાલાં સાંભર્યાં. રાજકુમાર સાથે જવા તૈયાર થયો અને બેઉ જણ સેનાનિવેશ તરફ ચાલ્યા. રાજજોગી પર્વતનો ભોમિયો હતો તેથી થોડું થોડું અંધારું ચયું હતું તોપણ તેણે છાવણી શોધી કાઢી. જોગી મિત્રને લઈ કુમાર

તંબુમાં પેઠો. સુગંધવાન ઉના પાણીએ તેને સ્નાન કરાવરાવી જોગ ઉતરાવ્યો. નહાયા પછી રાજજોગીએ સવા બે વર્ષે રાજસી ભોજન કર્યું. ઉભયને આનંદ થયો અને બીજે દહાડે સવારે સેનાને કુચ કરવાનો હુકમ આપ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### જાદુગર.



મહેરૂમલ્લ અને તેની રાણી મૈનાકની હઠથી કંટાળી ગયાં. "મૈનાક માનશે નહિ અને અમસ્તી લોકમાં આપણી ફજેતી કરશે." એવા વિચારથી તેમણે તેનું કાસલ કાઢવાની ગોઠવણ કરી. રાણીને નામજાદો કુંવર આપનાર એક મેલો જાદુગર હતો. રાણીને તેણે એક વખત કહ્યું હતું કે, 'મારે કોઈ સૌભાગ્યવતી સ્ત્રીનો ચામુંડા દેવીને ભોગ આપવો છે' તેથી રાણીએ મૈનાક આપવાની રાજાને સમજાવી હા કહેવરાવી. બીજે દિવસે જાદુગર મળ્યો અને રાણીએ મૈનાક તેને સ્વાધીન કરી. જાદુગર તેને પોતાને ઘેર લઇ ગયો. થોડા દિવસ સુખ આપ્યું કારણ કે તેના રૂપ ઉપર તે મોહી પડ્યો હતો. ઝાઝા દહાડા જાદુગર પોતાનું વિષય ઝેર જીરવી શક્યો નહિ. એક દિવસ તેણે મૈનાકને એકાંતમાં મળીને કહ્યું કે "જો, ઉજ્જનનો રાજા મારા પગમાં માથું મૂકે છે. રાણી હું નચાવું તેમ નાચે છે અને રાજવાડામાં મારૂં વચન તે બ્રહ્માનું વચન મનાય છે માટે તું હઠ ન કર. મારી માનિતી થઇ બેસ. રાજકુંવર તો અલબત તને યોગ્ય નથી પણ મારી પ્રત્યે તારાથી કંઈ વાંધો લેવાય તેમ નથી. ભુંડી ! જાણી જોઇને શું કરવા આ અમુલખ દેહને સંકટમાં નાંખે છે ? હજી તેં સંસારનો લહાવો લીધો નથી. આવો રુડો માનુષાદેહ પામી શું કરવા તેને એળે જવા દે છે ! ખા પી રંગભોગ ભોગવ અને દેવને પણ દુર્લભ એવા સંસારના સુખનો લહાવો લે ! ! જો આ બાણુ લાખ માળવામાં તારું કોઇ છેજ નહિ. શું કરવાને માથું ધુણાવે છે, સમજ

નાજુકડી સમજ. બોકડાને મોતે ખાલી મારી જઈશ." મોહથી ઉશ્કેરાયેલો દુષ્ટ જાદુગર મૈનાકના ખભાપર હાથ મૂકવા ગયો પણ ત્રિભુવનનો નાશ કરે તેવો ભ્રૂભંગ કરી મૈનાકે તેને ધુતકારી કાઢ્યો. 'નફ્ટ વેગળો રહે. રજપૂત કન્યાની ઉપર આંખ ઉંચી કરવાને તું સમર્થ નથી. મારૂં અહિં કોઈ નથી તોપણ મારૂં પાતિવ્રત્ય તારા બાણું લાખ માળવાને બાળી મૂકવાને સમર્થ છે. માળવા ઉપર કાળ ચક્ર ફરે છે તે તમને છોડનાર નથી. ચાલ દૂર જા નહિ તો આ કટારથી રેંસી નાંખીશ.' આટલું બોલતાં વાઘણની પેઠે ખીજવાયેલી મૈનાક પોતાની શીયળરક્ષક કટાર કાઢી નિર્લજ્જ થઈ અસભ્ય ચાળા કરતા દુષ્ટને મારવા ધસી. કાળની જીભ જેવી કટાર દેખી તે દુષ્ટ નાઠો. મૈનાક બે ઘડી સુધી હાથમાં કટાર લઈ ઓરડા વચ્ચે ઉભી રહી. "મારા પેટમાં મારૂં. પણ અરે! આત્મઘાત કરીને શું કરવા હું પાપમાં પડું! માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં અને ભયંકર વેરીઓમાં વાસ છે એટલે કદાપિ કોઇ પાપી મને અપવિત્ર કરે ત્યારે!! શિવ! શિવ! આત્મઘાતનું પાપ તો પાપ પણ વ્રત તો સચવાશે. હવે મરણજ દુઃખનો આરો છે. આ કટાર પેટનું રુધિર પીવાનેજ કેડે ઘલાઇ હશે. મરવું ને મરવું એજ મને ઇષ્ટ છે. પણ અરે! મરતા પહેલાં લાવ ઘડી મારા મનમોહનનું સ્મરણ તો કરૂં કે, **मरणे या मतिः सा गतिः** એ વાક્ય પ્રમાણે પેલા ભવમાં એ રઢિયાળાનો મને સંગ થાય. લાવ ક્ષણવાર એમનું સ્મરણ કરી દુઃખથી ભરેલા આ ભવસાગરમાંથી આવી તેવીજ ફોકટ ફેરો ખાઈ પાછી જાઉં."

આમ વિચાર કરી ઓરડામાં ઉભેલી શૂરવીર બાળા હાથમાં કટાર રાખી ધુંટણીએ પડી. ઇશ્વરની પ્રાર્થના કરી જોગીને યાદ કર્યો. તે તેની આંખ આગળ ખડો થયો, તેના વચનના તેના કાનમાં જાણે પડધા પડવા લાગ્યા. પેલી ભાગ્યશાળી રાત્રી સાંભરી આવી. આમ થતાં દુઃખિયારી મૈનાક ક્ષણભર દુઃખને વીસરી ગઈ. જોગીની સાથે સંસાર સુખનો લહાવો લેતી સુખસાગરમાં તરવા લાગી. પ્રેમે પરવશ થઇ ગઇ, કલેશે જીવ ઉંડો ઉતરી ગયો અને બેભાન જેવી બોલી ઉઠી કે, 'જોગી! જોગી! મારા કાળજાની કોર; રઢિયાળા જોગી! છેવટ આમજ કર્યું!! પરણીને તજી

દીધી ! રે કોમળ હૃદયના કંથ ! આવા નમેરા કાં થયા ?' આટલું બોલતાંજ તેને મૂર્છા આવી. થોડી વાર થઇ એટલે ધીરેધીરે જાદુગર પાછો તે ઓરડામાં આવ્યો. મધરાતની ઝગરો વાગવા આવી હતી અને વરસાદની ઝડીઓપર ઝડીઓ પડતી હતી. આ વેળાએ જમના જેવા નિષ્ઠુર હૃદયનો જાદુગર હાથમાં પાશ લઈ મૈનાકની સામે આવ્યો. બેભાન થઈ પડેલી તેને તેણે બાંધી ઝોળીમાં નાંખી અને પછી પોતાનું દુષ્ટકર્મ કરવા–દેવીને ભોગ આપવા તેને લઇ ચાલ્યો.

શ્રાવણ માસ ચાલતો હતો, ઝરમર ઝરમર વરસાદ પડતો હતો, કાળી અંધારી રાત સમસમ બોલી રહી હતી, કહિં તમરાં અને કહિં દેડકાંના અવાજે કાન પડે પણ સંભળાતું ન હતું, વિજળીના ઝબકારા થઈ રહ્યા હતા અને પૂર આવવાથી મેલું થયેલું શિપ્રાનું પાણી ખળકાબંધ વહ્યે જતું હતું. દૂરથી શિયાળવાંનાં ભયંકર રુદન અને બીક લાગે એવા ઘુવડોના ઘુઘુકાર સંભળાતા હતા. કેટલેક દૂર વરસાદથી ધુમ્મસમય થઈ ગયેલા કાચમાંથી ઉંચી ઉંચી અટારીઓમાં બળતા દીવા દેખાતા હતા. ઝીણા ઝીણા ચોઘડિયાંના અવાજ સંભળાતા હતા અને તેથી ઉન્નિદ્ર થતા મયૂરોના કેકારવથી મેઘનું માન વધી રહેલું હતું. વરસાદના ઝપાટાની સાથે સુસરો પડી જાય એવો શૂરો વા વહાતો હતો. કહોઈ ગયેલાં મૂળવાળાં અને ઘટામાં ભરાઈ રહેલા પાણીના ભારે નમી પડતાં ઝાડનાં ડાળાં કડકડાટ ] કરી નમી પડતાં હતાં. એક તરફ પૂરે ચડેલી શિપ્રા બીજી તરફ ભયંકર ઝાડી ત્રીજી તરફ નાળાંના પાણીના ખળખળાટ અને ચોથી તરફ ઉજ્જનનું મહા ભયંકર શ્મશાન આવી રહેલું હતું. આવા પ્રદેશમાં થઈ કાળ જેવા કઠણ કાળજાનો જાદુગર વાંસે મોટી ગાંસડી લઈ ચાલ્યો જતો હતો, ચાલતાં ચાલતાં તે સિદ્ધવડ આગળ જઇ પહોંચ્યો. શ્મશાનનો પ્રદેશ અત્યારે ભલભલાની હિંમત મુકાવે એવો ભયંકર થઈ રહ્યો હતો. ચોમાસાની અંધારી રાત શિયાળવાં, જરખ અને બીજાં પ્રાણીની દોડાદોડ સિદ્ધવડની આગળ પાછળ થતા ભડકા અને કોઇ કોઇ વાર થતા મોટા ગેબી અવાજ ભયંકરતામાં વધારો કરતા હતા. જુદાં જુદાં વિકરાળ રૂપ ધારણ કરીને દોડતી ભૂતાવળ તેની ભડકે ચઢતી હતી. માથા વગરના ખવીસ અને ઘોર મંત્ર સાધક અઘોરીઓ તેને

અથડાતા હતા. અવગતિયા થયેલા બ્રહ્મરાક્ષસો સ્નાન કરી મંત્ર ભણુતા ભણુતા સિદ્ધવડ તળે જતા હતા. જોગણીઓ ચુડેલો અને વંતરીઓ અસ્થિમાં અને ખોપરીમાં ચોટેલું માંસ ખોતરી ખાતી સામી મળતી હતી. કેટલાંક ક્ષુદ્ર ભૂતો દાટેલાં શબ બહાર કાઢી બેઠી દાઢે મૃતમાંસ ચાવતાં ને ચાળા કરતાં તેની સામું જોઈ ખડખડાટ હસતાં હતાં. મંત્ર સાધવા શબ ઉપર બેઠેલા કાપાલિકોને ઉથલાવી પાડી શબ લઇ નાસતાં જરખ તેને પુંઠેથી ભય ઉત્પન્ન કરતાં હતાં. અત્યંત ભૂખાળવાં અને વાંસે અડેલા પેટ ઉપર થાપ મારતાં કેટલાંક ભૂત આવરાંબાવરાં થઈ આમ તેમ ફરતાં હતાં. આવા ભયંકર અને બિયામણા શ્મશાનમાં થઈ તે વજ્ર જેવી છાતી રાખી આગળ ચાલી ગયો.

સિદ્ધવડની સામે એક ટેકરી ઉપર માણસપુર ઉંચી એક નાની દેરડી હતી. ઘણાં વર્ષ થવાથી લુણો લાગતાં તે છેક ખખળી ગઈ હતી. દેરડીની સામે બહાર કાબરચીતરા પથ્થરનો એક વાઘ હતો. તેનું પુંછડું તથા ડાબો કાન ખંડિત થઈ ગયાં હતાં. દોરડીની ડાબી પાસ વધભૂમિ હતી. ઘણાં પ્રાણીનાં ગળાં રેંસાવાથી કાળું પડી ગયેલું એક મોટું કાતું ત્યાં પડેલું હતું. ઓતરાતી ભિંતમાં મોટી ફાટ પડી ગયેલી હતી અને આગળ પાછળનો દેખાવ ઝાડોનાં ઝુંડને લીધે ઘણો અંધારો અને ભયંકર લાગતો હતો. કાદવ અને પાણી ડોળતો ડોળતો શ્મશાનમાં થઇ મૈનાકની ગાંસડી લઇ તે આ દોરડી આગળ આવી પહોંચ્યો. ખભાનો ધક્કો મારતાંજ બારણાં ઉઘડી ગયાં. તે કાળકાની દેરડીમાં પેઠો. અંદર જઇ તેણે જ્યારે ગાંસડી છોડી ત્યારે મૈનાક શુદ્ધિમાં આવેલી હતી તેથી પુનઃ તે બોલ્યો કે 'રંડા! હવે હું તને છેલ્લી વાર કહું છું કે હજી પણ માન. નાજુકડી! તારા ગળા ઉપર આ કાતું ફેરવતાં મારો જીવ ચાલતો નથી.' હવે મરણુજ છે, એમ નક્કી થવાથી મૈનાક ઉભી થઇ અને કેડે હાથ નાંખ્યો પણ કટાર મળી નહિ એટલે નિરુપાય થઇ બોલી કે "ભલે! એ કાતાને મારું લોહી પીવા દે." તેનાં અંગ પ્રત્યંગ દેખાવાથી મોહિત થઇ ગયેલો જાદુગર તેની ઉપર ધસ્યો, મૈનાકે પોતાથી થાય તેટલું કર્યું પણ અબળાનું કેટલું બળ! પગની આંટી નાંખી તેણે તેને નીચે પાડી દીધી અ'

હરડિયો પકડી છાતીપર ચઢી બેઠો. મૈનાકનાં વસ્ત્ર વિખરાઈ ગયાં, દેહનું પણ ભાન તે ભૂલી ગઇ. પરપુરુષનો સ્પર્શ થવાથી ખિન્ન થયા હોય તેવા એના અવયવો પણ શિથિલ—નમ્ર થઇ ગયા. સેવાળના જેવા સ્નિગ્ધ વાળ વિખરાઈ ગયા. બાળ હરણનાં જેવાં નેત્ર ક્રોધથી ફાટી ગયાં. તેની કટાર દુષ્ટે પોતાના હાથમાં લીધી અને “ હવે તો એજ દઉં ભવાનીને ભોગ. ” એમ કહી તેના ગળાપર કટાર મારવા જાય છે એટલામાં દેરડીની ફાટમાંથી છિંકો મારતો એક સાપ અંદર આવ્યો. પાણીના રેલાની પેઠે તે તેની પાસે આવ્યો અને ફુફવાડો મારી ઉછળી તેને ડસ્યો. માથામાં વજ્ર વાગ્યું હોય તેમ મગજમાં ધબકારો થતાં જાદુગર તમ્મર ખાઇ નીચે પડ્યો અને કટાર કટારને ઠેકાણે રહી ગઇ. મૈનાકને લેવા આવેલા જમ જાદુગરને લઈ ચાલ્યા ગયા. નાજુક બાળા કેટલીક વાર સુધી તો બેભાન અવસ્થામાં પડી રહી પણ જ્યારે તેની મૂર્ચ્છા વળી ત્યારે તેણે આંખ ઉઘાડી આમ તેમ જોયું. જાદુગર અને કાળો નાગ બન્નેને તેણે મરણ પામેલા જોયા. દુઃખિયારી મૈનાક દેવળ ઉઘાડી બહાર નીકળી તે વખતે પ્રભાત થવા આવ્યું હતું, વરસાદ ઉઘડી ગયો હતો અને આકાશ સ્વચ્છ થવાથી પાછલી રાતનાં ચાંદરણાં ઝગારે જતાં હતાં. ‘ મરવું તો મારા સ્વામીના દેશમાંજ અને જીવવું તોપણ ત્યાંજ. જે થાય છે તે સારાને માટે થાય છે. ઇશ્વરે નવે અવતાર આણી તેમાં એનુંજ કંઈ નિર્માણ હશે ત્યારે ? હવે મરવું કે શું કરવું ? ‘ જીવતો નર ભદ્રા પામશે ? એ ઉખાણો ખરો છે. મુઆ પછી કંઈ મળનાર નથી. જીવતાં હોઇશું તો કોઇ દિવસ પણ વહાલાનો મેળાપ થશે માટે લાવ, હવે ગુજરાતનો પંથ લઉં. ’ આમ વિચાર કરી મૈનાકે ગુજરાતનો પંથ લીધો.

---

# પ્રકરણ ૧૪ મું.

## રણજંગ.



આણી તરફ વિંધ્યાટવીમાંથી ઉપડેલા વીરવિજયસિંહ અને રાજસિંહ મોટા લશ્કર સાથે અવંતી દેશમાં દાખલ થયા. કેટલેક દિવસે ઉજ્જન આવી મહેરુમલ્લને લડાઈનાં કહેણ મોકલ્યાં. એકાદ બે ઠેકાણે નિર્બળનું નધણિયાતું મારી આવેલો તે યુદ્ધ કરવાને તત્પર થયો. મેવાડી રજપૂત શૂરા હતા પરન્તુ કેટલેક કાળ એશ આરામમાં રહેલા હોવાથી હરામી થઈ ગયા હતા. અફીણના દાસ મેવાડીઓએ મહેરુમલ્લને હાએ હા કહી અને લડાઈની તૈયારી કરી. ઉજ્જનના લોક અને વૃદ્ધ પૌરજનોએ ' રાજાનું આ કામ દેશની ખરાબી કરશે ' એમ કહ્યું પરન્તુ તે કશાને ન ગણગારતાં રજપૂતો તૈયાર થયા. સામાના બળનું કે દળનું જોર જોયું નહિ પણ માત્ર પોતાના પરાક્રમ ઉપર મુસ્તાક રહ્યા. સામે બે સિંહ આવ્યા છે અને ખરી લાગણીથી તેઓ યુદ્ધ કરશે, તેનો પણ તેમણે વિચાર કર્યો નહિ, લડાઈના સંદેશા મોકલ્યા અને લડાઈ કરવાનો દિવસ નક્કી થયો. ઠરાવેલે દિવસે પ્રભાત થતાં ભાટ લોકોએ ખુંખારા કરી અમલ લઈ કમ્મર બાંધતા ગરાસિયાઓને શૂર ચઢાવ્યું. લડાઈનાં વાજાંની ધુંસે સૈનિકો તત્પર થઈ ગયા. શણગારાતા હાથી અને ઘોડાઓએ પણ મોટો ઘોંઘાટ કરી મૂક્યો. આણી તરફ વીરવિજયસિંહની સેના પણ તૈયાર થઈ અને એકનાં જાણે બે બિંબજ ન હોય એવા મોટા મદ ઝરતા માતંગો ઉપર રાજસિંહ અને વીરવિજયસિંહ આરૂઢ થયા. ઉંટ ઉપર ડંકા નિશાન ચઢ્યાં. ' મારવું કે મરવું ' એવો નિશ્ચય કરીને બન્ને જણ રણભૂમિ ઉપર ઉભા રહ્યા. સૂર્યનાં કિરણ ફૂટતાંજ લડાઈની શરૂઆત થઈ. શૂરવીરોએ દાવ પેચ અને વ્યૂહ રચનાઓ રચી લડાઈ કરવા માંડી. ઘોડેસ્વારની સાથે ઘોડેસ્વાર પાયદળની સાથે પાયદળ અને હાથીવાળાઓની સાથે હાથીવાળાઓ ટક્કર લેવા લાગ્યા. મધ્યાન્હ થતા સુધી ઘણી

ભયંકર લડાઇ ચાલી પણ કોઈ હાર્યું જીત્યું નહિ. બપોરે લડાઈબંધ કરવાનાં તતુડાં વાગ્યાં અને બંને પક્ષ જંપ્યા. બેઠે બેઠે પસાયતાં ખાનાર પટેદારોને મહેરુમલે પોતાની પાસે બોલાવરાવી કહ્યું કે જો આપણો વિજય નહિ થાય તો પરાપૂર્વનું માન જશે, દેશ જશે અને જાતિને માથે કલંક લાગશે માટે સુતે સુતે ખાધેલું લૂણ આજ હલાલ કરવાનું છે. પટેદારો લડવાને તૈયાર થયા પણ તેમણે રાજાને કહ્યું કે, ' તમે પોતાનું બળ જોયા વિના સુતેલા સિંહને જગાડ્યો છે. અન્યાયથી મંડાયેલું યુદ્ધ પુરૂં પાંશરૂં ઉતરશે નહિ. સમાધાન થાય તેમ કરો અને લાખો જીવની હાનિ તથા દેશની ખુવારી થતી અટકાવો. રાજાએ એમાંનું કંઈ માન્યું નહિ, ત્યારે રજપૂતો ફરીવાર તૈયાર થયા, પણ ' આ અન્યાયના યુદ્ધમાં આપણે જીતવાના નથી ' એવે ભાગેલે પગે તેઓ રણભૂમિ ઉપર ગયા ને સંગ્રામ શરૂ થયો. મેવાડના રજપૂત શૂરા હતા પણ અહંકારનો અંધકાર તેમનામાં વ્યાપેલો હતો. યુદ્ધકળાથી તેઓ ઘણા અજાણ હતા. કુમાર્ગે ચાલવાથી તેમનાં વીર્ય નાશ પામ્યાં હતાં. વીરવિજયસિંહના લડવૈયા બદ્ધવીર્ય વ્યસનરહિત તથા કસાયેલા હતા. સૂર્યનારાયણ નમતાં અને સંગ્રામ ખરેખર ભયંકર રૂપમાં આવતાં રાજસિંહનો હાથી આગળ થયો. "વીરાઓ ! ઉજ્જન ઉપર આપણી ધ્વજાઓ ચઢાવી વિજયની માળાઓ ધારણ કરો. " એવાં ભાટનાં વચનોથી શૂરાઓને પાણી ચઢ્યું અને કાયરનાં કાળજાં કંપે એવી તરવારો ચાલવા માંડી. અણીણિયા રજપૂતો એક પછી એક પગ પછાડતા છેલ્લી ચીસ નાંખી રણભૂમિને ભેટવા લાગ્યા. શસ્ત્રથી કપાતાં અંગને લીધે ભયંકર ચીસો પાડતા હાથી અને ઘોડાઓના શબ્દથી રણસંગ્રામ ગાજી રહ્યું. શૂરવીરો લોહી વહી જવાથી ઢગલો થઇ પડી જતા તોખાર ઉપરથી ઉતરી બીજા ઉપર સ્વાર થવા લાગ્યા. મુસળધાર વરસતા વરસાદની પેઠે રણભૂમિમાં તીરનો વરસાદ વરસવા લાગ્યો. બંને પક્ષના શૂરવીરો ભૂમિપર પડતાં રણક્ષેત્ર મસ્તકો અને ધડથી છવાઈ ગયું. લોહીના પ્રવાહ શિપ્રામાં જઈ મળતાં તે વૈતરિણી સરખી દેખાવા લાગી. હાથી ઘોડાની લાસોથી પહાડી પ્રદેશની પેઠે રણક્ષેત્ર અલંઘ્ય થઈ ગયું ત્યારે મેવાડી રજપૂતોએ પુંઠ દેખાડી. મહેરુમલ્લનો લશ્કરમાં ભંગાણ પડયું અને રજપૂતો ઉજ્જન તરફ નાસવા લાગ્યા. રાજસિંહ

અને વીરવિજયસિંહ શૂરવીરોને શૂર ચઢાવતા ' વીરો ઉજ્જનના દરવાજા બંધ ન થાય ' એમ કહેવા લાગ્યા. આ પ્રમાણે ઉશ્કેરાયેલા રજપૂતોએ ઉજ્જનના દરવાજામાં પેસતાં પેસતાં મેવાડી રજપૂતોનો ઘાણ કાઢી નાંખ્યો. વીરવિજયસિંહે મહેરુમલ્લને પકડી પાડ્યો અને રાજા પકડાતાં સૈનિકોએ હથિયાર નીચાં નમાવી શરણ માગી લીધું. રાજસિંહ સૈનિકોની સાથે ઉજ્જનમાં પેઠો અને રાજમહેલ ઉપર વીરવિજયસિંહનો વાવટો ચઢાવ્યો. પ્રજાએ ઘર બંધ કરી દીધાં અને ' નવો રાજા શું કરશે ' એમ ભયથી શહેરમાં હડતાળ પડી. રાણી અને રાજપુત્રને કેદ કરી એક નાયકે છાવણીમાં મોકલી દીધાં. લોકને ધીરજ આપી અને આખા નગરમાં શોધ કરી પણ મૈનાકનો પત્તો લાગ્યો નહિ. દરબારી માણસોને પૂછતાં તેમણે તે જાદુગરને હાથ ગયાનું જણાવ્યું. વળી એક ખવાસણે મૈનાકને જાદુગર ચામુંડા દેવીને ભોગ આપવા લઇ ગયો હતો તે જણાવ્યું. કોટવાળે દેવીના મંદિરમાંથી જાદુગર હાથ આવ્યો હતો તે વાત જણાવી પણ કોઇ તેનું શું થયું તે જણાવી શક્યું નહિ. રાજસિંહના હાથ હેઠા પડ્યા અને વીરવિજયસિંહ પણ વિજય થવા છતાં શોકાતુર થઇ ગયો.

વીરવિજયસિંહે જેને માટે આખો અવંતી દેશ ખળભળાવ્યો અને જોગીએ જેને માટે જોગ તજ્યો તે મૈનાકનો જ્યારે આટઆટલી શોધ કરવા છતાં પણ પત્તો લાગ્યો નહિ ત્યારે બંને જણ દિલગીર થયા. રાજસિંહનો ઉત્સાહ તદન ભાગી પડ્યો. જોગ જેવો જોગ છોડવા માટે તેને પરિતાપ થવા લાગ્યો. તેણે ઘણા વિચાર કર્યા પછી વીરવિજયસિંહને પોતાનો અનુત્સાહ જણાવ્યો અને આ અસાર સંસારથી અળગો થવાની રજા માગી પણ તેણે તેને આશા આપી સમજાવ્યો અને એમ કરતા પહેલાં તેની જનેતાને મળવા એકવાર વલભી જવાનો આગ્રહ કર્યો. જનેતાના પ્રેમે તેણે તેનું કહેવું કબુલ રાખ્યું. નિરાશ થયેલો મિત્ર વખતે ન જાય એવા સંશયથી વીરવિજયસિંહ તેની સાથે વલભી જવાને તત્પર થયો. અવંતી નગરમાં અને અવંતી દેશમાં લડાઇને લીધે થયેલો ગેરબંદોબસ્ત શાંત પાડી રાજગાદી કોઇ શૂર વીર રજપૂતને સોંપી તેઓ ગુજરાત જવાને ઉપડ્યા.

નાયિકાએ નાયકના દેશનો પંથ લીધો અને નાયક નિરાશ થઈ જનેતાને મળવાના વિચારે મિત્ર સાથે તે તરફ પ્રવાસ કરવા લાગ્યો, ત્યારે કલ્યાણ અને વલ્લભીમાં શું ચાલતું હતું.તે તરફ નજર કરીએ. મહેરુમલ્લે અને તેના સૈનિકોએ બલાત્કારે કન્યાનું હરણ કર્યું અને તે ઝગડામાં રામરાજાને સખત ઘા લાગ્યો. તરવારનો ઘા સ્કંધે અને દીકરીનું હરણ થયું એ માનસિક ઘા કાળજામાં થવાથી અનેક ઉપાય કરવા છતાં પણ રાજા સાજો થયો નહિ. પ્રધાન અને બીજા અધિકારીઓએ નાના કુંવરને આગળ રાખી રાજ્યનું ગાડું ગબડાવવા માંડયું. રામરાજા બિચારો ખાટલાવશ થઈ આવરદાના છેલ્લા દહાડા પુરા કરવા લાગ્યો. હેમન્તકુમારી થોડે દિવસે વલ્લભી ગઇ. તેણે એકાન્તમાં ન રહેતાં રાજા રાણીના પગમાં માથું મૂકી પોતાના દુષ્ટ કૃત્યને માટે પશ્ચાત્તાપ કર્યો. વળી ‘ જે થનાર હતું તે થયું ’ એમ મન વાળી મોટા પેટની વસંતસેનાએ ક્ષમા આપી અને પોતાની સાથે રાખી. ‘ દુઃખનું ઓસડ દહાડા ’ તેમ કેટલોક કાળ જતાં રાજાનું મન ઠેકાણે આવ્યું. પ્રધાનોના આગ્રહે તથા ‘ રાજસિંહ જીવતો છે તો કોઇવાર પણ આવી મળશે ’ એવી આશાએ તેણે સહેજસાજ કારભારમાં પ્રધાનોને સલાહ આપવા માંડી. આ કાળે પરદેશી રાજાઓ અને યવનોના સોરઠ પર હુમલા શરૂ થયા હતા. એકવાર રાજ્યભયના પ્રસંગે મહારાજ શિલાદિત્યે ધરડે ઘરડપણ યવનોથી દેશનું તથા પ્રજાનું રક્ષણ કર્યું હતું. જ્યારે માતાને મળવાને વિચારે રાજસિંહ મિત્ર સાથે ઉજ્જનથી ગુજરાત જવાના વિચારમાં હતો અને મૈનાકકુંવર માર્ગમાં હતી ત્યારે તો રાજા શિલાદિત્ય સારી રીતે રાજ્યકારભાર કરતા હતા. તેમણે દેશદેશાંતરમાં રાજસિંહની શોધ માટે માણસો જાસુસો અને વેરાગીઓ મોકલ્યા હતા એટલુંજ નહિ પણ વલ્લભીમાં આવતા કોઈ પણ સાધુ સંત કે જોગી વેરાગી રાણી વસંતસેનાને હાથે દક્ષિણા લીધા વગર જવા પામતા નહિ. હેમન્તકુમારી અને વસંતસેના બંને સગી બેનોની માફક વર્તતી હતી. તેમનું તથા રાજાનું મન મનાવનાર હેમન્તકુમારીની નાની દીકરી વગર કાંઈ પુરુષસન્તાન ન હતું.

---

# પ્રકરણ ૧૫ મું.

## મૈનાકનો મેળાપ.



જાદુગરના હાથમાંથી છુટેલી મનાકે વેષ બદલ્યો અને ચોમાસામાંજ ગુજરાતનો માર્ગ લીધો. મોટા પહાડ પર્વત મોટાં મોટાં બિયામણાં જંગલ, નદી અને નાળાં એ બધાંએ કરી વણજારને પણ અગમ્ય એવો ચોમાસાનો વિષમ લાંબો માર્ગ તેને ખેડવો પડ્યો. પૂરે ચઢેલી નદીઓ આવે ત્યાં આગળ ખોટી થાય, કોઈ ઠેકાણે રાતવાસો રહે અને પાણી ઉતરે ત્યારે પાછી આગળ ચાલે. કીડીમંકોડીથી ડરનાર રાજકુંવરીએ વજ્રના જેવું કાળજું રાખી વાઘ વરૂ અને બીજાં હિંસક પ્રાણીઓથી ભરેલાં વનોમાં પ્રેમને વશ થઈ માર્ગ કરવા માંડ્યો. કોઈવાર લાંબાં વન આવે ત્યાં વચમાંજ ઝાડ ઉપર ચઢી રાતવાસો રહે અને અંધારે ભટકવું પડે. કોઈ કોઈ ઠેકાણે પર્વતો આવે, વળી હિંસક પ્રાણીઓથી અને વેલીઓથી ભરેલાં જેમાં થઈ સિંહ વાઘ અને હાથી પણ ન જઈ શકે એવાં અઘોર બપૈયા વન આવે તે પણ તેણે ધીરજથી વટાવી દીધાં. મહા મહા દુઃખે બરોબર એક મહીને આવો પહાડી અને જંગલી પ્રદેશ મૈનાકે પુરો કર્યો. પહાડી પ્રદેશ પુરો થતાંજ ગુજરાતની રસાળ ભૂમિ આવી. નાના પ્રકારની હરિયાળીથી છવાઈ ગયેલા ક્ષેત્રપ્રદેશ નજરે પડવા લાગ્યા. પાણી વગરના સપાટ તથા મનને આનન્દ પમાડે એવા પ્રદેશોમાં ચાલતાં મૈનાકનું મન સ્વસ્થ થયું. વનનો પશુનો અને માર્ગનો બધો ભય જતો રહ્યો, ત્યારે કુંવરીની દયા આવી હોય તેમ વરસાદ પણ બંધ પડ્યો. માર્ગમાં વટેમાર્ગુઓના સંગાથ મળવા માંડ્યા. જેની ઉપર મયૂરનાં તાંડવો મચી રહેલાં હોય એવાં સુંદર ઝાડ પાન અને ક્ષેત્રો લક્ષ્મીથી ભરેલા પ્રદેશો તેની આંખને ઠારવા લાગ્યા. પહાડી પ્રદેશમાં પ્રવાસ ભય ઇંત્યાદિ દુઃખ હતાં તે જતાં રહ્યાં ત્યારે તેનું મન પ્રેમથી દુખાવા લાગ્યું. કેટલાંક મોટાં મોટાં નગરો અને નદીઓને જોતી ગુજરાતના લોકોનો અને દેશ પ્રદેશનો અનુભવ કરતી મૈનાક ભાદરવો ઉતરતાં ભૃગુપુર આવી પહોંચી. રેવાના તીર

ઉપર રહી પ્રાચીન ભૃગુપુરનાં દેવાલયોનાં દર્શન કર્યાં. ત્યાંથી સોરઠ જનારી વણજાર સાથે માર્ગે પડી. વણજારની સાથે કલ્લોલ કરતી તે થોડે દહાડે ગંધાર બંદર ગઈ. જોગીએ સમુદ્રની સફર કરી તેમ જોગીની રઢિયાળીને પણ સમુદ્રની સફર કરવાનો હવે પ્રસંગ આવ્યો. કેટલાક દિવસ ખોટી થવું પડ્યું પણ મોટા ઘરનાં કેટલાંક બૈરાં છોકરાં વામનસ્થળી જતાં હતાં તેમનો સારો સંગાથ મળી ગયો. ગૃહસ્થ વણિક કુટુંબોની સાથે તે વહાણે ચઢી. રાજકુંવરી સૌથી અળગી રહેતી હતી તોપણ પુનમના ચન્દ્ર જેવું તેનું મોં તથા થાળી જેવું વિશાળ તેનું કપાળ ભગવે લુગડે ઢાંક્યું રહ્યું નહિ. વેપારીનાં બૈરાં સમજી ગયાં કે ' આ કોઈ મોટા ઘરનું માણસ છે. ' તેમણે તેની સારી બરદાસ કરી આદરસત્કાર આપી તેને પોતાની પાસે રાખી. ઘરડેરાંએ તેને કોઈ કોઈ વખત પૂછ્યું પણ ખરૂં કે, ' તમે ક્યાં જાઓ છો ' પણ મૈનાકે કંઈ ભરમ બતાવ્યો નહિ. વેપારીનાં બૈરાં છોકરાં સાથે તેને માયા થઈ ન હતી એટલામાં તો જુદાં પડવાનો વખત આવ્યો. પવન અનુકૂળ હોવાથી થોડા દિવસમાં વહાણ બંદરે જઈ પહોંચ્યું. સૌની સાથે મૈનાક પણ સહીસલામત કિનારે ઉતરી. ગૃહસ્થ કુટુંબો વામનસ્થળી જવાનાં હતાં તેથી સૌએ તેને પોતાની સાથે આવવાનો આગ્રહ કર્યો પણ તેમનો આભાર માની ' પ્રેમ રાખજો ' એમ કહી ને વલભીપુર તરફ ચાલી.

રાજસિંહના સ્મરણાર્થે મહારાણી વસંતસેનાએ ભદ્રઘાટ ઉપર વટેમાર્ગુઓને તથા દુ:ખિયારાંને માટે એક આશ્રમસ્થાન બંધાવી તેમાં શંકરનું સ્થાપન કર્યું હતું. આસો સુદિ પુનમને દિવસે સમીસાંજે મૈનાક ફોઈના અને હાલ પોતાના સ્વામીના પુરમાં સ્વામીને નામે બંધાવેલા આશ્રમસ્થાનમાં આવી પહોંચી. અંદર જઈ નામ પૂછ્યું જે સાંભળતાં તેને હર્ષ અને શોક ઉત્પન્ન થયા. દેવસ્થાનમાં જઈ શંકરનાં દર્શન કર્યાં અને પાછા વળતાં બહારના ઘુમટમાં ચિનાઈ ચિતારાઓએ ચીતરેલી પોતાના હૈયાના હારની છબિ જોઇ આંખમાંથી આંસુ પાડ્યાં. ઘોર બપૈયાવનમાં જેના પગ ધ્રૂજ્યા ન હતા તેના પગ અહિં ધ્રૂજી ઉઠ્યા. " ત્યારે અહિંજ રહેવું અને મારા નાથની વાટ જોવી ! શું એમની માને માટે પણ એ આ દેશ સામું નહિ જુએ ! "

મનમાં આમ બોલી તે ગળગળી થઈ ગઈ અને જોગીના નામની જપમાળ જપતાં સંસાર સાગરને ધર્મશાળામાં રહી તરી જવો એવો ઠરાવ કરી પૂજારીને મળી. પૂજારીએ એક ઓરડી આપી અને કહ્યું કે ' તમારે ફાવે ત્યાં સુધી અહિં રહો. આ સ્થાન નિરાશ્રિત અને જોગી જતિને માટે બંધાવેલું છે. ' ખરૂં છે કેઃ—

' ખરી પ્રીત સેવાળની તે જળ ભેળી સુકાય. '

બાણું લાખ માળવાનો વૈભવ છોડી પ્રેમને અર્થે મૈનાકે પોતાના ગામમાં આવી આશ્રમસ્થાનમાં વાસ કર્યો. ત્યાં રહેતાં કાર્તિક સુદિ અગિયારસ આવી. એ વર્ષ થઈ ત્રીજું વર્ષ બેઠું તેથી આશ્રમસ્થાનનો પાટોત્સવ આવ્યો. અગિયારસને દિવસે વહેલા ઉઠી પૂજારીએ ઉત્સવની ધામધુમ કરી એટલુંજ નહિ પણ દેવાલય અને આખી ધર્મશાળા વાળી ઝાડીને સાફ કરી નાંખી. શંકરના મન્દિરમાં પુષ્પની જાળીઓ હાર ચંદન ધૂપ દીપ વગેરેની ગોઠવણ કરવામાં મૈનાકે પૂજારીને મદદ કરી. પૂજારીની સ્ત્રી અને છોકરો પણ બીજી ધામધુમમાં પડ્યાં, કારણ કે પાટોત્સવને દિવસે ' આશ્રમસ્થાનની વ્યવસ્થા કેમ ચાલે છે ' તે જોવાને મહારાણી અને રાણી હેમન્તકુમારી આવવાનાં હતાં. ધર્મશાળામાં ઉતરેલા સાધુ સંતો નહાઈ ધોઈ પોતાનાં નિત્યકર્મ કરવા લાગ્યા. પૂજારી રૂદ્રાક્ષની ટોપી બેરખા અને માળાઓ પહેરી કપાળ ઉપર પ્રકોષ્ટ ઉપર અને ઉદરાદિ દ્વાદશ તિલકસ્થાને ભસ્મ ચોળી મોટા આડંબરથી ગૌમુખીમાં હાથ ઘાલી આગલા ઘુમ્મટમાં મહારાણીની રાહ જોતો ફરવા લાગ્યો. પૂજન સામગ્રીથી પરવારી મૈનાક પોતાના સતીત્વની નિર્મળ કીર્તિ જેવું ધવલ વસ્ત્ર ધારણ કરી ગર્ભદ્વારમાં થઈ અંદરના ઘુમ્મટમાં ગઈ અને શંકરનું તથા દેવી હિમાચળસુતા પાર્વતીનું પૂજન કરી હાથમાં વીણા લઈ પૂર્વાભિમુખે એક પાટલા ઉપર બેઠી અને પાર્વતીપરિણયનાં મધુર ગીત ગાવા લાગી.

આ પ્રમાણે રાજસિંહસ્મરણાશ્રમમાં ધામધુમ થઈ રહી હતી એટલામાં એક નોકરે આવી પૂજારીને ' મહારાણી પધારે છે ' એવા સમાચાર આપ્યા. પૂજારી ગાભરો ગાભરો ગૌમુખીમાં હાથ રાખી જાણે કે માળા પુરી ન થઈ હોય તેમ ડોળ કરતો કરતો તેમને લેવા બહાર ગયો, એટલામાં

સ્વારો દૂર ખસી ગયા અને મહારાણી તથા રાણી હેમન્તકુમારી મિયાના-માંથી બહાર નીકળી મંદિરને પગથિયે ચઢવા લાગ્યાં. પૂજારીએ તેમને માન આપ્યું અને આગળના ઘુમટમાં તેમને માટે ખાસ વેત્રાસન નંખાવ્યાં હતાં તેપર બિરાજવાને વિનંતિ કરી. મહારાણી આમ તેમ જોતાં મંદિર તથા ધર્મશાળાનું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરતાં અને કેટલા સાધુ સંત રહે છે, તથા સર્વેને સારી રીતે સદાવ્રત મળે છે કે નહિ ? વગેરે પ્રશ્ન કરતાં જોવા અને તપાસ કરવા લાગ્યાં. સહસાજ મહારાણીની દૃષ્ટિ ઘુમ્મટમાં ટાંગેલાં ચિત્રો ઉપર પડી અને ચિત્રની હારમાં રાજસિંહની છબિ ન જોતાં તેમણે પૂજારીને પૂછ્યું કે રાજસિંહની છબિ કયાં ગઈ? આ પ્રશ્નથી બ્રાહ્મણ ગભરાઈ ગયો પરંતુ બ્રાહ્મણીએ હાથ જોડી ઉત્તર આપ્યો કે 'મહારાણીજી ! કેટલાક દિવસ થયા અહિં એક જોગણ આવેલી છે અને તે એ છબિનાં દર્શન કરીને અન્નજળ લે છે તેથી તેણે તે પોતાની ઓરડીમાં રાખી છે. એ એને સારી રીતે સાચવે છે.'

મહારાણી આ વચન સાંભળી આશ્ચર્ય પામ્યાં અને કહ્યું કે 'તે જોગણ એને દેવરૂપ ધારીને દર્શન કરતી હશે તો એ પાપમાં પડશે માટે તમે એ છબિ લઈ આવજો. મહારાણી અને હેમન્તકુમારી પછી મહાદેવનાં દર્શન કરવા અંદર ગયાં. અંતર્ગૃહમાં મૈનાક વીણા સાથે ગાન કરતી ભક્તિ-રસમાં એકતાર થઈ ગયેલી હતી. બહાર કોણ આવ્યું છે તે તે જાણતી ન હતી. શંકરની સંમુખ બેસી ભક્તિભાવથી તે તો વીણા વગાડ્યે ગઈ. મૈનાકની વીણાના મધુર સૂરે રાણી હેમન્તકુમારીનું ધ્યાન ખેંચ્યું. રાણીઓ ગર્ભદ્વારમાં આવતાં અને તેની સામું જોતાં સ્તબ્ધ ઉભી રહી. કામનો નાશ થવાથી શંકરને પ્રસન્ન કરવા આવેલી જાણે સાક્ષાત્ રતિજ ન હોય એવી મૈનાકને જોઈ મહારાણીએ પૂજારીને પૂછ્યું કે 'આ કોણ છે ?' 'રાજસિંહ મહારાજની છબિનાં દર્શન કરે છે તે જોગણ.' એમ કહીને પૂજારીએ મૈનાકને કહ્યું કે 'આ મહારાણી અને રાણી સાહેબ પધાર્યાં છે માટે વીણા બંધ રાખો.'

પૂજારીનાં વચનોએ તેનું અવધાન ભાગ્યું. સસંભ્રમ તેણે બેઠે બેઠેજ વીણાના તાર ઉપરથી આંગળી ઉઠાવતાં ગર્ભદ્વારમાં દૃષ્ટિ કરી. 'અરર !

રાજજોગી—



મૈનાક વીણા સાથે ગાન કરતી ભક્તિ રસમાં એકતાર થઈ ગયેલી હતી. પૃષ્ઠ: ૧૮૮. કૉપીરાઇટ.

હવે શું થશે ? આ મારી ફોઈ મને જરૂર ઓળખશે અને વળી પાછું મારું શુંનું શુંએ થશે ? અરે ઈશ્વર ! હવે હું શું કરું અને અહિંથી હવે ક્યાં જાઉં ! મને વળી આજ આ શું સુઝયું તે વીણા વગાડવા બેઠી. હવે શું થાય ! સાસુજી મહારાણી વસંતસેના સાથે છે એટલે એનાથી શું થનાર છે, હરીચ્છા જે થવાનું હશે તે થશે. ઓળખશે તો ઓળખ; પણ અરે ! એ જીવતા છે તે એ જાણતાં હશે કે નહિ ?' એક ક્ષણમાં એના મનમાં આટલા બધા વિચાર આવ્યા. તરત તે વીણા લઈ ઉભી થઈ. ભગવાન નારદની વીણાવાહિની હોય તેવી સલજ્જ તે પાર્વતીના સ્થાનક આગળ ગઈ અને બન્ને રાણીઓ અંદર ઉતરી. મહારાણીએ કેટલીક વાર ધારી-ધારીને મૈનાક સામું જોઈ પછી તેને પૂછ્યું કે 'બાઈ ! તમે પેલી છબિનાં દર્શન કરો છો પણ એ દેવની છબિ નથી.'

'હા, પણ એ મારા દેવ છે.'

એટલામાં હેમન્તકુમારીએ તેની સામું જોઈ તેને ઓળખીને કહ્યું કે 'કોણ ? દીકરા ! મૈનાક ! તું અહિં ક્યાંથી ?'

વસંતસેના તો 'મૈનાક' નામ સાંભળી બહુજ આશ્ચર્ય પામ્યાં, અને બોલ્યાં કે 'અરે ! આ શું છે ? મારાથી કંઈ સમજાતું નથી ? મૈનાક અહિં ક્યાંથી ? અને આવા વેષમાં ?'

'વિધાતાએ અમને પરણાવ્યાં અને જુદાં પાડ્યાં-એટલે જોગીની પાછળ હુંએ જોગણ થઈ છું.'

'રાજસિંહ જીવે છે ? અને તને એ પરણ્યો ? આ બધું શું સાચું કે સપનું ? હું તે ઉંઘું છું કે જાગું છું ? હેમન્તકુંવર ! તમારી ભત્રીજી આ શું બોલે છે ?'

'તને પરણ્યો તે રાજસિંહ એમ તેં કેમ જાણ્યું ?' હેમન્તકુમારીએ મૈનાકને છાતી સરસી ચાંપી ફરીને પૂછ્યું અને દુઃખનો ઉભરો કાઢતાં તેણે યથેતિ સઘળું કહ્યું. તેના મુખથી સઘળો વૃત્તાંત સાંભળ્યા પછી હેમ-ન્તકુમારી બોલી કે 'બેન વસંતસેના ! આ વાત ખરી હશે અને તેથીજ કલ્યાણમાં પેલું ધમસાણ મચ્યું હશે.' મૈનાકને 'દીકરા ! તારે અહિં આવી રહેવું જોઈએ ? તેં અમનેએ ન ગણ્યાં ? મારી નહિ તો બેર પણ આ તારાં સાસુજીનીએ તને દયા ન આવી ? છોકરું તે છોકરુંજ ! હું રાંડ

નિર્દય, ધિક્કાર છે મને!' આટલું બોલતાં બોલતાં તેની આંખમાંથી અશ્રુ પડ્યાં અને ત્રણે જણ શોક, દુઃખ, હર્ષ અને આશ્ચર્યમાં ચીતરેલાં હોય એવાં થઈ રહ્યાં.

બ્રાહ્મણ આ સઘળું જોઈ આશ્ચર્યમાં પડ્યો પણ કશું સમજી શક્યો નહિ. વસંતસેનાએ આંખમાંથી ટપકતાં આંસુના અંતરાળમાં મ્લાન થવા છતાં પણ રમણીય લાગતું વધૂનું મુખ અહિં પહેલવહેલું જોયું, અને દીકરાના અભાવમાં વહુએ તેના મનમાં ઉમળકો આણ્યો. પૂજારીની બાઇડી રાજસિંહની છબિ લઈ આવી એટલે ત્રણે જણ બહાર નીકળ્યાં અને બીજું કંઇ કામ ન કરતાં મિયાનાવાળાને બોલાવ્યા. સ્વારો અને માણસો આવ્યા એટલે મહારાણી વસંતસેના રાણી હેમન્તકુંવર અને ધવલ પરિધાનથી વિમલ શરદશ્રી જેવી મૈનાક મિયાનામાં બેઠાં. 'બ્રાહ્મણનાં બૈરાં થાંથાં, અવિવેકી અને અણસમજુ કંઇ સમજ્યાં નહિ—પણ છોરુના દોષ જેમ માબાપ લક્ષમાં લેતાં નથી તેમ અમારાથી એમને કંઈ કહેવાયું કુથાયું હોય તો ક્ષમા કરજો! અરેરે! એ અહિં આટલા બધા દહાડા રહ્યાં ને અમે કંઈજ ન સમજ્યાં!' એમ બ્રાહ્મણીએ કહ્યું તે સાંભળી બ્રાહ્મણે પણ પરિતાપ કર્યો. તેમને સમજાવી તથા શાંત કરી મહારાણી નગરમાં ગયાં.

---

# પ્રકરણ ૧૯ મું.

## આનંદમાં આનંદ.



મેનાક ઠેકાણે પડી પણ તેને ઘણો કાળ થયો નહિ એટલામાં તો યવનોએ વલભીપુર ઉપર પાછો ઘેરો ઘાલ્યો. પહેલા બે ઘેરા કરતાં આ ઘેરો વધારે ભય ઉપજાવનારો હતો, કારણ કે યવનો આ વખતે બહુ મોટી સેના સાથે આવેલા હતા. મહારાજ શિલાદિત્ય પુત્રશોકથી તથા વૃદ્ધાવસ્થાથી અશકત થઈ ગયા હતા. યવનોનું કટકદળ કિનારા ઉપર ઉતર્યુ અને વલભીનાં પરગણાંમાં ત્રાસ ઉપજાવતું પાટનગર તરફ આવવા લાગ્યું. રાજાએ દરવાજા બંધ કરાવ્યા અને સલાહ શાંતિથી લડાઈ થતી અટકાવવાને યવનસેનામાં એલચી મોકલ્યા. વળી ખંડિયા રાજાઓ પાસે મદદ માગી પણ તે મળી નહિ. ચારે તરફથી પગભાગુ સમાચાર આવતાં રાજા નિરાશ થયો. યવનો હવે જીતશે રાજગાદી જશે અને સૂર્યવંશીઓનું* પાણી ઉતરી જશે, એવી તેને ફિકર પડી. છેવટ સૂર્યવંશને લાંછન ન લાગવા દેવાને વિચારે રાજાએ લડાઈ કરવાની તૈયારી કરી. પ્રાણની પણ આહુતિ આપવી પડે તો આપવી, એવે દૃઢ સંકલ્પે શૂરવીરોએ યવન સામે જંગ મચાવ્યો પણ ભોગ જોગે પહેલેજ દિવસે હાર થઇ. રાત્રિએ જ્યારે પોતાની હારના સમાચાર આવ્યા ત્યારે રાજા બહુ નિરાશ થઈ ગયો. આખી રાત તેને નિદ્રા આવી નહિ.

બીજે દહાડે સવારે મહારાજ શિલાદિત્ય ‘હવે કેમ કરવું’ એવો વિચાર કરતા હતા એટલામાં એક જાસુસે આવી ખબર આપી કે ‘મેવાડના બે કુંવરો મોટું સૈન્ય લઈ આણી તરફ આવે છે.’ આ સાંભળી તેમની મદદ માગવાનો રાજાને વિચાર થયો પણ પરદેશી અને પ્રતિપક્ષીની મદદ માગવી, એ તેને મરણથી પણ વધારે અપ્રિય લાગ્યું. પ્રધાનોએ સલાહ

---

* વલભીપુરમાં રાજ્ય કરતા રાજાઓ રામચન્દ્રના વંશના એટલે સૂર્યવંશી હતા.

આપી કે 'આપત્તિના સમયમાં શત્રુને પણ મિત્ર કરવો ઉચિત છે,' ત્યારે યવનોથી દેશને બચાવવાના વિચારે રાજાએ તેમ કરવાની અનુમતિ આપી. પ્રધાન જાતે મેવાડના કુંવરો સાથે મસલત કરવાને સામો ગયો. રાજકુંવરોને આ વાત ઈષ્ટ હોવાથી તેઓએ પ્રધાનને સમજાવી પાછો વાળ્યો. રાજાએ રાજવંશી પ્રાહુણાઓને ધન્યવાદ આપ્યો અને રાજવંશી પ્રાહુણાઓ બીજાને માટે નહિ પણ પોતાને માટે જે શૂરવીરતાથી મેવાડના મહેરુમલ્લને ઉખાડી નાંખ્યો હતો તે શૂરવીરતાથી અને વધતા ઉત્સાહથી વલભીનું રક્ષણ કરવાને યવનો સામે ચઢ્યા. મધ્યાન્હ થતાં યવન અને ક્ષત્રિયો વચ્ચે મહા દારુણ યુદ્ધ શરૂ થયું. યવનો પણ સૌરાષ્ટ્ર* જેવો મોટો અને દુનિયાંની વાડીરૂપ દેશ જીતવાને ખરી ખંતથી લડ્યા, તેમ રજપૂતો પણ પોતાના દેશનું રક્ષણ કરવાને પૂર્ણ ઉત્સાહથી લડ્યા. છેક સાંજ સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું પણ કોઈ હાર્યું કે જીત્યું નહિ. લોહીની નીકો વળી અને રજપૂતોનો તોર કંઈક ઉતરવા લાગ્યો ત્યારે બંને રાજકુંવરો આગળ ગયા અને એવા શૌર્યથી લડવા લાગ્યા કે ન પૂછો વાત! પોતાના સરદારોને અને રાજકુંવરોને આ પ્રમાણે લડતા જોઈ રજપૂતોમાં વધારે હિંમત આવી. સંગ્રામમાં અસ્ત પામતા સૂર્યનાં કિરણ જેવી ઝગઝગાટ તરવારો સપોસપ ચાલવા માંડી. અષાઢનો પહેલો મેઘ જેમ ભયંકર કાળ અંધાર સ્વરૂપથી જળ વરસાવે તેમ શૂરવીરોએ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર યવનોનું લોહી વરસાવ્યું. ઘટિકાભરના પણ દારુણ સંગ્રામમાં યવનોનો સેનાપતિ પડ્યો અને તેઓ નાસવા લાગ્યા. રજપૂતોએ પાછળથી કતલ ચલાવી અને જેમ ઈંડાંમાંથી નીકળેલાં મઘરનાં બચ્ચાં જીવનાં પાણી સુધી જઈ પહોંચી શકતાં નથી તેમ યવનો તેમને ડેરે પહોંચી શકયા નહિ. અંધારું થતાં રજપૂત દળ યવનોનો સંહાર વાળી પાછું ફર્યું. આ રીતે વલભી ઉપર ચઢી આવેલું ભયનું વાદળ રાજસિંહ અને વીરવિજયસિંહ રૂપી વાયુએ જોતજોતામાં વિખેરી નાંખ્યું. વિજયનો ડંકો થયો અને જય મેળવવાથી હર્ષાન્વિત થયેલા રજપૂતો ચંદ્રોદય થતાં શંખનાદ કરાવતા વલભીપુરમાં પેંઠા. મેવાડના રાજકુંવરોની કુમકે યવનોની હાર થઈ

* આખું ગુજરાત અને કાઠિયાવાડ વિક્રમ સંવત્‌ના છઠ્ઠા સૈકા સુધી તથા તેની પહેલાં સોરાષ્ટ્રને નામે ઓળખાતું હતું.

એવા સમાચાર જ્યારે નગરમાં ગયા ત્યારે મૈનાકના પેટમાં ધ્રાસકો પડ્યો. તેનું મન અનેક તર્કવિતર્ક કરવા લાગ્યું. એ પેલા દુષ્ટ મહેરુમલ્લનો કુંવર તો નહિ હોય ? એવી ચિંતાએ મૈનાક પુટપાકની પેઠે મનમાં ને મનમાંજ મુઝાવા લાગી.

આણી તરફ મહારાજ શિલાદિત્યે પરદેશી પ્રાહુણાઓને માન આપવાની ધામધુમ કરી. દરબારમાં આવતાં બન્ને રાજપુત્રોને રાજાએ માનથી વધાવ્યા એટલુંજ નહિ પરંતુ 'આ દેશ તમારો છે' એમ કહી પોતાની વૃદ્ધાવસ્થા અને દુઃખ દર્શાવ્યું. રાજસિંહવાળો વૃત્તાંત કહેતાં રાજાની અને પોતાને માટે શોક કરતા પિતાના મુખનાં વચન સાંભળતાં રાજસિંહની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં. થોડીવાર પછી વીરવિજયસિંહે પોતાને તંબુએ જવાની રજા માગી. રાજાએ તેમને આગ્રહ કર્યો તથાપિ સવારે પુનઃ રાજનગરમાં આવી તમારો સત્કાર સ્વીકારીશું એવું વચન આપી બન્ને રાજકુંવરો પોતાના સેનાનિવેશ તરફ ચાલી નીકળ્યા. રાજસભામાંથી નીકળ્યા પછી બંને જણ ચંદ્રિકાએ ધવલ થયેલા અને આનંદમય લાગતા વલભીના રાજમાર્ગ ઉપર ઘોડા ખેલાવતા રાજમહેલની આગળ આવી પહોંચ્યા. લડાઈના હિંગામને લીધે રાજમહેલ ઝાંખો થઈ ગયો હતો, કારણ કે રાણીઓ વગેરે ' લડાઈનું કેવું પરિણામ આવે કે કેવું નહિ ' તેથી જુના પણ મજબુત અમાનિતીના મહેલમાં ગયાં હતાં. રાજસિંહ પોતાની મા સંબંધી તથા હેમન્તકુંવર સંબંધી કંઈ જાણતો ન હતો પરંતુ જ્યારે તે રાજમહેલ આગળથી નીકળ્યો અને તે તેણે શૂન્ય જોયો ત્યારે તો તેને એમજ લાગ્યું કે, ' વસંતસેનાની સ્થિતિ એની એ હશે અને નવી માનું કોણ જાણે શુંએ થયું હશે ! ' પશ્ચિમને દરવાજે થઈ છાવણીમાં જતાં તે મહેલમાં દીવા દીઠા ત્યારે વળી રાજસિંહનું મન માતૃસ્નેહને લીધે ઉભરાયું. તેણે વીરવિજયસિંહને પોતાની માતાના મહેલ સંબંધી કહ્યું એટલે તેણે તો તેને અંદર જઈ માતાને મળવાનો આગ્રહ કર્યો. દરવાજાથી જરા દૂર ગયેલા ઘોડા પાછા વળ્યા અને બંને જણ જુના રાજમહેલમાં પેઠા.

આ મહેલ ઘણા વખત બંધ રહેવાથી અગવડ થઈ ગયો હતો. માત્ર ત્રણ ચાર દિવસથીજ તેમાં વસ્તી થઈ હતી. અત્યારે અર્ધ રાત્રિ થઈ ગઈ

હતી અને ત્રણ સ્ત્રીઓ વૃદ્ધ રાજાની વાટ જોતી એક મોટા વિશાળ ઓરડામાં હિંડોળા ખાટ ઉપર બેઠી હતી. બે આધેડ સ્ત્રીઓની વચમાં એક ગુલાબના પુષ્પ જેવી સુકુમાર ને સુંદર મુગ્ધા બેઠેલી હતી અને જેમ પ્રથમ વાક્યમાં કહ્યું તેમ તેના મનમાં અનેક વિચાર થઈ રહ્યા હતા. વિજયના સમાચારથી રાણીઓ પ્રસન્ન થઈ હતી પણ તેમની વચ્ચે બેઠેલી બાળા તો તેથી વધારે ગમગીન બની હતી. મહારાણી વસન્તસેના તૃણ હાલે તોય 'મહારાજ આવ્યા કે શું,' એમ દાસીને પૂછ્યા કરતી હતી. થોડીવારે એક દાસીએ દોડી આવી કહ્યું કે 'મહારાણી! કોઈ બે રાજકુંવરો આવ્યા છે.' વસંતસેના ઉભી થઈ અને મનમાં આવતા વિચારોથી મૈનાકના પગ ધ્રૂજવા લાગ્યા. રાણી હેમન્તકુમારી આગળ ગઈ અને રાજકુંવરો અંદર આવ્યા. લાંબી આંખે ઈંતેજારીથી જોતી મૈનાકની દૃષ્ટિએ પાસે આવતા રાજસિંહને ઓળખ્યો અને 'આ તો તમારા દીકરા સાસુજી!' એમ સહસાજ ઉમળકાને જોરે તેનાથી બોલાઈ જવાયું. 'આ તો તમારા દીકરા' એ શબ્દથી વસન્તસેના ચોંકી અને રાજસિંહ દૃષ્ટિએ પડતાંજ 'દીકરા? રાજસિંહ' એમ કહી મા, માના સ્નેહમાં ભાન ભૂલી ગઈ. તેણે રાજસિંહને છાતી સરસો ચાંપ્યો. હેમન્તકુમારી આશ્ચર્યમાં પડી અને મૈનાકની ચિન્તાને ઠેકાણે તેના મનમાં એકદમ આનંદના ઉભરા ઉભરાયા ક્ષણવાર ભેટી તથા આંસુ ઢાળી રાણીએ દીકરાને અને વીરવિજયસિંહને હિંડોળા ઉપર બેસાર્યા એટલામાં દરબારમાંથી પરવારેલી મહારાજની સ્વારી પણ ત્યાં આવી પહોંચી.

જુનો અમાનિતી રાણીનો મહેલ આજ અપૂર્વ આનંદનું સ્થાન બની રહ્યો માતા પિતા ને પુત્ર મળતાં તેઓમાં અનહદ આનંદ ઉછળી રહ્યા. હેમન્તકુંવરે આનંદમાં વધારો કરાવતાં કહ્યું કે, 'મૈનાક! દીકરા કહું કે વહુ કહું, જે કહું તે મને આનંદજ ઉપજાવે છે. અત્યારે લાજ ન હોય. અહિં આવ અને તારાં સાસુના ખોળામાં બેસી એમને પનોતાં બનાવ.' આ વચનથી રાજસિંહ અને વીરવિજયસિંહના મનમાં પણ અત્યન્ત આનંદ થયો. વડી વડારણે અંબરથી ઢાંકેલા મુખચન્દ્રવાળી ને લજ્જાને લીધે અંગે અંગમાં શરમે કરીને સમાઈ જતી મૈનાકને લાવી

મહારાણી વસન્તસેનાના ખોળામાં બેસારી. મહારાજ શિલાદિત્યે મૈના-કના માથા ઉપર હાથ ફેરવતાં કહ્યું કે, ' મારો રાજસિંહ જીવે છે, એવું સાંભળતાં મારા મનોરથને પુષ્પ આવ્યાં હતાં તે આજ ફલિત થયાં માટે હું તારૂં નામ પુષ્પાવતી પાડું છું. ' અને ' આવ ! દીકરા ! મને વહાલથી ભેટ ' એમ કહી હર્ષથી ઉભા થઈ સામે જતાં વળી બોલ્યા કે:—

( વસંતતિલકા. )

છાતી કપાટપુટ શી હરખે પ્રસારી,
આલિંગ પુત્ર ! કર દીર્ઘ ગળે વિંટાળી;
ઉંચું કરી મુખ શરચ્છશિસુ રૂપાળું,
પાલોવ આ વ્યસન દગ્ધ શરીર મારું.

બાપ દીકરાને અને દીકરો મા, બાપ, અને પ્રેયસી મૈનાક-હવે રાણી પુષ્પાવતીને મળી સૌ આનંદ પામ્યાં. નગરમાં ઉત્સવ થયા અને કેટલાક દિવસ પછી વીરવિજયસિંહ સૌપુર ગયો. મહારાજ શિલાદિત્ય પણ રાજ-સિંહને રાજ્યાભિષેક કરી દેશમાં તેની ચોથા શિલાદિત્ય તરીકે આણ વર્તાવી મહારાણી વસન્તસેના અને હેમન્તકુંવરને લઈ વાનપ્રસ્થાશ્રમી થઇ તીર્થયાત્રા કરવા ગયા.

---

# લાલાં વાઘેલી.



## પ્રકરણ ૧ લું.



### બહારવટિયા.



મહા મહીનાની ટાઢ પડતી હતી, રવીનો પાક પાકી ગયો હતો અને કપાસનાં વાવેતરવાળી ભૂમિ વિરલ તારાવાળી પ્રભાત રજનીની માફક શોભી રહી હતી. આ વખતે આશાવળની સીમમાં કાળચક્રના ફેરાની સાક્ષી આપવા ઉભેલો હોય એવા એક વડ નીચે કેટલાક ગરાસિયા બેઠા હતા. સાજ નાંખેલી કચ્છી ઘોડીઓ દિશાઓમાં થતા અવાજની સામે કાનની ટીશીઓ ફેરવતી તેમની પાસેજ ઉભી રહી હતી અને બહારવટિયા એક પછી એક ચલમ પીતાં પીતાં ચોરી લાવેલા દાગીનાની વહેંચણી કરતા હતા. ભાગ પાડ્યા અને સૌએ પોતપોતાનો હિસ્સો ગાંઠે બાંધ્યો એટલામાં અમદાવાદ તરફ બંદુકનો ધડાકો થયો. ચાલાક સ્વારો તરતજ ઘોડીઓ ઉપર સ્વાર થઈ ગયા. દૂરથી કુતરાંનું ભસવું સંભળાયું અને મયૂરોએ ટુહુકાર કરી વજીફાવાળી સીમ ગજાવી મૂકી. ઘોડાઓની તબડકી સંભળાઈ અને વડ નીચેના બહારવટિયાઓએ તરત કપાસનાં ખેતરોની આરપાર ઘોડીઓ ફેંકી દીધી. સ્વારો વડ નીચે આવ્યા ત્યારે ત્યાં કોઈ ન હતું પરંતુ બળતા અગ્નિએ તથા પડી રહેલા ઝીણા દાગીનાની ચુનીઓએ તેમને ચોરની ખાતરી કરી આપી અને હાલતાં કપાસનાં ખેતરોએ તથા ભડકેલાં પક્ષીઓના સંક્ષોભે તેમને શત્રુની પાછળ જવાનો માર્ગ દેખાડ્યો. આ પ્રમાણે જોતજોતામાં વડ નીચે બેઠેલા બહારવટિયા તથા અમદાવાદથી આવેલા સ્વારો વાંચનારની નજર બહાર નીકળી ગયા.

ઈસ્વીસનનું પંદરમું સૈકું ચાલતું હતું. અમદાવાદ વસ્યાને પા સૈકું થઈ ગયું હતું. રજપૂત લોકનો અમલ દૂર દૂરના ભાગોમાં નવી પાદશાહીના

તેજસ્વી અજવાળામાં આછોઆછો અને ઝાંખોઝાંખો કહિંક કહિંક નજરે પડતો હતો. કરણઘેલો, માધવ, રૂપસુન્દરી, કેશવ અને તેની સતી સ્ત્રી ગુણસુન્દરીનો શાપ વગેરે વૃત્તાંતો લોકકથામાં હજી તાજા હતા. પાટણની જાહોજલાલીની ધુણીઓ ક્ષિતિજમાંથી લોપ થઈ ન હતી, પરન્તુ વખત ફેરવાઈ ગયો હતો. ગુજરાત એનું એ હતું, એની એજ વૈભવી ગુજરાતી રૈયત અને પોતાની પ્રજાના સુખને માટે પ્રાણ આપનારા એના એજ રજપૂતો હતા, પરન્તુ વખત ખરેખર ફેરવાઈ ગયો હતો. કવિઓ સમયનીજ બલિહારી ગાય છે તેમ હતું. એકવારની યાદવ જાહોજલાલી નાશ પામી અરાજ્ય ચાલ્યું. ફરી વલભી અને પંચાસરથી ગુજરાત આબાદ–સુખી થયું અને ભૂવડ જેવા શત્રુથી વળી તેની પાયમાલી થઈ. રાજાના કુંવરને ઝાડને ડાળે બાંધેલી ઝોળીએ ઝુલવાનો વખત આવ્યો તથા પુનઃ ચાવડા સોલંકી અને વાઘેલાઓએ દેશને આબાદ કરી ગુજરાતને સર્વોપરિ બનાવ્યું. એજ ગુજરાત આજ પાછું કરણઘેલાની ઘેલાઇ–વિષયાસક્તિથી પરદેશીઓને હાથ ગયું અને ઘણાં શતકોએ આવેલી તેની લાલી લુંટાઈ ગઈ. ગુજરાતનો દહાડો પડ્યો એટલે તાંબાને બેઢે અને સોનાને ચુડે ગુજરાતી ગામને પાદરે પ્રથમ જે પનિહારીઓનો વૈભવ દેખાતો હતો તે નર્મદાથી સરસ્વતી સુધી અને પાવાથી ગિરનાર સુધી કહિં પણ જણાતો નહિ. દેશમાં સર્વત્ર ત્રાસ અને ઝોટિંગપાદશાહી ચાલતી હતી. " મારે તેની તરવાર " એ કહેવત પ્રમાણે કામ થતું હતું. ગૃહસ્થ અને જમીનદાર ઉપર જુલમ ગુજરતો. સ્ત્રીઓથી પોળને મોઢે પણ નીકળાતું નહિ અને જેટલા દહાડા આબરૂ રહી તેટલા દહાડા સુખમાં ગયા, એમ લોક કહેતા હતા. કાલે શું થશે ? તેનું જોશીઓ પણ ભવિષ્ય ભાખતા ન હતા. મોટી લડાઈનો અંત આવી ગયા પછી રણમાં પડેલા અડધા જીવતા અને ક્ષણવાર આંખ મીચી હોઠ દાબી વેદના સહન કરતા સિપાઈને જેમ ગીધ અને શિયાળવાં જંપવા દેતાં નથી તેમ ગુજરાતની દુઃખી રૈયતને કોળીઓ, વિધર્મી સત્તાવાળાઓ અને બહારવટિયા જંપવા દેતા ન હતા. શહેરમાં કસ્બામાં અને છેલ્લે નાનાં ગામમાં પણ ધોળે દહાડે ખૂન અને ચોરીઓ થતી. રૈયત એમ માનતી કે, નરમાસ જેટલું સુખ અને વખાણ જેટલોજ ભાગ્યોદય થાય છે. ખુશામત અને

ડરીને ચાલવાનો લોકોમાં રિવાજ પડવા માંડ્યા હતો છતાં હજી અમદાવાદ નવું વસેલું હોવાથી કેટલેક દરજ્જે સુખી હતું.

અહમદશાહે અમદાવાદ વસાવી તેને આબાદ વસ્તીવાળું કરવા હિંદુઓને ઘણી છૂટ આપી હતી. અણહિલવાડાનો વાઘેલ વંશ ભાગી પડ્યા પછી વાઘેલાઓનું જોર ધોળકામાં જામ્યું હતું. તે અમદાવાદ પાસે હોવાથી પાટણવાડાના અને ધોળકાના વાઘેલાઓ અમદાવાદના સુલતાન ઉપર બહારવટાં કરતા હતા. આપણે ઉપર વાંચી ગયા તે બહારવટિયા પણ પાટણવાડાના હતા. તેઓ ગામ મારી વારંવાર ત્રાસ પોકરાવતા. ઘણીવાર ખુદ અમદાવાદમાં તથા કસ્બાઓમાં ચોરીઓ કરતા. આ લોક પ્રજાને બહુ હેરાન કરતા. ઘણા બહારવટિયાઓમાં મુખ્ય માત્ર બેજ હતા અને તેમની સાથેજ આ વાર્તાનો સંબંધ છે. આરંભમાં જેમની પુંઠ લેવામાં આવી છે તેઓમાંનો મુખ્ય વરસોજી પાટણવાડાના થળ પરગણાના ભીલડી ગઢનો રહેવાસી હતો. નાનો બહારવટિયો અથવા વરસોજીનો ભાઈ જેતોજી સરધાર ગામમાં રહેતો હતો. ગરાસ જવાથી તેઓ સુલતાન ઉપર બહારવટે નીકળ્યા હતા. તેમની સાથે દોઢસો શૂરવીર અને સ્વામીભકત રજપૂતો પહેલાં નીકળ્યા હતા. ઘણીવાર તેઓ સરકારી માણસોની સાથે ચોક મેદાન પડી મોટી કતલ કરી જંગલોમાં ગુમ થઇ જતા. સુલતાન તેમની પીડાથી હેરાન થતો અને તેઓ પણ સોબતીઓના મરણથી આછા થઈ જતા હતા. દેશી રાજ્યોનો નાશ કરવાથી સુલતાનને આ પીડાં આવી પડી હતી.

પ્રસ્તુત પ્રસંગે વરસોજીએ પોતાના બાકી રહેલા માણસો સાથે એક અમીરના ઘર ઉપર દરોડો પાડ્યો હતો. તેમાંથી તેને પુષ્કળ જવાહીર તથા સોનારૂપાના દાગીના મળ્યા હતા. અમદાવાદના કોટવાળને તેઓ શહેર પાસે હોવાની ત્રણ દિવસથી ખબર હતી, પરંતુ સાબરમતીના ભાડામાં અને જુનાં કર્ણાવતીનાં ખંડિયેરોમાં તેઓ એવી ગુપ્ત જગાઓમાં ભરાઈ રહ્યા હતા કે, કોટવાળ તેમનો પત્તો મેળવી શકયો ન હતો. તેમણે એક અમીરના ઘર ઉપર દરોડો પાડ્યો અને કોટવાળને ખબર થઇ એટલે પચાસ સ્વારો સાથે તે તેમની પુંઠે પડ્યો. કોટવાળે કેવી રીતે તેમની પુંઠ લીધી વગેરે વાત આપણે પ્રારંભમાં વાંચી ગયા. આગળ બહારવટિયા અને પાછળ

તેઓ એમ કેટલાક ગાઉ સુધી દોડ કર્યા પછી જ્યારે પ્રભાત થવા આવ્યું અને અજવાળાએ એક બીજાનાં મુખ દેખાવા માંડ્યાં ત્યારે રજપૂતો તેમની સામે થયા. શહેરથી સાત ગાઉ દૂર ખારી નદીના ભાઠામાં તેમણે નાની જેવી લડાઈ શરૂ કરી. બહારવટિયા પોતાનાં હથિયાર સજ્જ કરી સામા થયા અને કોટવાળ પોતાના સ્વારો સાથે તેમની સામે લડવા લાગ્યો. સૂર્યનાં ઉગતાં કિરણોમાં તેમણે ઝપાઝપી ચલાવી. ઝપાટાબંધ રજપૂતોએ કેટલાક સ્વારોને પૃથ્વી ઉપર પાડી નાંખ્યા. તેમણે તેમની ઉપર બંદુકો ફોડવા માંડી. બહારવટિયાનાં ઘણાં માણસ માર્યાં ગયાં અને છેવટ જ્યારે પકડાઈ જવાનો વખત આવ્યો ત્યારે જેતોજીએ મરણિયા થઈને છૂટતી ગોળીઓની સામે પોતાની ઘોડી ફેંકી. કોટવાળ ઉપર તેણે ઘા કર્યો. જેતોજીની ઘોડી અને અમદાવાદનો કોટવાળ એકજ વખતે ધરતીમાતાને ભેટી પડ્યાં. લોહીથી છંટાયેલાં કપડાંવાળો શૂરવીર ગરાસિયો વિજળીની ઝડપે તરવાર ફેરવતો ફેરવતો ટોળામાંથી નીકળી ગયો. એક સ્વામીભકત રજપૂત સાથીએ જેતોજીને પોતાની ઘોડી આપી અને રહ્યાસહ્યા માણસો સાથે બન્ને બહારવટિયા જંગલ તરફ નાસી ગયા. કોટવાળ મડદું થઈ જમીન ઉપર પડ્યો હતો તેને સ્વારોએ સાવધાન કર્યો પરન્તુ ગરાસિયા નાસી જવાથી તેને ઘામાં લૂણ જેવું લાગ્યું. મોટો શ્રમ કર્યો અને પુંઠ લીધી તે છતાં હાર ખાઈ પાછા ફરતાં તેને બહુ હીણું લાગ્યું પણ શું કરે? રજપૂત બહારવટિયા કંઈ ભિલ્લ કે ચોર જેવા અસાવધ ન હતા. તેઓ ચોરી માટે નહિ પણ ત્રાસ આપવા માટે માથાની દરકાર રાખ્યા વગર બહારવટું કરતા હતા.

આવો બનાવ આ કંઈ પહેલી વખત બન્યો ન હતો. ઘણી વાર તેમણે સરકારી માણસોને આવીજ રીતે મારી નાંખ્યા હતા, પરન્તુ આ વખતની ઝપાઝપીમાં તેમનાં ઘણાં માણસ માર્યાં ગયાં. તેઓ હવે અમદાવાદ ઉપર આવી શકે એવા બળવાન રહ્યા નહિ. ગરાસિયા ઘણા દિવસથી સુલતાનને હેરાન કરતા હતા પરન્તુ આ બે ભાઈઓથી તો આડો આંક! અહમદશાહ પોતે એમની ચાલાકીનાં વખાણ કરતો અને ઉત્તરમાં તથા કાઠિયાવાડમાં પણ તેમની સ્તુતિ થતી. ઘણાં વરસ તેમણે શાહને વિતાડ્યું પરન્તુ હવે તેમનું બળ આવી રહ્યું, કારણ કે જાતનાં અને વિશ્વાસનાં જે માણસો પ્રથમ તેમની

પાસે હતાં તે લગભગ પુરાં થઈ ગયાં. નવા માણુસો વિશ્વાસઘાતી નીકળવા માંડ્યા અને 'ઘર ફૂટે ઘર જાય' તેમ ઘર ફૂટ્યું ને ગરાસિયાનું રાજ્ય તૂટ્યું. માધવે કરણને મારી નંખાવ્યો અને નોકરી ધન તથા સુખની આશાએ ખુશામતિયા લોકોએ જમીનદારો અને મોટા મોટા માણસોને પાયમાલ કરાવરાવ્યા. વિશ્વાસને યોગ્ય માણુસ મળવો એ પરરાજ્યચક્રમાં દુર્લભ વાત છે. વરસોજીને આ પ્રમાણે થયું. વિશ્વાસુ માણુસ ગયાં અને નવા માણુસો વિશ્વાસને યોગ્ય રહ્યા નહિ. પોતાનાં માણસજ પોતાનું માથું કપાવે તેમ થવા માંડ્યું. લોઢે લોઢું કપાય તેમ હિંદુઓને હાથે હિંદુઓની પાયમાલી થવા માંડી. ચારે તરફ દગો થવાનો ભય રહેવા માંડ્યો એટલે ભીલડીગઢમાં રહેવાનું તેણે માંડી વાળ્યું. સુલતાને કાઢેલા ઈનામની લાલચે એટલા બધા માણુસો પકડવા ફરતા કે ઘણીવાર તેમને ઘોડાની પીઠ ઉપરજ રહેવું પડતું. બેઉ ભાઈ કોઈ વાર પગ વાળીને બેસતા નહિ. કોટવાળને મારીને નાઠા પછી મધ્યાહ્ને તેઓ મેશ્વાની પેલી પાર ગયા. એક આંબા તળે બેસી બેઉ ભાઈઓ પોતાની સ્થિતિ માટે દિલગીર થયા. બાકી રહેલા ચાર સોબતીઓને તેમણે સલાહ પૂછી કે 'હવે અમારે કેમ કરવું ? શરણે જવું કે મરવું ? બૈરાં છોકરાં અને એક કુંવારી બેન વગેરેને લીધે અમને એકકે ઠેકાણે જંપીને રહેવાનું બનતું નથી.' મિત્ર સાથીઓએ મરવાની સલાહ આપી પણ શરણે જવાની વાત કબુલ કરી નહિ. જે થાય તે સામી છાતીએ સહન કરવાનો તેમણે ઠરાવ કર્યો. માણુસોએ તેમના પ્રાણ જાય ત્યાં સુધી તેમની સાથે રહેવાના સોગન લીધા. આ ઠરાવ કરી તેઓ પછી જુદી જુદી દિશાઓમાં નદીનાં કોતરોમાં રાખેલાં પોતાનાં રહેઠાણો તરફ ગયા.

મહાભારતમાં એક ઠેકાણે વ્યાસજીએ ભીષ્મની પાસે કહેવરાવ્યું છે કે 'મનુષ્ય પૈસાનો દાસ છે અને પૈસો કોઈનો દાસ નથી.' તે ખરેખર સત્યજ છે. વરસોજી ને જેતોજી પ્રથમ જ્યારે ધનથી ભરપુર હતા ત્યારે બહુ જોરતોરમાં રહેતા હતા. માણુસો પણ તેમને જોઈએ તેવાં મળી આવતાં. માણુસ મળતાં છચોક લુંટ કરાતી, તેમના પગમાં જોર રહેતું પણ જ્યારે ધનની લાલચવાળાઓ તેમને પકડી આપવા પાછળ ફરવા માંડ્યા ત્યારે તે બન્ને ભાઈના પગ ભાગી ગયા. તેઓ કોઈ ઠેકાણે એક પહોરવાર પણ

પગ વાળીને બેસી શકે નહિ, ખાવાનું ખાઈ શકે નહિ, તો નિદ્રાનો તો વખતજ ક્યાંથી મળે ? આવા દુઃખે અકળાઈ જાય એમાં પણ શી નવાઈ? આવી હાલતમાં તેમને મદદ પણ કોણ આપે ? જગત સ્વાર્થપરાયણ છે. મનુષ્ય સ્વાર્થને સેવે છે. અરે ! મનુષ્ય તો શું પણ પ્રાણીઓ પણ સ્વાર્થપરાયણ છે. ફળ વગરનાં ઝાડને પક્ષીઓ પણ તજી જાય છે અને ઘાસ વગરનાં સુકાં વનોનો પશુઓ પણ ત્યાગ કરે છે તો પછી માણસો કે જેમને અનેક દુગ્ધાઓ લાગેલી હોય તેઓ ધનરહિત માણસને તજી દે એમાં શી નવાઈ ! ! સેવક માણસો તેમને દુર્બળ દશામાં તજી જતા રહ્યા પણ તેમના જેવા ટેકીલા મિત્રોએ તેમનો ત્યાગ કર્યો નહિ. સ્વાર્થે સેવકો ખસી ગયા ત્યારે દૈવે તેમના આપ્તમિત્રોને ખેંચી લીધા, એટલે તેઓ ધનથી અને માણસથી દુર્બળ થઈ ગયા. વળી તેમને સ્થાયિ સ્થાન પણ ક્યાં હતું ! એક-વાર ઉત્તરમાં તો બીજીવાર દક્ષિણમાં એમ જ્યાં ત્યાં ભટકવું પડતું. આવી રીતે મહા સંકટ પડવા માંડ્યાં, પરન્તુ રજપૂતોએ પોતાનો ટેક મૂક્યો નહિ. મુસલમાનો પણ તેમની માફક તેમનો કેડો લેતાં લેતાં થાકી ગયા. શાંતિના રાજ્યમાંજ રાજા પ્રજાને સુખ હોય છે. અસંતુષ્ટ રૈયત અને વિદેશીય રાજ્યમાં એકકેને સુખ હોતું નથી. આ વાર્ત્તાના કાળે ગુજરાતની આવી સ્થિતિ હતી. પ્રજા સુખી ન હતી તેમ રાજાને પણ સુખ મળતું ન હતું.

———

# પ્રકરણ ૨ જું.

## અખાની યુક્તિ.



દોડાદોડમાં દિવસના દિવસ માસના માસ અને વરસોનાં વરસ ચાલ્યાં ગયાં, પણ સુલતાન બહારવટિયાઓને પકડી શકયો નહિ અને બહારવટિયા પણ ગરાસ મેળવી શકયા નહિ. આખરે એઉનાં મન ભાગી ગયાં. અહમદશાહ બીજી વધારે અગત્યવાળી રાજકીય બાબતોમાં પડ્યો અને બહારવટિયા પૈસે ટકે ભાગી જવાથી ગુજરાનના સંકટમાં પડ્યા. લોકમાંથી બહારવટિયાનો ત્રાસ ઓછો થયો નહિ. સુલતાને તેમની પાછળ નીમેલા માણસોને બીજે કામે લગાડ્યા નહિ, એટલે ચાલતી ગડબડ નિત્યની હોય એવી સહી થઈ પડી જેમની તેમ ચાલવા માંડી.

વાત્રકનો કાંઠો પહાડી તો નહિ પરન્તુ ઉંડાં ને ભયંકર કોતર તથા ઘાડી ઝાડીવાળો છે. આ વાર્તાને કાળે તે મુસાફરોને અગમ્ય અને ભિલ્લજાતિના ચોર લોકોના રહેઠાણનો મુખ્ય ભાગ હતો. ઉંટડિયા તરફ જનારા માણસોને તેનો કંઈક અનુભવ મળતો પરન્તુ તેની ઈશાન તરફનો ભાગ તો વાઘ વરૂ અને જંગલી પ્રાણીઓથી ચિકાર ભરેલો હોઈ ખરેખર નિર્જન રહેતો. આવા ઘોર જંગલના ભાગમાં એક મોટા કોતરની નીચે નાનું બારણું હતું અને તેમાંથી એક વિશાળ ભોંયરામાં જવાતું હતું. મધ્યરાત્રિ વીતી ગઈ હતી. ઝાડીમાંથી ભય ઉપજાવે એવા ઘુવડના શબ્દોનો દિશાઓમાં પ્રતિઘોષ પડી રહ્યો હતો. રાત્રિચર પ્રાણીઓ શિકારને માટે બહાર નીકળેલાં હતાં તેવામાં કેટલાંક માણસો એક પાલખી લઈ આ ગુફાના બારણા આગળ આવી ઉભાં રહ્યાં. ઉંચકનારાઓએ પાલખી ઉતારી જમીન ઉપર મૂકી એટલે એક જણે બારણું ઉઘડાવ્યું અને પેલા માણસોએ બે બેભાન માણસોને પાલખીમાંથી ગુફામાં લઈ લીધાં. આ ભયં-

કર ગુફાની અંદર બનતા બનાવો જોવા માટે વાંચનારે પણ તેની અંદર જવું જોઈશે. અંદર એક મોટો વિશાળ ખંડ હતો. પછીતમાં એક ત્રિશૂળ તથા ચુંદડીના ડબુચાથી બનાવેલો ચોર લોકની માતાનો ગોખ હતો. તેમાં ઝીણા ઝીણા ઘીનો દીવો બળતો હતો. આ ઓરડામાં ત્રણ ચાર માંચા અને બીજાં કેટલાંક હથિયાર તથા હોકો તમાકુ વગેરે પડ્યાં હતાં. જમીન ભેજવાળી ગંદી અને અસ્વચ્છ હતી. સાત આઠ માણસ અત્યારે ત્યાં હતાં. પાંચ છ બહારવટિયા અને દેવલોક જેવાં બીજાં બે સ્ત્રી પુરુષ હતાં. સ્ત્રી-કન્યા તેર ચૌદ વરસની ખીલતી ગુલાબની કળી જેવી નાજુક અને સુંદર હતી. તેનો પતિ અઠ્ઠાવીસ ત્રીસ વરસનો જુવાન ગોરો દેખાવડો ને પ્રતાપી પુરૂષ હતો. તેના કપાળ ઉપર તેજ હતું પરન્તુ અત્યારે તે બિચારાના મુખમાં ડુચા મારી હાથ પીઠે બાંધી લીધેલા હતા. અંદર આવતાંને એક જણે તેમના મુખમાંથી ડુચા કાઢી નાંખ્યા અને રૂંધાઈ ગયેલાં તેઓ પહોળે મોઢે શ્વાસ લેવા લાગ્યાં. તેઓને એમને એમ પડતાં મૂકી બહારવટિયા કંઈક સંતલસ કરવાને દૂર ગયા.

આગલી સાંજે ગણપતિ આગળ પાસા રમી હસી ખુશીથી મોટી ધામધુમથી પાટણથી વિદાયગીરી લઈ આશા ભર્યું જે જોડું અમદાવાદ જવા નીકળ્યું હતું તે અત્યારે આવા સંકટમાં હતું. દૈવની ગતિ કોઈ જાણી શકતું નથી તે સત્ય છે. લાંબેથી શ્વાસ લેતાં તેમની આંખો ઠેકાણે આવી અને ધીરે ધીરે તેમણે એક બીજાની સામું જોયું. ભયંકર ગુફામાં આડીઅવળી આંખ ફેરવી અને નિશાસા મૂકયા. રૂંધાયેલો જીવ ઠેકાણે આવ્યો. ' પોતે કયાં છે ' તેની સહેજ સમજ પડી અને કન્યાની નવીન અંજન ભરેલી આંખોમાંથી અશ્રુ પડ્યાં. પુરૂષનું ધૈર્ય જતું રહ્યું. તેની આંખો ભરાઈ ગઈ, કંઠ રૂંધાઈ ગયો. કન્યા ભયથી અને સ્વામીના દુઃખથી ખિન્ન થઇ ધીરેથી બોલી કે ' મારો ભોગ આપતાં પણ તમારું જીવન જાળવી લેજો ' પોતા ઉપરના આવા અનન્ય પ્રેમથી પુરુષ-ગદ્ગદ થઈ ગયો અને આર્ય પ્રજાની કેળવણીને ધન્યવાદ આપવા લાગ્યો. બાળ કુમારિકાઓના આવા પ્રેમને ધન્ય છે. આર્યાવૃત વગર આવો પ્રેમ જગત ઉપર કોઈ દેશની સ્ત્રીઓમાં નથી. આર્યોની કીર્ત્તિ અમર છે તે આવાં સ્ત્રીરત્નો વડેજ ! ! સ્ત્રીઓની

સ્વામીભક્તિ ઉપર એક ક્ષણમાં આ રીતે તેણે અનેક ધન્યવાદ દીધા અને એક ટસે તેની સામું જોયું. કન્યાનાં નાજુક પણ માંસલ કંકુની ગાર જેવાં કોમળ ગાત્રોમાં ગળી ગયેલા દોરના બંધ જોઈ તેણે મહા શોકથી આંખ ઢાળી એટલામાં બહારવટિયા આવ્યા.

'આમને છોડી નાંખો.' મોટા બહારવટિયાએ હુકમ કર્યો અને માણસોએ તાબડતોબ કટારથી તેમના બંધ કાપી નાંખ્યા. ઘણી હિંમતથી પુરૂષે પોતાને કેદ કરી લાવનારને પૂછ્યું કે 'અમને શા માટે પકડવામાં આવ્યાં છે?' બહારવટિયાએ ધીરેથી ઉત્તર આપ્યો કે 'તમારા જીવને જોખમ પહોંચવાનું નથી. તમારા બેઉના શરીર ઉપર જે દાગીના છે તે ઉતારી આપો એટલે તમે કુશળ છો.' પેલા પુરુષે જવાબ દીધો કે 'દાગીના માટે મારી ના નથી. પરન્તુ તેનાં નાણાં તમને નહિ મળે. કારણ કે અમારા ઉંચી કિંમતના દાગીના વટાવા જતાં તમે પકડાઈ જશો, માટે જો તમને ગમતું હોય તો હું તમારે માટે બીજી ગોઠવણ કરૂં! બોલવા ઉપરથી તમે ઉંચી જાતના માણસ હો એમ લાગે છે માટે જે વિચાર હોય તે કહો.' જેતાજીએ વિચાર કરી પોતાની મુશ્કેલી ટળવાનો મનસુબો કર્યો. વરસોજીને એક બાજુએ બોલાવી ખરી વાતની સમજ પાડી. ત્રણ જણ એકઠા થયા અને માતાની આગળ આકરા સોગન લઈ તેમણે નીચે પ્રમાણે ઠરાવ કર્યો. બહારવટિયાનાં બૈરાં છોકરાં જે પાટણવાડામાં રહેતાં હતાં તેમને ખાવાપીવા જેટલાં નાણાં પહોંચાડવાં અને વખતો વખત અમદાવાદની ખબરો તેમને આપવી. આ પ્રમાણે ઠરાવ થયા પછી તેમણે એક બીજા સાથે થયેલી મિત્રતાના કસુંબા પીધા. તેઓ એક બીજાથી છુટા પડે ત્યાર પહેલાં વાંચનારને જાણવું જરૂરનું છે કે બહારવટિયાને હાથ પકડાયેલો માણસ અમદાવાદ તાલુકાનો ઈજારદાર હતો. પાટણથી બીજીવાર પરણી તે પાછો જતાં બહારવટિયાને હાથ સપડાયો હતો. હિંદુને હિંદભાઈ માટે લાગણી થઇ આવી. તેણે થોડા ખરચમાં તથા જૂજ જોખમમાં પોતાનો પ્રાણ બચાવી લીધો. ભક્ષ છોડવામાં બહારવટિયાઓને પણ એક સ્વાર્થ હતો. વરસોજીની બેન ઉમ્મર લાયક થઈ હતી, જેને નાસભાગમાં સાથે રાખવી પાલવે તેમ ન હતું એટલે કુટુંબનાં માણસને એક ઠેકાણે રાખ-

વાની ગરજે તેમણે તેને છોડ્યો ને તે પોતાના વચનને વળગી રહ્યો, એ આગળ જાણવામાં આવશે.

શત્રુ હોય તોપણ ખાનદાન હોય તો સારૂં. ઇજારદાર કન્હુરાવનો શત્રુ ખાનદાન હતો તેથી તે મરણ સંકટમાંથી બચ્યો એટલુંજ નહિ, પણ ઠરાવ થયા પછી જેતોજીએ પાટણવાડાની કન્યાને બેન કહી એક મોતીની માળા ભેટ આપી અમદાવાદ તરફ વિદાય કરી. ધણી ધણિયાણીના મનમાં દુઃખી રજપૂતોને માટે દયા ઉત્પન્ન થઈ અને સ્વદેશાભિમાને તેમના અંતરમાં પ્રેમ અને ઉપકારની ગાંઠ બંધાઇ. બહારવટિયા પોતાની પ્રવૃત્તિમાં પડ્યા અને કન્હુરાવે તેમનાં બૈરાં છોકરાંનો બન્દોબસ્ત કરાવ્યો. અકળાયેલા રજપૂતો તોડ લાવવા મથતા હતા ને કન્હુરાવ તેમાં મદદ કરતો પણ અમીર લોક ફાવવા દેતા નહિ. એક વાર જેઠ મહીનામાં બે માણસો સાથે વરસોજી અને જેતોજી સમધ ગામની પડોસમાં પડ્યા હતા તેવામાં ખેતરોમાં ખાતર નાંખવાનું કામ ચાલતું હતું. કડી અને અમદાવાદ વચ્ચેનું આ ગામ ગરાસિયા લોકનું હતું. ઘણાક જમીનદાર ગરાસિયા ઉધડિયા રાખી ખેતીનું કામ કરતા. અખો ભંડારી નામનો એક વૃદ્ધ ગરાસિયો એકવાર પાછલી રાતે ઉધડિયા પાસે ખાતરનું ગાડું હંકાવી જતો હતો, એટલામાં વરસોજીનો નોકર ત્યાં થઈને નીકળ્યો. ગાડીતે તેને જોઇને કહ્યું કે ' અખા ભંડારી બહારવટિયા આવ્યા છે માટે રાતે કામ કરવાનું થોડા દિવસ માંડી વાળો. ' ભંડારીએ જવાબ દીધો કે ' એમનામાં મારા જેવો એકાદ રજપૂત હોત તો ક્યારનોય ગરાસ પાછો મેળવ્યો હોત. ' અખા ભંડારીનાં વચન પેલા માણસે જેતોજીને કહ્યાં તેથી તેમણે અખાને તેડાવ્યો. તેણે પોતાના જાતભાઇઓને સહાય કરવાનું કબુલ કરી સલાહ આપી કે–ગામ મારવાથી ગરાસ નહિ મળે, પણ વડી બેગમ મકરબાને રોજે જાય છે તેને આંતરીને વચન લો તો તે તમારું કામ કરી આપે. આ યુક્તિ બહારવટિયાને ગળે ઉતરી અને પછી તેની પેરવીમાં પડ્યા.

## પ્રકરણ ૩ જું.

### દગા કિસકા સગા નહિ.



ભાલડીગઢમાં રહેતું બહારવટિયાના કુટુંબને કઠણ પડવા માંડ્યું, કારણ કે આ વાર્ત્તાની નાયિકા લાલાંદેવી જુવાનીમાં આવી હતી. લાલાં લક્ષ્મીના જેવી રૂપાળી અને ગુણવાન હતી. નવી જુવાનીમાં તે ખીલતી અને ગામના લોકનું તથા ઘરનાંનું ધ્યાન ખેંચતી. વરસોજીની વહુએ એકવાર તેના ધણીને આ વાત જણાવી અને લાલાંને કુળની લાજના રક્ષણ માટે કોઇ સુરક્ષિત સ્થળે ગુપ્ત રાખવાની ભલામણ કરી. વરસોજી બિચારો શું કરે ? તેનાથી એક ક્ષણ પણ કોઈ ઠેકાણે ઠરાતું નહિ, તેમ છતાં એકવાર છુપા વેષે તે અમદાવાદમાં ગયો અને કન્હુભાઈને મળી લાલાંને તેના ઘરમાં રાખવા વિનંતિ કરી. તે જાત્યભિમાની હતો તેથી એ વાત તેણે મંજુર રાખી અને જેતોજી પછી લાલાંને ત્યાં મૂકી ગયો.

માણેક બાવાનો ચોક અથવા જેને હાલ આપણે માણેકચોક કહીએ છીએ તેના અગ્નિકોણમાં અને મહુરત પોળની પાછળના ભાગમાં તે વખતે મોટા મોટા ગૃહસ્થ લોકનાં ઘર હતાં. માણેકચોકની પશ્ચિમે સાબરમતી વહેતી હતી અને મુસલમાન અમીરોનાં મકાન તેની પેલીપાર કિલ્લાની પાસે હતાં. મુસલમાની રાજ્યના નિયમ પ્રમાણે અમીરોએ રાજમહેલનું રક્ષણ કરવું જોઈએ તેથી તે લોક ત્યાં રહેતા. મોજમઝાનાં તેમનાં મકાનો પરા તરફ પણ હતાં. કેટલાક હિંદુઓ મોટા યોદ્ધાઓ ઉપર હતા. કન્હુરાવ દસકોઈનો મજિરદાર હતો તેથી તેને છત્રી અને મશાલ મળેલાં હતાં. અમદાવાદમાં તે વખતે તે મોટા ઠાઠમાં રહેતો હતો. તેનું ઘર વિશાળ અને કુટુંબ કબીલો મોટો હતો. લાલાંને તેમાં રહેતાં અણગમો થયો નહિ. શહેરમાં રહેતાં તેનું રાજસ્વરૂપ નાગરિક સંસ્કારથી ખૂબ ખીલી નીકળ્યું. ખરૂં છે કે 'જગત દુષ્ટ છે' અને રૂપ સ્ત્રીનો શત્રુ છે. લાલાંને માટે અડોસી-

પડોસી ખરાબ વિચાર કરવા લાગ્યાં. કન્હુનો જુવાન ભાઈ નિર્દોષ પ્રેમથી તેની સાથે ફરતો અને એ બેનો સહવાસ ઘરમાં એવો કહેવાતો હતો કે-એક બીજા વગર તેમને ચેન પડતું નહિ. બેઉ નિખાલસ અને અવિકારી હતાં, પરન્તુ વિકારી લોકની નજરમાં તેમનો સહવાસ વિકારી જણાયો. કન્હુરાવના ભાઈ બંસીલાલની હલેતી બાઈડીએ વાતને બગાડી નાંખી. તેની માના જાણવામાં આવતાં તે ગુસ્સે થઈ. કન્હુભાઈની વહુએ એકવાર એકાંતમાં બક્ષીની બાઈડી એટલે વહેવાણના ક્રોધની વાત કહી અને શક બતાવ્યો, પરન્તુ કન્હુભાઈ એવો અજ્ઞાન ન હતો. તે અનેક લોકના સમાગમમાં જનારો ચોરની સાથે ચોર લુચ્ચાની સાથે લુચ્ચો અને ડહાયાની સાથે ડહાયો થઈ કામ કરનાર મુત્સદ્દી ઈજારદાર હતો. તેણે " છી " કહી એ વાતને તિરસ્કારી કાઢી. બક્ષીની બાઈડીએ તે વાત વળી તેના પતિને કહી અને એકવાર કન્હુરાવને મળવાને બહાને તે લાલાંને જોઈ ગયો. કન્હુભાઈ અને બક્ષી એક નાતના એક જાતના સગા અને સમાન સત્તાવાળા હતા, પરન્તુ તેમની ખાનદાનીમાં જમીન આસમાનનો ફેર હતો.

ખુશામતને લીધે બક્ષીજી બક્ષી જેવા જોખમદાર અને મહત્વને ઓહ્દે ચઢ્યા હતા. ઉંચુંનીચું કરવું અને સારી ખોટી ચાડી ચુગલી તથા કેટલુંક ન માનવા જેવું ઉંધુંચતું કરવું હોય તો તે પણ બક્ષીજી કરતા. કન્હુભાઈ તેવા ન હતો. નીચ કામથી પ્રાપ્ત થાય એવા મોટા ફળને પણ લાત મારે એવો તે ન્યાયી અને સ્વદેશાભિમાની હતો. વખતે મુસલમાનની પણ ધરાવતો નહિ. લાલાંને જોઈ ત્યારથી બક્ષીના મનમાં કંઈ ને કંઈ થયા કરતું. એક તરફથી પોતાનું શુભ કરી લેવાને અને બીજી તરફથી દીકરીના સુખની કહેવાતી ફાંસ કાઢવાને તેના મનમાં ગડભાંગ થતી હતી. બક્ષીની બેઠક મોટા મોટા મુસલમાની અમીરોને ત્યાં હતી. એકવાર અમીર ઉલમુલ્કની સાથે એકાંતમાં લાલાંની વાત કાઢી તેના રૂપનાં તેણે એવાં વખાણ કર્યાં કે, જુવાન અમીર ઉલમુલ્ક મોહી પડ્યો. તેણે બક્ષીજીને મોટી ભેટ અને ગામ આપવાનું કહ્યું, તેથી તે લલચાયો. મસલત કરી તેમણે ઠરાવ્યું કે કોઈ રીતે લાલાંને બક્ષીએ પોતાને ઘેર બોલાવી ત્યાંથી અમીરને હવાલે કરવી. આ યુક્તિ બેઉને પસંદ પડી. તેમણે તાળીઓ લીધી

અને પાન ખાધાં. અમીરે જેમ બને તેમ એ ગોઠવણ વહેલી કરવાને કહ્યું, પરન્તુ બક્ષીએ ઉત્તર આપ્યો કે કન્હુરાવ ગામમાં હોય ત્યારે તો બને નહિ. તે પરગણામાં જશે ત્યારે બન્દોબસ્ત કરીશ. કન્હુભાઈને પરગણામાં ફરવા જવું એ સાધારણ હતું. મહીનામાં ત્રણ ચાર વાર તે બહારગામ જતા. બક્ષીજીએ અમીર સાથે મળી સંતલસ કરી તેને ત્રીજે દહાડે તે પરગણામાં ગયા અને બીજે દહાડે બક્ષીજીએ ગામ બહાર ઉજાણી ઠરાવી. વહેવાઈના ઘરનાંને તેમાં આમંત્રણ કર્યાં. બંસીલાલ તેની વહુ કન્હુભાઇની બેટી તથા લાલાં વગેરે ઉજાણીએ ગયાં.

બક્ષીજીએ અમીર ઉલમુલ્કની શહેર બહાર આવેલી સુંદર વાડી લઈ તેમાં મોટી ધામધુમ કરી હતી. બપોરથી જુદા જુદા ગૃહસ્થોના ઘરની પાલખીઓ ત્યાં ગઈ. વાડીની આગળ પાછળ પરાગો માણસ પેસી ન જાય તે માટે સિપાઈઓ રાખેલા હતા. અંદર ઓળખીતા ગૃહસ્થનાં બૈરાં છોકરાં આનંદથી મહાલી રહ્યાં હતાં. સરખા સરખી વયની સ્ત્રીઓ જુદી જુદી જગાએ રમતો રમતી ગાતી અને વાતો કરતી હતી. એક તરફ મોટા મોટા ગૃહસ્થો બક્ષીજી પાસે બેસી ગામ ગપાટા મારતા હતા અને બીજી તરફ રસોઈનું કામ ચાલતું હતું. આખો દિવસ વાડીમાં આનન્દ ઉત્સવ ચાલ્યા પછી સાંજના જમણની તૈયારી થઈ. સૌ પંકિતએ જમવા ગયાં ત્યારે લાલાં ને તેની ખવાસણ દીવાને આમની મેડીમાં બેઠાં. થોડીવારે બક્ષીના નામની એક ચીઠી આવી. રમતમાંને રમતમાં લાલાંએ તે ચીઠી ઉકેલીને વાંચી. જે કંઈ ભાગ્યું તૂટયું તેના વાંચવામાં આવ્યું તેથી તેને શક પડ્યો. ખવાસણને તેણે એ વાત કરી અને ચીઠી આપનાર કેણી તરફ ગયો તે જોઈ આવી તેથી તેના મનમાં પણ ડપકો પડ્યો. ચીઠી તેણે બક્ષીજીને પહોંચડાવી અને ખવાસણે મોકલેલી સાંભળી તે ચમકયા. ચતુર રજપૂતાણીના શકમાં વધારો થયો. કોઇ જાતની ગભરામણ તેણે દેખાડી નહિ. ખવાસણ લાલાંની રજા લઇ જમવા ન રહેતાં ઘોડીકુવો કે જ્યાં જેતાજી ઘણીવાર તેમને મળતો ત્યાં ગઈ.

બક્ષીજીએ બહાર જઈ પાલખીઓની ગોઠવણ સંબન્ધી આવેલી ચીઠી પ્રમાણે બન્દોબસ્ત કર્યો. પોતાના બે ખાનગી નોકરોને અમીર ઉલ-

મુલ્કની પાલખીમાં લાલાંને બેસાડવાની સૂચના આપી. પછી સૌ જમણુમાં ભળ્યું. સંધ્યાકાળ થઈ ગયો હતો અને બક્ષીજી જમવા બેઠા હતા એટલામાં બૈરાંએ ઘેર જવાની ઉતાવળ કરી. વાડીના ચોગાનમાં પાંચ પચીસ મિયાનાં તૈયાર હતા. બૈરાં એક પછી એક વાહનોમાં બેસી ગયાં, અને મિયાનાવાળાઓ તે ઉપાડી ઉપાડીને રસ્તે પડવા માંડ્યા. બક્ષીજી જમી ઉઠતા પહેલાં તે સૌ ચાલ્યું ગયું. પાન સોપારી ખાઈ તેમણે પોતાના ખાનગી નોકરને બોલાવી પૂછ્યું કે 'મેં કહ્યું હતું તે પ્રમાણે સઘળું થયું છે કે નહિ?' સ્ત્રીઓ ગઈ તે વખતે ચાકર દૂધપાકનું એક અરધિયું બોળવવા ગયો હતો એટલે ધીરે રહી તેણે ઉત્તર આપ્યો કે 'હા સાહેબ! એજ પ્રમાણે સૌને બેસાડ્યાં છે.' બક્ષીજી ખુશ થયા અને મનમાં ને મનમાં વિચાર કર્યો કે–આપણે આજની રાત અહિંયાંજ રહીશું. અહિં રહ્યામાં લાભ છે. આપણો વાંક નહિ નીકળે, અને એમ કહેવાશે કે, 'ભાઈ બક્ષીજી તો બિચારા હતાજ નહિ,' ઠીક છે. મજેની ગોઠવણ થઇ ગઇ. બક્ષીજી આમ વિચાર કરી વાડીએ રહી પડ્યા પણ 'દગા કીસકા સગા નહિ' એ કહેવત જેવું થયું.

વાડીએથી નીકળેલા મિયાના અને પાલખીઓ બારોબાર સૌ સૌના ઘર તરફ ગયાં. બક્ષીજીની ગોઠવણ પ્રમાણે અમીર ઉલમુલ્કનો સુંદર મિયાનો કિલ્લામાં તેને ઘેર ગયો. એક મિયાનો કન્હુભાઇને ઘેર ગયો. તેમાં જુગુઆ નામની કન્હુભાઇની નાની છોકરી સિવાય સઘળાં હતાં. જુગુઆ સાત વરસની હતી. લાલાંને જુગુઆ નથી એમ સાંભળતાં ધ્રાસકો પડ્યો. પણ તે તેવિષે કંઈ જાણતી ન હતી. બક્ષીજીને ઘેર ત્રણ પાલખીઓ ગઈ. હજી ધીરે ધીરે બીજી પાલખીઓ આવતી હતી એટલે બક્ષીજીનાં વહુ તેમની કુંવારી પણ ઉમ્મર યોગ્ય થઈ ગયેલી છોકરી આવી ન હતી તેને માટે ચિંતામાં પડ્યાં. વાંચનારની આતુરતાને વધારે વાર ન અટકાવતાં આપણે જણાવીશું કે 'બક્ષીજીએ લાલાંને માટે જે મિયાનાનો બન્દોબસ્ત કર્યો હતો તેમાં તેમની અંબુજા કન્હુની નાની છોકરી અને તેમના મિત્રનો બાળક છોકરો એટલાં બેઠાં હતાં. એ મિયાનો ગોઠવણ પ્રમાણે લાલાંને નહિ પણ બક્ષીની જુવાન છોકરીને લઈ અમીર ઉલમુલ્કને ઘેર ગયો. થોડીવારે જુગુઆની સરત કાઢવા કન્હુભાઇનો ચાકર બક્ષીને ઘેર ગયો ત્યારે કહ્યું કે

'અંબુજા વગેરે આવ્યાં નથી ને જુગુબા કદાપિ તેમની સાથે હશે. તે આવશે એટલે મોકલી દઈશું.' રાતના દસ અગિયાર ને બાર વાગ્યા પણ કોઈ જણાયું નહિ ત્યારે તેણે એમ મન વાળ્યું કે એ એના બાપ સાથે વાડીએ રહી હશે. કન્હુભાઈને ત્યાં પણ જુગુબા આવે તો બારણાં ઉઘાડજો, એમ કહી સૌ સૂઈ ગયાં. લાલાંની ખવાસણ કોઇને સાંભરીજ નહિ. તે ઘોડી કુવે ગઈ અને પોતાના શકની વાત જેતોજીને જણાવી. અમીર ઉલમુલ્ક કેવો છે તે, તે જાણતો હતો. લાલાંને માટે કપટજાળ રચાયેલી હોય એમ ખવાસણે જણાવ્યા પછી તેણે તેને પાલખીમાં જવાની રજા આપી, કારણ કે, ખવાસણની ફોઈ ત્યાં રહેતી હતી. વીર ગરાસિયાની આંખોમાંથી અગ્નિ ઝર્યો ને છુપાં હથિયાર લઈ તે અમદાવાદ તરફ ગયો. દરવાજા બન્ધ થયા ન હતા એટલામાં તે અંદર પેસી ગયો અને મોટી ચાલાકીથી અમીર ઉલમુલ્કના વાડામાં જઈ ભરાયો. એક ઘટાદાર જાંબુડાના ઝાડ ઉપર ચઢી તે અમીરના જાહેર ઓરડાનો દેખાવ જોતો બેઠો. થોડીવારે લોંડીઓ બે છોકરાંને અમીરની પાસે લઈ આવી જેમાંની એક કન્હુરાવની છોકરીને જેતોજીએ ઓળખી. છોકરાંની વાત ઉપરથી તેને ખાતરી થઈ કે લાલાં નહિ પણ બીજી કોઈ સ્ત્રી આવેલી છે. છોકરાંને અમીરે સુંદર વસ્તુઓનાં ઇનામ આપ્યાં અને કહ્યું કે–બચ્ચાં–તમે અહિંજ રહો. હું તમને સવારે મોટાં ઇનામ આપીશ. પછી અંબુજા તે ખંડમાં આવી ને 'પોતાના પિતાએ આમ કર્યું હશે' એમ ધારી અમીરને તેણે કશો શ્રમ આપ્યો નહિ. અમીર હિંદવાણીની ચતુરાઈ રૂપ રંગ જોઇ લેવાઈ ગયો.

રાતના બાર વાગ્યા, જળ જંપ્યું અને બક્ષીના કપટે બક્ષીને કાળી ટીલી આપી. જેતોજી પછી જાંબુડી ઉપરથી નીચે ઉતર્યો અને પાટલા ઘો નાંખી અમીરની મેડીએ ચઢી ગયો. તેના શરીર ઉપરના દાગીના ઉતારી લીધા અને અંબુજા ઉઠે નહિ તેમ સંભાળથી અમીરને મારી નાંખ્યો. પછી જુગુબાને ઉંઘતી ઉપાડી લઈ પીઠે બાંધી અને શૂરવીર ગરાસિયો જેમ ચઢ્યો હતો તેમ સપાટાબન્ધ નીચે ઉતરી ગયો. જુગુબાને મૂકવા જતાં પકડાઈ જવાય તેથી બારોબાર તે પોતાના રહેઠાણ તરફ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૪ થું.

## હુરમા બેગમ.



આજે જુમાનો દિવસ હતો. સવારના પહોરથી મુસલમાનલોક ધર્મના આનંદમાં દેખાતા હતા. સુલતાન ઉઠીને બેઠા હતા, એટલામાં અમીર ઉલમુલ્કનું ખૂન થયાના બુરા સમાચાર મળ્યા. સારા દિવસે સવારના પહોરમાં નઠારા સમાચાર મળવાંથી સૌ કોઈને અમીરને માટે થવી જોઈએ એવી લાગણી થઇ નહિ, પરન્તુ સામો તિરસ્કાર છુટયો. દરબારમાં એ અશુભ સમાચાર ઉપર લક્ષ અપાયું નહિ પરન્તુ પાદશાહી રીતે 'કોઈ અમીર મરણ પામે તો તેની દોલત દરબારમાં આવવી જોઈએ' એટલા માટે સરકારી જપતીદારે જઇ અમીરની મીલકત કબજે કરી અને લાગતા વળગતાઓએ અમીરને અવલમંજલ પહોંચાડ્યો. આણી તરફ હિંદુઓના વાસમાં સવાર થતાં સહેજ સાજ ચર્ચા થવા માંડી એટલામાં વાડીએથી બક્ષીજી અને પરગણામાંથી કન્હુભાઈ પોતપોતાને ઘેર આવ્યા વાત વધી ન જવા દેવા માટે બક્ષીએ કપટ ઉલટું પડેલું જોઇ કિલ્લામાં જઇ જપતીદાર હિંદુ હતો તેના ભેગા ભળી જઈ કાંઈ પણ ગડબડ થવા પામે તે પહેલાં અંબુજાને ઘેર મોકલાવી દીધી. કામ કરી બક્ષી પાછા આવ્યા. કે તરત કન્હુભાઇ તેમને મળ્યા. જાુગુબાની તેમને ચિંતા હતી. બક્ષીથી ઉત્તર અપાયો નહિ અને ઘરમાંથી એવી ખબર મળી કે અંબુજાની સાથે તે હતી. કન્હુભાઈએ બક્ષીને એકાંતમાં લઇ જઈ દમ ભિડાવ્યો એટલે તેની આંખો નીતરી ગઈ અને કપટની બાજી ઉંધી વળવાથી ઉંચું જોવાયું નહિ. કન્હુભાઈ બોલ્યા કે 'દુષ્ટ માણસોને ઈશ્વર તેની કપટ જાળનાં ફળ આપે છે તેમ તમને થયું. તમને કાળીટીલી ચોંટી તે! ઠીકજ થયું પણ મારી બાળક છોકરીનું શું થયું તેનો પત્તો મેળવી આપો નહિ તો આપણા સંબન્ધને વિસારી મારે સામાં પગલાં ભરવાં પડશે. તમારી પુત્રીને લાવ્યા

ત્યારે તમે એ બાળકની કેમ શોધ કરી નહિ ! ખાતરી રાખજો કે ખરા હિંદુને ખરાબ કરવા માટે લીધેલા આ પગલાનું તમને પાપ લાગશે અને ગરાસિયો તમને જરાએ જંપવા દેશે નહિ. મુસલમાનો તમારા ઘર ઉપર દરોડો પાડશે.' આ પ્રમાણે કન્હુભાઇ તેમનો ક્રોધ ખાલી કરતા હતા એટલામાં એક માણસે આવી કહ્યું કે 'ખવાસણ જુગુબાને લઇ આવી છે.' 'તમે તમારા પાપનાં ફળ ભોગવજો અમે શું કરીએ,' એમ કહી કન્હુભાઇ પછી ત્યાંથી ચાલી નીકળ્યા અને બક્ષી પેટના બળ્યા પેટમાં ને પેટમાં શોક કરતાં અને મુસલમાનો તથા ગરાસિયાથી બીતા ઘરમાંજ બેસી રહ્યા. નાતમાં વાત થઇ અને જે તે ઠેકાણે બૈરાં ટોળે મળી એની એજ વાત કરવા લાગ્યાં.

મુસલમાનોમાં અમીરના ખૂનને લીધે ઉશ્કેરણી ચાલી. હિંદવાણીએ અમીરને મારી નાંખ્યો એવો મત કેટલાકે આપ્યો, પરન્તુ સુલતાનની આગળ તે વાત થઇ શકી નહિ. બપોર થયા અને હુરમા બેગમને મકરબે જવાની તૈયારીએ થવા માંડી. ભદ્રના મેદાનમાં ત્રીજો પહોર થતા થતામાં પાંચસો રથ આવીને ઉભા રહ્યા. અમીરો સરદારો અને કાજીઓના ઘરની બીબીએ તેમાં હુરમાની સાથે મકરબે જવા આવી. સાંજનો પહોર થવા આવ્યો એટલે આખે રસ્તે પાણીનો છંટકાવ કરનારાએ અને આવતા જતા પુરુષોને દૂર રાખનારાએ નીકળી પડ્યા. સઘળી તૈયારી થયા પછી સોના રૂપાની કારીગીરીવાળા અને મૂલ્યવાન રત્નોથી જડેલા એક ભભકાદાર રથમાં બેસી હુરમા અને તેની સખીએ કિલ્લામાંથી બહાર નીકળ્યાં. તાતાર દેશની મદમસ્ત હથિયારબન્ધ લોંડીઓના રક્ષણ નીચે સૌ મકરબે જવા ચાલ્યાં. કિલ્લામાંથી નીકળતાં અપશકુન થયા પરન્તુ કાજીની સ્રીએ તેનો રદિયો આપ્યો ને બીબીએ મકરબા તરફ ગઇ. સુલતાન હાથીની સ્વારીએ જુમા મસજીદમાં નિમાજ પઢવા ગયા. અમીર ઉમરાવો તેમની તહેનાતમાં બન્દગી કરવા લાગ્યા. મુસલમાની રાજ્યમાં જુમાનો દિવસ રજાનો અને ધાર્મિક આનંદનો ગણાય છે. બન્દગીમાંથી ઉઠી સુલતાન નગરની દક્ષિણ દિશાએ એક મોટું પાદશાહી કબરસ્થાન બન્ધાતું હતું તે જોવા જનાર હતા, અને ઉમરાવો હિંદુએ તથા બીજા દરબારી ગરાસિયા તેમની તહેનાતમાં રહેવાના હતા, એટલે બેગમની સ્વારી જે દિશા તરફ ગઇ હતી તે

તરફ તો ક્રોધથી ફરકાવાનું પણ ન હતું. હિંદુ વેપારીઓ અને મુસલમાન કારીગરો જુમા મસજીદ આગળ પોતપોતાના ઉમદા ઉમદા માલ લઇ બેઠા હતા. શોખીન લોક ફરવા નીકળ્યા હતા. માળીઓ અત્તરવાળાઓ મિઠાઇવાળાઓ અને વેપારી તેમજ કારીગરો આકર્ષણ કરે તેવી રીતે મેળાનો ઠાઠ જમાવી બેઠા હતા.

શહેરમાં આ પ્રમાણે ઠાઠ મચી રહ્યો હતો ત્યારે હુરમા બેગમ કેવી રીતે માર્ગ કાપતી હતી તે તરફ જોઇએ. એકએકની પાછળ જોતરેલા પાંચસેં રથ જ્યારે ભદ્રમાંથી નીકળી મકરબા તરફ જવા લાગ્યા ત્યારે રથનાં ખણખણિયાં અને બળદનાં ઝાંઝરિયાંથી મોટો વરઘોડો નીકળ્યો હોય એવો ખણખણાટ થઇ રહ્યો. ધૂળ ન ઉડે તે માટે રસ્તાઓ ઉપર પાણી છાંટેલું હતું અને મરદ નહિ પણ સ્ત્રીઓજ આ સરઘસની આગળ માર્ગ કરાવતી હતી. સૌની આગળ લાલ દંડકાવાળી દાસીઓ ચાલતી હતી, તેમની પાછળ ઘોડેસ્વાર હથિયારબન્ધ તાતાર લોંડીઓ હતી. એજ ક્રમે પાછળ તથા પડખે સ્ત્રી સેવકો નજરે પડતાં હતાં. વાતો કરતી પડદામાંથી કુદરતની લીલા જોતી અને આનન્દ પામતી સ્ત્રીઓ આ પ્રમાણે મોટા ઠાઠથી સરખેજની લગભગ ગઈ. દરેક જુમાના દિવસે તેઓ આ પ્રમાણે જતી હતી. મકરબા આગળ જઈ રથ ઉભા રહ્યા એટલે આકાશમાંથી પરીઓ ઉતરી આવી હોય તેવી બીબીઓ તેમાંથી બહાર નીકળી. બેગમ પોતે પણ ચાલીને અંદર ગયાં. રસ્તા ઉપર સુંદર બંગાળું પાથરી દીધેલું હતું. બીબીઓ બેગમો અને શાહજાદીઓ રથમાંથી નીકળી હુરમાની આસપાસ વિંટાઇ વળી. બન્દોબસ્ત માટે સ્ત્રીઓનું લશ્કર એક ગાઉ ગાઉ જેટલે છેટે ચારે તરફ ફરી વળ્યું. બન્દગી થઇ રહી અને મશાલો સળગાવવામાં આવી. એક પછી એક જુવાન સાહેબજાદીઓ બહાર નીકળી રથમાં બેસવા ગઈ. હુરમા બેગમ વધારે વિવેકી હોઈ હમેશ સઘળી સ્ત્રીઓને બેસાડ્યા પછી પોતે રથમાં બેસતી હતી, સંધ્યાકાળ થઈ જવાથી સઘળાં બેસી ગયાં, માત્ર હુરમા અને તેની શાહજાદીઓ બાકી રહી. તેણે અંદર સરત કઢાવી તો સૌ ગયાં એવી ખબર મળી, પછી તે જેવી બહાર નીકળવા જાય છે તેવીજ ત્રીસ રજપૂતોથી ઘેરાઇ ગઈ. એક સીનાદાર અને

શૂરવીર રજપૂત મોટી અદબથી પોતાની સામે ઉભેલો તેને જણાયો. હુરમા રાજબીજ હતી. તે ડરી ગઇ નહિ. તેમ રજપૂતોએ પણ બીલકુલ અવિનય વાપર્યો નહિ. પેલા મોટા માણસે કહ્યું કે તરત સર્વેએ હુરમાને નીચા નમી માન આપ્યું. ઓચિંતી ઘેરાઈ જવાથી હુરમા જરા ગભરાઈ છતાં ધીમેથી બોલી કે ' તમે કોણ છો! અને શા માટે પાદશાહની બેગમને રોકો છો! ' બેગમને રોકનાર બીજું કોઇજ નહિ પરન્તુ વાંચનાર જાણે છે તે બહારવટિયા હતા. બેગમની સામે ઉભો રહેનાર વરસોજી હતો ને હુરમાના સવાલનો જવાબ તેણે નીચે પ્રમાણે આપ્યો. ' ગરીબનવાજ ! પાદશાહ અમારો ગરાસ આપતા નથી અને ગુજરાતના રાજધણી અમે ગરાસિયા પાયમાલ થઈ જવા આવ્યા છીએ. અમારો અપરાધ શો! તેની તજવીજ થતી નથી અને વન વગડે અમારાં બૈરાં છોકરાં નાસભાગની ખરાબ અવસ્થામાં ટળવળે છે. અમારો ગરાસ મળે એજ અમારી માગણી છે. પાદશાહ અમારા માથાના મુગટ છે પણ તેમ થતું નથી માટે આજ અમે નિશ્ચય કર્યો છે કે ' કાં તો તમારી પાસે ગરાસ માગી લેવો કે કાં તો તમને કેદ કરી સુલતાનની સામે ખુલ્લી લડાઈ જાહેર કરી પ્રાણ આપવા. '

દૃઢ નિશ્ચયવાળા બહારવટિયાનાં વચન સાંભળી હુરમા ચકિત થઈ ગઈ. તેણે વરસોજીને કહ્યું કે ' ઠાકોર ! હું તમને વચન આપું છું કે કાલ સવારે તમારો ગરાસ તમને પાછો સોંપાવીશ. તમે મને જવા દો. જો તમે આડા થશો તો બહુ મોટો વિગ્રહ જાગશે અને રજપૂત તથા મુસલમાન વચ્ચેનું વેર વધી પડશે. લો હું તમને વચન આપું છું. ' એમ કહી હુરમાએ પોતાનો હાથ ઉંચો કરી વરસોજીને કોલ આપ્યો અને વિનયવાન ગરાસિયે વિનયથી તેનો સ્વીકાર કર્યો. તેમ કરતાં તેણે હુરમાને કહ્યું કે ' તમે જશો ને આ વાત કહેશો એટલે સુલતાન અમને મારી નાંખવાને લશ્કર મોકલશે. તે વખતે અમે તમારા વચનને બેવચન ગણી મરીશું. ' હુરમાએ ફરીને તેને વચન આપ્યું કે ' મારા ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી હું તમારો વાળ પણ વાંકો થવા દેનાર નથી. ' સઘળાઓએ તરવાર મ્યાન કરી હુરમાને સલામ કરી માર્ગ આપ્યો. બેગમે જતાં જતાં વરસોજીને કહ્યું કે 'કાલે સવારે હું તમારી પાસે સુલતાનના બાંયધર મોકલાવીશ માટે તમે ક્યાં મળશો.

તે જણાવો ' 'ઘોડીકુવે અમે મળીશું ' એમ કહી સલામ ભરી વરસોજીએ પણ માર્ગ આપ્યો અને બેગમ પોતાની ઉપર ધસી આવનાર ગરાસિયાઓના વિનયનાં વખાણ કરતી રથમાં જઈ બેઠી.

હુરમા બેગમ રથમાં બેઠાં કે તરત બધા રથ ચાલ્યા. મશાલોના અજવાળામાં સપાટાબન્ધ તેઓ શહેરમાં આવ્યાં. હુરમાએ મહેલમાં આવી દીવા કાઢી નંખાવી પાદશાહની પાસે ગરાસિયાઓનો ગરાસ પાછો અપાવવા ખરેખરું રૂશણું લીધું. ત્રણ ચાર ઘડી રાત જતાં સ્વારીમાંથી સુલતાન મહેલે આવ્યા. ખાણાની તૈયારીઓ થઈ અને સુલતાન સલામતે પોતાના મિત્ર સરદારો સાથે ખાણું લીધું. પછી નાનો દરબાર ભરાયો, જેમાં અમીર ઉલમુલ્કને ત્યાંથી જપતીમાં આવેલું જવાહિર ખજાનચીએ લાવી હાજર કર્યું. મોટા મોટા માણસોને કચરી નાંખી અમીરે મૂલ્યવાન જવાહિર ભેગું કરેલું હતું. તે બધું જોઇ સુલતાન ખુશ થયો અને હુરમા ઉપર તે મોકલાવી આપ્યું. અમીરના ઘરનાં સોનેરી બુટ્ટેદાર મુલાયમ કપડાં અને ઝીણા મોતીની ઓઢણીઓ વગેરે તે પછી તેને દેખાડવામાં આવતું હતું એટલામાં હુરમાને મોકલેલા દાગીના પાછા આવ્યા. સુલતાનને તેની લોંડીએ કાનમાં બેગમના રૂશણાની વાત કહી. ' હુરમા રિસાઈ છે ' એમ જાણતાં વાંતજ ખજાનચીને રજા આપી બધાં જવાહિર ને કપડાં લેવરાવી સુલતાન પોતે જનાનખાનામાં ગયો. હુરમાએ તે આવ્યો પરન્તુ આંખ ઉંચી કરી તેની સામું પણ જોયું નહિ. લોંડીઓ તરતજ ત્યાંથી જતી રહી. જમીન ઉપર બેસી ગુજરાતનો શાહ સુલતાન તેને મનવવા લાગ્યો. ઘણી ઘણી રીતે તેણે તેને સમજાવી ત્યારે તેણે કહ્યું કે ' જો એક વચન આપો તો બોલું. ' સુલતાને કહ્યું કે ' તું જહાનની રોશની છે અને તું જે કહીશ તે મારે કબુલ મંજુર છે, માટે બોલ તારે શું જોઇએ છીએ ? ' હુરમાએ ઉત્તર આપ્યો કે ' આજ અમે મકરબે ગયાં હતાં તે આપને રોશન હશે. બહારવટિયાઓએ અમને રોકયાં અને હું ગરાસ પાછો આપવાનું વચન આપી છૂટી. કાલે સવારે તેમને બોલાવી ગરાસ પાછો આપવો. સુલતાન ગુસ્સે થયો ને બોલ્યો કે ' બેગમને રોકનારના ટુકડે ટુકડા કરાવી નાંખીશ. ' ' ના ના, એમ નહિ. તેને મેં જીવત-

હાન આપ્યું છે અને એણે સુલતાનની મોટી અદબ રાખી આટલી અરજ ગુજારી છે એટલે સરજોરી કરવાની નથી પણ એના વિનયને યોગ્ય માન આપી ગરાસ પાછો આપવાનો છે ' ' દિલદાર એમ કરીશું, ' એવું શાહે વચન આપ્યું એટલે હુરમા ખુશ થઈ અને બીજે દિવસે સવારે માણેકચંદને બાંયધર તરીકે ઘોડીકુવે મોકલવાનો હુકમ થયો. હુરમા મનાઈ જનાનખાનામાં દીવા થયા અને અમીર ઉલમુલ્કને ત્યાંથી આવેલું જવાહિર પહેરી સુલતાનને તેણે ખુશ કર્યો.

બીજે દિવસે સવારે મોતીશાહ અને માણેકચંદને બોલાવી પાદશાહે ગરાસિયાઓને તેડવા મોકલ્યા. તેઓ ઘોડીકુવે ગયા બહારવટિયાઓને મળ્યા કસુંબા પીધા અને પાયા પછી તેમને લઈ શહેરમાં આવવા નીકળ્યા. દરવાજા આગળ આવ્યા ત્યારે એવો બનાવ બન્યો કે કોઈ એક ભિખારણ અરધ નગ્નાવસ્થામાં ભીખ માગતી સામે મળી. વરસોજીએ મોતીશાહને પૂછ્યું કે " આ ભિખારણ શી જાતિની હશે ! " " વાણિયણ કે કણબણ હોય એમ લાગે છે " મોતીશાહનો જવાબ સાંભળી તેણે જેતાજીને કહ્યું કે ' ભાઈ ! આ શહેરમાં મોટા શેઠિયા કારભાર કરે અને એક હિંદુની બાયડી આમ નાગી ભીખ માગતી રખડે તેની એમને લાજ આવે નહિ તો આપણે તેમની બાંયધરી ઉપર કેમ વિશ્વાસ રાખીએ !' જેતાજીએ કહ્યું કે " ખરી વાત. એમનો વિશ્વાસ રખાય નહિ.' પછી " અમે તો તમારી બાંયધરી નથી કબુલ રાખતા " એમ કહી દરવાજેથી તેઓ પાછા ફરી ગયા. મોતીચંદે આવી શાહને બનેલી હકીકત કહી ત્યાર પછી બે પઠાણ સરદારોને મોકલવામાં આવ્યા. તેમની સાથે ગરાસિયા આવ્યા પરન્તુ હજી તેમના મનમાં વિશ્વાસ ન હતો. તેઓ દરવાજામાં પેઠા અને એક એવો બનાવ બન્યો કે પેલાઓને પઠાણની બાંયધરી ઉપર વિશ્વાસ ચોંટ્યો. તેઓ ચાલ્યા આવતા હતા એટલામાં પાસેના કૂવામાં ધબકારો થયો અને માણસ પડ્યું હોય એવો શક જવાથી લોકોએ દોડી જઈ કુવામાં ઉતરી એક સ્ત્રીને બહાર કાઢી. પઠાણ અને બહારવટિયા તે જોવા ઉભા રહ્યા, દરમિયાન માણસોએ પૂછ્યું કે ' બાઇ ! શા માટે કુવામાં પડી ?' તેણે ઉત્તર આપ્યો કે ' હું જાતની પઠાણ છું અને આ પુરૂષો સામે આવતા હતા એટલે મલાજા

ખાતર ઓઠે ભરાઈ જવાનું કહિં ન મળવાથી મારી લાજ રાખવા આ કુવામાં પડી હતી.' વરસોજીએ જેતાજીને કહ્યું કે 'ભાઈ! પઠાણના છોકરાનો વિશ્વાસ રાખવામાં હવે આપણને હરકત નથી.' પછી નિર્ભય થઈ તેઓ સુલતાનની પાસે ગયા. દરબાર ભરી શાહે તેમનાં મેલાં કપડાં બદલાવી નાંખ્યાં અને સરપાવ કરી પાંચસેં ગામનું કલોલ પરગણું આપ્યું. સભામાં બેસાડી સુલતાને તેમને પૂછ્યું કે 'તમે બેઉ ભાઈએ સમાન દુઃખ વેઠ્યું છે માટે ગરાસ કેવી રીતે વહેંચી લેશો?' નાનાભાઈએ કહ્યું કે 'મોટાને વધારે મળશે. અમારી હિંદુઓની એવી અસલથી ચાલતી રીત છે.' સુલતાને આગ્રહ કરી અઢીસેં અઢીસેં ગામોના બે ભાગ સરખા કરી વહેંચી લેવાનું કહ્યું. એ સરખા ભાગ કર્યા છતાં મોટાને મીઠાપાટનો ભાગ મળ્યો અને નાના ભાઈને ખારાપાટનો ભાગ મળ્યો. સુલતાનની રજા લઈ બેઉ ભાઈઓ પછી પોતાને મળેલી જાગીરની અને બૈરાં છોકરાંની વ્યવસ્થા કરવા ગયા.

---

## પ્રકરણ ૫ મું.

### ખાનદાની તે ખાનદાની.



લાંદેવીને માટે રચેલું કપટ બક્ષીને લાંછનકારક નીવડ્યા પછી કનુભાઈના ઘરમાં તેનું માન બહુ વધ્યું હતું. લાલાં પણ ઉંચા ખાનદાનમાં પાવરધી થઈ ગઈ હતી. તેની ઉંચી રજપૂત જાતિ અને રૂપ શહેરના સંસ્કારોથી ખીલી રહ્યું. આપણે આગળ જણાવી ગયા છીએજ કે તેનું બાલ્ય પુરું થઈ તે સ્ત્રી વેષમાં આવી હતી, પણ નિર્દોષ રસિલું બાલ્ય હજી તેનામાં બહુ હતું. બંસીલાલને તેનો રસિક સાહિત્ય વાંચવામાં પરિચય બહુ વધી ગયો હતો. તેઓ એકાંતમાં બેસતાં, ફારસી ભાષાની ચોપડીઓ વાંચતાં અને કોઈ કોઈ વાર હિંદોળા ખાટ ઉપર બેસી ગઝલો લલકારતાં અને આખું ઘર તેમના મધુર રાગથી ગાજી રહેતું. કનુભાઈ

પણ તે સાંભળી આનંદ પામતા હતા. આવી રીતે નિર્દોષ ફારસી સાહિત્ય વંચાય અને અભ્યાસ પણ વધે તેથી ઘરની બીજી છોકરીઓ અને વહુઓ પણ વાંચતાં શીખવાને તૈયાર થાય. બંસીલાલની વહુ હવે સમજુ થઈ હતી અને તેના મનમાંથી પેલો ખોટો ખ્યાલ નીકળી ગયો હતો. કન્હુભાઈનું ઘર લાલાંબાને દેખી રહ્યું હતું.

પોતાની જાગીર ઉપર જઈ વરસોજીએ બન્દોબસ્ત કર્યો અને જેતોજી બરાં છોકરાંને ત્યાં લાવી અગત્યનો સરસામાન ખરીદવા અમદાવાદ આવ્યો. કન્હુભાઈએ તેને એક રાજાની મિસાલે માન આપ્યું. જેતોજીએ ઉદાર દિલથી પોતાની ઉપર કરેલા ઉપકાર ફેડવા જાગીર સંબન્ધી અમદાવાદમાં થતું કામ કરવાને કન્હુભાઈને મુખત્યારી આપી પાંચ હજારનું વરસદાંણિયું બાંધી આપ્યું. જેતોજી મોટી ભેટ લઈ શાહને નજર કરી આવ્યો અને દેશી રાજાને મળે તેવું માન તેને મળ્યું. કન્હુભાઈને હવે મોટો હાથો હાથ ચઢ્યો. પાંચ સાત દિવસ તે કન્હુભાઈને ત્યાં રહ્યો તેવામાં એકવાર એકાંતે વાત નીકળતાં બેઉનો અભિપ્રાય એવો થયો કે 'લાલાંને દરબારમાં દેવી.' જેતોજીએ કહ્યું કે 'મારું એમજ ધ્યાન પહોંચે છે પણ વરસોજી કરતાકારવતા અને મોટા કહેવાય માટે તેના મત વગર તમે આ વાત કોઈને કહેશો માં.' કન્હુભાઈએ કહ્યું કે 'ઠાકોર સાહેબનાં વચન અક્ષરે અક્ષર ખરાં છે. લાલાંદેવી બીજે ઠેકાણે શોભશે નહિ. હવે આમાં કંઈ લાંછન જેવું નથી, કારણ કે રજપૂતસ્થાનના મોટા મોટા રાજાઓની કુંવરીઓ પાદશાહોને દેવાઈ છે અને દેવાય છે.' જેતોજી અને કન્હુભાઈ વચ્ચે થયેલી વાત જોડેના ઓરડામાં સુતેલા બંસીલાલના સાંભળવામાં આવી. બીજા કોઈને નહિ પણ લાલાંને તે વાત કહેવા તેના ઓઠ ઘણીવાર ફડફડતા હતા, પણ વળી એમ થતું કે 'એ બે જણની છાની અને અનિશ્ચિત વાત કેમ બહાર કઢાય,' આવા વિચારથી તે કહી શકતો નહિ.

ઉનાળાના દિવસ હતા અને કન્હુભાઈ વરસોજીના કામ માટે એકવાર કોઠ તરફ ગયા હતા. - માર મારનો તાપ પડતો હતો અને બપોરનો વખત સુખી લોકો ભોંયરામાં ગાળતા હતા. એકવાર બપોરના ઘરમાં કોઈ ન હોવાથી લાલાંએ ભોંયરામાં જઈ સૂઈ રહેવાનો વિચાર કર્યો. ચાકરને કહી

તે ભોંયરામાં ઉતરી. ભોંયરું આઠ ગજ લાંબું અને છ ગજ પહોળું હતું. ભિંતોમાંનાં જાળિયાંમાંથી તેમાં પવન અને સહેજસાજ અજવાળું આવતાં હતાં. અંદર ઘાસની મોટી સાદડી પાથરી તે ઉપર બે ત્રણ નેતરની ખુરસીઓ એક પલંગ અને એક હિંદોળાખાટ બાંધેલી હતી. ચાર માળની હવેલીનું ભોંયરું કાળે ઉનાળે પણ શીતળ હિમગૃહ જેવું રહેતું હતું. કનુભાઈ ઘણી વાર તેમાં બપોરના આરામ લેતા હતા લાલાં ભોંયરામાં ઉતરી થોડી વાર બારણામાં ઉભી રહી એટલે અંધારાં મટ્યાં અને હિંચોળા ઉપર જઇ બેઠી. ભોંયરાંની શીતળતાએ તેના અંગમાં ગરમી ઉત્પન્ન કરી. વગર હિંચકો હલાવે તે કેટલીક વાર સુધી એમને એમ વિચારમાં બેસી રહી. ફારસી સાહિત્યે લાલાંમાં શૃંગારરસ અને વિલાસીત્વ ઉત્પન્ન કર્યું હતું. એકાંતમાં એ રસ તેની આંખોમાં ભરાઇ ગયો. નાગરિક ખાનદાન કુટુંબોનાં સુખ ઉપર એક ક્ષણવાર તેણે વિચાર કર્યો. વિચારમાં ને વિચારમાં તેનાથી બોલાઇ જવાયું કે, ' જો કોઇ પણ માણસ સુખનો સ્વાદ લેતું હોય તો તે રાજાઓ નહિ પણ ગૃહસ્થ, મોટા વેપારીઓ અને સીધે રસ્તે કામ કરનાર અમલદારોજ છે. તેમના છોકરાઓ ચિંતા રહિત અને પોતાના સમાન સુંદર તથા અનુકૂળ સ્ત્રીઓ સાથે જુવાનીનો વખત આનંદમાં ગાળે છે. તેઓ પ્રેમને સમજે છે, વૈભવને ભોગવી જાણે છે અને સ્નેહને કેળવી શકે છે. રાણીઓ શું સુખ ભોગવે છે? કંઈજ નહિ. દાંપત્યનું સુખ બેસવા ઉઠવામાં, સાહિત્ય સંબન્ધી વાતચીત કરવામાં, સાથે રહેવામાં અને રાંધી જમાડવું વગેરે સાથે રહી થતા લૌકિક વ્યવસાયમાં રહેલું છે. રાજા જુદા જમે, સોકયો જુદી જમે, એક બીજા ઉપર પ્રેમરહિત દૃષ્ટિથી જુએ તેમાંથી ક્રૂર કર્મ થાય અને પુરુષ અનેક સ્ત્રીઓમાં નિઃસ્નેહ પણ માત્ર પાશવવૃત્તિથી ફરતો રહે એનું નામ તો ખરેજ સુખ નહિ. બંસી અને તેની વહુ જ્યારે મેડીએ પાનસોપારી ખાતાં હિંદોળે બેઠેલાં હોય છે, ત્યારે તેમનો વરવહુનો પ્રેમ કેવો ઉભરાઈ જાય છે. એ પ્રેમ ઠકરાંણુંને શું સ્વપ્નમાં પણ દેખાતો હશે? ના કદીજ નહિ. અરેરે! જ્યાં સ્ત્રીપુરુષમાં પ્રેમ હોતો નથી ત્યાં મોટા મોટા વૈભવો પણ સામા સંતાપકારક થઇ પડે છે. તે દહાડે વાડીમાં બક્ષીના ઉદ્ધત અને દુર્ગુણી છોકરાની વહુએ બિચારીએ બીજા

ગરીબ પણ પ્રેમાળ દંપતીનાં સુખ ઉપરથી જે ઉદ્દગાર કાઢ્યા હતા તે ખરેખર બહુજ તૂટેલા અંતઃકરણનો સ્ત્રીના હૃદયની ઉંડી નિરાશાનો દ્યોતક હતો. અહો ! શું એ દાંપત્ય સુખદુઃખનો માર્મિક ઉદ્દગારઃ—

બળી વાડી ને બંગલો બેશ, ન લેશ મને ગમે;
બળ્યાં ચાકળા મંચ ને પાટ, ન ખાટ મને રુચે.
ભલું ઝુંપડું છાજનું હોય, ભલું ઘર પિંઢરી;
ભલાં ભોંય ઉપરનાં આસન, પ્રેમી હોઇએ દંપતી.

બળ્યાં હેમ હીરાનાં હજાર, ઘરેણાં શા કામનાં !
બળ્યાં નવરંગ ચુંદડી ચીર, હસ્યાં નહિ નેણમાં.
ભલી બનતા વશેકની એક, બંગડી હોય હાથમાં;
ભલું છાયલ દંપતી સ્નેહ, ઉછાળે જે આંખમાં.

બળી ઉતરતી પોળી ને ખીર, ભોજન મન ભાવતાં;
બળ્યાં તાજાં સુવાસિક પાન, બીડાં એઠાં ચાવવાં.
ભલી હાથની રાંધી રસોઈ, જમીએ બેસી જોડલે;
ભલો કકડો સોપારીનો એક, મુખે મુખ વહેંચીએ.

ગૃહસ્થોમાં કોઈ કોઈ ઠેકાણે આવું હોય છે ત્યારે રાજવળાંમાં તો જ્યાં ને ત્યાં જનાનો નિઃસ્નેહ કારાગૃહ જેવોજ હોવાનું કહેવાય છે. અરેરે ! રાણી કહેવાયાથી શું ? જીવ રૂંધાઈ જાય અને દુઃખમાં ડસી જવાય. રાણીઓ કે કુવાની દેડકીઓ. જગતમાં શું છે ? લોક કેવા છે અને સંસારનાં સુખ કેવાં છે તે તેઓ શું જાણે ? ઓઝલમાં પેઠાં તે ફરીને ક્યારે જગત જોવાનાં ! મરણે કે બીજે માર્ગે ! ખરેખર રાણીઓનું ઓઝલ એક કેદખાનું છે. તેઓ જગતના લોકને જગતના રંગને કે રીતભાતને, સૃષ્ટિની લીલાને અને ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં માણસને મળવાથી જે અનુભવ અને જ્ઞાન મળે છે તેથી ખરેખર બેનસીબજ રહે છે.

આવા વિચારમાં ને વિચારમાં કેટલીક વાર સુધી લાલાં હિંચકે બેસી રહી. તેની આંખો આગળ જુવાન માણસનાં સુખી જોડાંનાં સુખ તરવરી રહ્યાં. તેના અંતઃકરણમાં કંઈક શોક થયો અને મન મુંઝાઈ ગયું. અજ્ઞાન



હીંચકા ઉપર જ લમણે હાથ દઈ આડી થઈ. પૃષ્ઠ: ૨૨૧. —કૉપીરાઇટ.

કન્યાને પોતાના શરીરમાં થતા વિકાર સમજાયા નહિ તેથી હિંચકા ઉપરજ લમણે હાથ દઇ તકિયા પર આડી થઈ. મગજમાં ધમધમી રહેલા વિચારોએ અનેક સારા ખોટા તર્કવિતર્ક કરાવી તેને થકવી નાંખી અને આંખોમાં ઉંઘ ભરાઈ. અરધી જાગતી તથા અરધી ઉંઘતી એવી અવસ્થામાં તે સૂઈ રહી. જાગ્રત અવસ્થાના વિચાર સ્વપ્નાવસ્થામાં ફેરવાઈ ગયા અને ચઢતી જુવાનીના પોતાને લાયક ભર્ત્તાની ધણિયાણી થઈ એક ક્ષણવારનાં સ્વપ્નમાં તેણે અનેક સુખના સ્વાદ લીધા.

લાલાં આ સુભાગી અને તરુજનપ્રિય સ્વપ્નસુખમાં લીન થઈ હતી એટલામાં બહાર ગયેલો બંસીલાલ ઘેર આવ્યો. વગર જાણેજ તાપથી અકળાયેલો હોવાથી તે ભોંયરામાં ઉતર્યો. આશરે આશરે તે હિંદોળાખાટ ઉપર જઈ બેઠો. અંધારાં મટ્યાં અને ભાંયરામાંની વસ્તુઓ સ્પષ્ટ દેખાવા માંડી ત્યારે હિંદોળાખાટમાં સુતેલી લાલાં તેના જોવામાં આવી. લાલ કમળની પાંદડીઓ બિડાયેલી હોય તેવી તેની આંખો મિચાયેલી હતી. ઓઠ ઉપર અમૃત ઠર્યું હોય એવા સુગંધવાન નિઃશ્વાસવાતથી બંધાયેલો જળકણ ઝીણા મોતીની માફક તેના અધર ઉપર ઠરી રહ્યો હતો. મોતીનાં ઘરેણાંથી ભરેલો તેનો કાન છીપનો તિરસ્કાર કરી રહ્યો હતો. લલાટ ને લમણા ઉપરના કુંતલ પસીનાથી ગૌર ત્વચા સાથે લપેટાઇ ગયા હતા. બંસી જે નિર્દોષ પ્રેમથી લાલાંની સાથે રહેતો હતો તેને અત્યારે વિકાર થતો સમજાયો, પરન્તુ બુદ્ધિએ અને ઉંચી ખાનદાનીએ અર્થાત્ તેના અભિજાત્યે તરતજ તેનું ભાન ઠેકાણે આણ્યું. બુદ્ધિ તેના મનરૂપી અશ્વને કાબુમાં લેતી હતી એટલામાં ઓચિંતી છિંક આવવાથી લાલાં જાગી અને બંસીલાલને હિંદોળા ઉપર બેઠેલો જોઈ જાણે કોઈ મહા પાતક થયું હોય તેમ ખિન્ન થઈ. કેટલોક વખત તે બેઉ મૌનજ રહ્યાં. તેમને બેઉને પ્રસંગ, વય, એકાંત અને રસિકતાએ સન્માર્ગ ઉલ્લંઘવા ઉશ્કેરવા માંડ્યાં. અભિજાત્યે તેની આડે આવી તેમને પાપમાં પડતાં બચાવ્યાં. વાચક! એ તો પરંપરાએ લીધેલા લાંબા અનુભવોથી વિદ્વાનોએ સિદ્ધજ કરેલું છે કે 'જે દુષ્ટ જીવો હોય છે તેજ અપૂર્વ વિદ્યા ભણવા છતાં પણ દુષ્ટ કર્મમાં પ્રવૃત્ત થાય છે અને જે ઉત્તમ જીવો હોય તે તો દુષ્ટ પ્રસંગોમાં મુકાવા છતાં પણ

તેમાં આસક્ત થયા વગર કુંચન જેવા શુદ્ધ રહી તરી પાર ઉતરી જાય છે.' બુદ્ધિપુરઃસર વિચાર કરી કરી અમે તો દૈવી પ્રેમનાં દંપતી છીએ એવું સમજી સમજાવી નિરંતર માનસિક વ્યભિચાર કર્યા કરનારના કરતાં તો યૌવન પ્રસંગ અને બીજા સંયોગો રૂપી કામના ઉદ્દીપન મદ્યથી મત્ત થયેલાં શારીરધર્મથી થોડો વખત ભૂલ કરનારાં મનુષ્ય આ લોકમાં અને પર-લોકમાં વધારે ક્ષંતવ્ય પ્રાણીઓ ગણાય છે. વ્યવહાર અને શાસ્ત્ર બેઉ ઉન્મત્તને અમુક દોષ કરવા માટે માફીને યોગ્ય ગણે છે પરન્તુ વ્યવહાર-નીતિ કે કોઈ પણ શાસ્ત્ર મનથી બુદ્ધિથી પ્રસંગથી અને સંજોગોથી પોતાની સ્થિતિને સમજનાર છતાં કાયાથી માત્ર કાયરતાને લીધે નહિ પણ મનથી નિરન્તર ગુન્હો જ કર્યા કરનારને લગારે માફીને યોગ્ય ગણતાં નથી, તેમાં પણ વળી એ તો અવશ્ય યાદ રાખવું કે માણસોની ઉંચી ખાનદાની અને સારા સંસ્કારને લઈને આ લોકમાં આવેલો જીવ કસાઇને ઘેર જન્મ્યા છતાં પણ કદી પાપ કરતો નથી. આ બે જુવાન રસિક અને મહા ભયંકર પાપના પ્રસંગમાં મુકાયેલાં પણ ઉંચા ખાનદાનનાં અને અપૂર્વ સંસ્કારનાં પ્રાણીઓ તરતજ પાપ વસ્તુસ્થિતિને પામી ગયાં અને ઝાકળને ખંખેરી નાંખી જેમ એક સિંહણ પોતાની ગુફામાંથી બહાર નીકળે તેમ લાલાં ખુંખારી નઠારા વિચારોને ખંખેરી નાંખી બેઠી થઈ અને બંસીલાલ હિંદોળા ઉપરથી ઉઠી સામેની ખુરસી ઉપર જઈ બેઠો, એટલામાં ચાકરે આવીને કહ્યું કે 'ભાઇ, ભાભી આવ્યાં છે તે બોલાવે છે.' 'તેમને અહિં મોકલ,' એમ લાલાંએ કહ્યું અને આછા પિરોજી સાળુની પ્રભાથી ભોંયરામાં અજવાળું નાંખતી બંસીલાલની વહુ અંદર આવી. હલેતા વખતમાં તેણે લાલાંને માટે કંઈ કંઈ કહ્યું હતું, પરન્તુ સમજ આવ્યા પછી કન્હુભાઇની વહુની માફક તે લાલાંબાને માન આપતી અને આમન્યા રાખતી હતી. લાલાં તેને 'વહુ' કહી બોલાવતી હતી એટલે બંસીલાલ લાલાંના દેખતાં તેને બોલાવતો તોપણ તે લાલાંની મારફતે પરોક્ષ જવાબ આપતી. ભોંયરામાં આવતાં લાલાંને જોઈ તેણે આધું ઓઢયું અને તેની પાસે જઈ પૂછ્યું કે 'મોટાં ભાભી નથી? કયાં ગયાં છે?' બંસીએ ઉત્તર આપ્યો ત્યારે તેણે કહ્યું કે 'લાલાંબા! મારે એક અધરણીના

પ્રસંગમાં જવું છે. ઘરેણાં કોણ કાઢી આપશે ?' લાલાંએ ઉત્તર આપ્યો કે 'ઠીક. મોટાંભાભી મને કહેતાં ગયાં છે કે 'વહુને ઘરેણાં અપાવજો, માટે તમે મેડીએ જાઓ બંસી તે કાઢી આપશે.' બંસી અને તેની વહુ આ રીતે ભોંયરામાંથી ગયાં અને લાલાંદેવી બનેલા બનાવ ઉપર વિચાર કરવા લાગી.

---

## પ્રકરણ ૬ ઠું.

### લાલાંનું લગ્ન.



ગરાસિયાઓ ઠેકાણે પડ્યા અને તેમણે પોતાની જાગીરોનો બન્દોબસ્ત કર્યો ત્યાર પછી લાલાંનાં લગ્ન કરવા તરફ તેમનું ધ્યાન ખેંચાયું. જેતોજીએ કન્હુભાઈ સાથે થયેલી વાતચીત વરસોજીને જણાવી અને છેવટ તે બેઉ ભાઈઓએ કેટલાક દિવસો સુધી વિચાર કરી ઠરાવ કર્યો કે, અમદાવાદના સુલતાન સાથે તેને પરણાવવી. કન્હુભાઈને એક પત્ર લખી તેમણે પોતાનો વિચાર જણાવ્યો. ઘરમાં વાત થવા માંડી અને કન્હુભાઇની વહુ વગેરે લાલાંબાને અછોછાંયડા કરવા લાગ્યાં. જેતોજીના આવ્યા પછી એકવાર કન્હુભાઈ સાથે તે સુલતાનને મળ્યા અને પોતાનો વિચાર જણાવ્યો. મુસલમાનો રજપૂતોની કન્યાઓ પરણવાને મોટાં જોખમ ખેડતા હતા તો આ કન્યા વગર જોખમે મળતી હોવાથી સુલતાન પ્રસન્ન થાય એમાં શી નવાઇ ? કન્હુભાઇને તેણે ઘણાજ ઉમદા સરપાવ અપાવ્યો. લગ્નની ધામધુમ કરવા દરબારમાંથી મોટું ખરચ મંજુર કરવામાં આવ્યું. સરખેજ આગળ મોટા મંડપો નંખાયા અને બંને ભાઇ ત્યાં આવીને રહ્યા. લાલાંને કન્હુભાઇને ઘેરથી તેડાવી લીધી તથા "વધારે વિલંબ વિઘ્નકારી" એવા લાગતા વળગતાઓના વિચારને અનુસરી જેમ બને તેમ વહેલાં લગ્ન લેવામાં આવ્યાં. ઉમરાવજાદાઓને આથી દ્વેષ ઉત્પન્ન થયો છતાં

રજપૂતની કન્યા લેવાની ઉમેદથી તેમણે પણ નિઃસંશયપણે વિવાહની ધામધુમમાં ભાગ લીધો. સુલતાને મોટી તૈયારી કરી અને ગરાસિયાઓ તેમાં ખુશીથી ભાગ લેવા લાગ્યા. અમદાવાદમાં મોટી ધામધુમો ચાલવા માંડી. દરબારમાં કન્હુભાઇનું માન વધ્યું અમીર ઉલમુલ્કના સોબતીઓએ બક્ષી ઉપર વેર લેવાનો પ્રસંગ સાધ્યો. આનંદમાં મગ્ન થયેલા સુલતાનની સાથે વાત થતાં એક જુવાન ઉમરાવે કહ્યું કે 'જાહાંપન્ના ! રાજ્યમાં હિંદુ મુસલમાનો એક થઈ જવા જેવો હમણાં શુભ પ્રસંગ આવ્યો છે.' આતુરતાથી સુલતાને તેને પૂછ્યું કે 'એવું ભવિષ્ય તમે શા ઉપરથી આંકો છો ?' સાધી રાખેલા બીજા માણસે ઉત્તર આપ્યો કે 'ખુદાવિંદનો હુકમ હોય તો ઘણા ઉમરાવોને હિંદુઓ કન્યાઓ આપવા તૈયાર છે.' તેણે જણાવ્યું કે 'હિંદુની કન્યા પરણવાની રજા છે.' આટલી વાત કરી લુચ્ચા માણસોએ અનિશ્ચિત પરવાનગી મેળવી લીધી. આ લોકોમાં જેઓ ઘણા ખટપટિયા હતા તેઓએ છુપી રીતે બક્ષીના ઘરની લાજ લેવાનો બેત રચવા માંડ્યો અને શાહી શાદી સાથેજ 'ઉમરાવ મીર અમીર જમાલનું લગ્ન થનાર છે' એવી વાત ચલાવી. એક દુષ્ટ માણસે એ લગ્ન કરાવી આપવાનું પોતાને માથે લીધું. શાહી સાદીની ધામધુમ થતી હતી તે જાહેર હતું, પરન્તુ આ છુપી શાદીની કન્યા કોણ હતી તે કોઇના જાણવામાં આવ્યું ન હતું. સાધારણ રીતે થાય છે તેમ ઘણાઓને તે બાબત જાણવાની જિજ્ઞાસા થઇ હતી અને કેટલાક હિંદુઓ તો બારીકીથી તેની તપાસ કરતા હતા. નઠારી બાબત આ જગતમાં કદી છુપી રહેતી નથી. કેટલાક માણસો ખટપટ કોને માટે થતી હતી તે જાણી ગયા. એક ડહાયા માણસે એકવાર એકાંતમાં તે વાત કન્હુભાઇને જણાવી. કન્હુભાઇને માટે આપણે આગળ ઉપર જણાવી ગયા છીએ કે તે એક ખરેખરો સજ્જન ને ખુલ્લા દિલનો ગૃહસ્થ હતો. દુશ્મનને તે ઝટકે મારતો નહિ પરન્તુ ગોળથી મારી નાંખતો. એ બાબત તેણે લક્ષમાં રાખી અને વહેવાઇની લાજ સાચવી લેવાને છુપી રીતે તપાસ રાખવા માંડી.

આણી તરફ દરબારમાંની ધામધુમમાં કન્હુભાઇને મુખ્ય ભાગ લેવો પડતો. સુલતાન તેને પૂછીને ખરચખુટણ કરતો હતો. લગનના દિવસો જેમ

જેમ પાસે આવતા ગયા તેમ તેમ વ્યવસાયમાં વધારો થતો ગયો. એકવાર તેણે બંસી સાથે બક્ષીજીને તેમની પાછળ રચાતી કપટજાળ સામે સાવચેત રહેવાને ચેતાવ્યા, પરન્તુ બક્ષી તો પેલા બનાવ પછી એવા શાંત પડી ગયા હતા કે, તેમને કંઇ સૂઝતુંજ નહિ. બહુ ખટપટી માણસો જે વખતે પછડાય છે ત્યારે બહુધા એમજ બને છે. સરખેજ તરફ કન્યાવાળાઓની તૈયારી થઈ અને કન્હુભાઈનું આખું ઘર એ વિવાહ મહાલવા માટે રજપૂતોને ઉતારે ગયું.

સુલતાનની શાદી થવાની હતી તેને આગલે દિવસે એક લુચ્ચા માણસે બક્ષીની બેટીને અમીર મીર જમાલની સાથે પરણાવવા તેનું હરણ કરવાની ગોઠવણ કરી. રજપૂતોનાં આમંત્રણથી તેમણે તેને સરખેજ લઈ જવાને બહાને ઉપાડી. લગ્નની તૈયારી હતી અને અમીર પરણવા તૈયાર હતો, એટલામાં કન્હુભાઈના જાણવામાં આવ્યું. તે આ વખતે પાણી પીવાને પણ નવરો પડતો ન હતો, તેમ છતાં પોતાના સગા ઉપર આવતા આળને ઉડાડી દેવા તેણે મુસલમાનોમાં મળી જઈ લુચ્ચાઓને સમજાવી બક્ષીનાં હરણ કરી આણેલાં છોકરાંને કબજે કરી લીધાં અને તેમને ગફલતમાં નાંખી એક બીજી પણ જરા દેખાવડી કન્યાને પરણાવવાની ગોઠવણ કરી. આણી તરફથી તેમની તૈયારી ચાલી અને પેલી તરફથી કન્હુભાઈની પેરવી ચાલી. શાદી થઇ અને લુચ્ચાઓ ફૂલ હાકતા જતાં કન્હુભાઈએ કંઇ પણ સારી ખોટી વાત બહાર પડતા પહેલાં તેમની બાજી ઉંધી પાડી સાચી વાત જાહેર કરાવી દીધી. તેઓ શરમાઈ ગયા અને કંઈ પણ ક્રોધ દેખાડવાનો વખત નહિ હોવાથી શાહી શાદીમાં સામેલ થયા.

વરસોજી અને જેતોજીએ લાલાંના લગ્નની તૈયારી કરી અને મોટા ભભકાદાર વરઘોડા સાથે સુલતાન પરણવા નીકળ્યો. હિંદુ અને મુસલમાન ઉભય કોમે તેમાં ભાગ લીધો. કોઈ પણ જાતના વિરૂદ્ધ મત વગર સમાધાનીથી કાર્ય થયું. વરસોજીની નિંદા કરે એવા માણસોને કન્હુભાઈએ સરપાવ અને માન અપાવ્યાં હતાં. બીજાઓને જુદી જુદી રીતે નવાજી વાહવાહ બોલાવરાવી હતી. બક્ષીની છોકરીને લુચ્ચાઓ જે લઈ આવ્યા હતા, તેને પછી પોતાની સાથે તેઓ અમદાવાદ લઈ ગયા. જ્યારે તેને

પાછી મોકલવામાં આવી અને બક્ષીજીએ ખરી વાત જાણી ત્યારે તે બોલી ઉઠ્યો કે 'ધન્ય છે કન્હુભાઈ! તેં મને જીવતાંજ માર્યો. મેં અગુણજ્ઞ થઇ તારી આબરૂ ઉપર રહેલી રજપૂતની છોકરીને લાંછન લગાડવાનું કામ કર્યું, તથાપિ આ વખતે તેં મારી લાજ રાખી.'

પાદશાહી શાદી થઇ અને લાલાંદેવી જે પ્રથમ રજપૂતમાં પછી નાગરિક ઉંચા ખાનદાનમાં રહેલી હતી તે હવે ઓઝલમાં બેગમોની સાથે રહેનારી થઇ. તેનું માન વધી પડ્યું. વરસોજી વગેરે લગ્ન કરી સુલતાને દેખાડેલી કૃપાનો ઉપકાર ફેડી પોતાના પ્રાંતોમાં ગયા. લાલાં બેગમ હવે અમદાવાદના કિલ્લામાં જઇ રહી. સુલતાન તેના રૂપ ગુણથી પ્રસન્ન થયો. નવી વાઘેલી બેગમ ઉપર દિવસે દિવસ તેની પ્રીતિ વધતી ગઈ. વરસોજી અને જેતોજી ઉપરાંત કન્હુભાઇ વગેરે આ સંબન્ધથી સુખી થયા, પરન્તુ બંસીલાલ હજી ઠેકાણે પડ્યો ન હતો. કન્હુભાઇ તેને કોઇ ઠેકાણે નાંખવાની તજવીજમાં હતો પરન્તુ તેની વહુ ફાવવા દેતી નહિ. જો ઠેકાણે પડશે તો આપણો કાબુ જતો રહેશે, એવો તેને ભય હતો. બંસીની વહુને આ વખતે એક છોકરી થયેલી હોઈ ધણીધણીયાણીના મનમાં ઘરની ખટપટે મોટી ચિંતા ઉત્પન્ન કરી હતી. બંસીલાલ સાદો થોડું ભણેલો મોજમાં રહેલો અને ખટપટથી દૂર રહી કામ કરે એવો માણસ હતો. રાજ દરબારમાં નોકરી કરવી, તે મોટા ખટપટી ને તાલંબાજ માણસનું કામ. કન્હુભાઈ તેને ઠેકાણે તો નાંખી શકે પરન્તુ તેનાથી જાત તોડીને મહેનત ખુશામત કિંવા ખટપટ થાય તેમ ન હતું એટલે વારંવાર તે નોકરીની ગોઠવણ કરી વળી પાછી પડતી મૂકતો હતો. ઘરમાં બેરાં બોલે કે પારકે પૈસે 'લાલસાહેબ' થઈને ફરવું મોટા થયા પછી ના ચાલે. આવાં વચનો બંસીને વજ્ર જેવાં થઈ પડતાં પરન્તુ તેનો ઉપાય ન હતો. પોતે ક્યાં નોકરી શોધવા જાય? કન્હુભાઈને આગ્રહ કરીને કામ કરવું પડે અને સ્વતંત્ર રીતે કશી ગોઠવણ ન થાય. આવી સ્થિતિમાં આવી પડેલો હોવાથી તે બહુ ગભરાતો, ધણી ધણિયાણી આવા વિચાર કરતાં રાતે બાર વાગે સુતાં પણ કંઈ તોડ આવતો નહિ. લાલાંદેવી સુલતાનના જનાનામાં પડી હતી અને બંસી તેને મળે, એ બનતું મુશ્કેલ હતું છતાં એકવાર તેણે તેની ધણિયાણીને કહ્યું કે 'તમે લાલાંબાને મળવા

જાઓ અને ભાભી પાસે ન હોય તો આ વાત કહો.' બંસીની વહુને એ વાત લક્ષમાં ઉતરી. મુંઝાયેલાં અંતઃકરણે પોતાનો ઉપાય શોધી કાઢ્યો. એ વાતને ઝાઝો વખત થયો નહિ એટલામાં બીજે કે ત્રીજે દિવસે કન્હુભાઈની વહુ લાલાં બેગમને મળવા જવા તૈયાર થઈ. બંસીની વહુને તે તેડી જતી નહિ પણ છેલ્લી મુલાકાત વખતે લાલાંએ તેને તેડી લાવવાનું કહ્યાથી આજ તેને તેડી જવાની જરૂર પડી. છોકરીને લઈ બંસીની વહુ લાલાંની પાસે ગઈ. મોટાં બેઠાં હતાં ત્યાં સુધી કશી વાત થઈ નહિ પરન્તુ પછી બીજા ઓરડામાં જઈ લાલાંએ દાસીની પાસે બંસીલાલની વહુને પોતાની પાસે એકાંતમાં બોલાવરાવી. કન્હુભાઈની વહુને એ બાબત લક્ષમાં રહી નહિ. લાલાંની માનીતી ખવાસણની ખુશામતી વાતોમાં તે બેઠી હતી ત્યારે પેલાં બે એકઠાં થયાં. બંસીની વહુની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં એટલે લાલાંએ છોકરીને લઈ લેતાં કહ્યું કે " વહુ ! શું છે ? કેમ આમ હિંમત હારી જાઓ છો ? છોકરાએ થાય અને છોકરીએ થાય." ' હું તમને શું કહું ? અમારી બરદાસ હવે તમે લેનાર છો. ઘરનો કારભાર તરેહવાર થઈ ગયો છે અને એ તો બહુજ મુંઝાય છે.' " હું બે ત્રણ દિવસ સોરી ત્યાં આવીશ. કશી ચિંતા કરશો નહિ." એમ કહી લાલાંએ એક મોતીની માળા તેની છોકરીના કંઠમાં નાંખી. તે પછી થોડી વાતચીત કરી સૌ જુદાં પડ્યાં.

વહુએ ઘેર આવી વાત કરી તેથી બંસીલાલના મનમાં કંઈક આશા બંધાઈ. લાલાંને બંસી માટે બહુ લાગણી થઈ આવી. તેને ઠેકાણે પાડવા તથા તેનું શુભ કરવા પાછળ લાલાં એકવાર વિચાર કરતી હતી એટલામાં સુલતાન પધાર્યા. આ વખતની લાલાંની મુખમુદ્રા જોઈ તેના મનમાં અનેક વિચાર આવ્યા. તે પાસે આવી બેઠો અને પ્રેમથી કેટલીક વાતચીત કરી. લાલાંએ પણ તેની સાથે નિત્યના નિયમ પ્રમાણે વાત કરવા માંડી છતાં તેના મનમાં કંઈક છે, એમ જાણી સુલતાને પૂછ્યું કે ' વાઘેલી ! તું આજ દિલગીર કેમ લાગે છે ? બોલ શું છે ? ' કંઈ નહિ.' એવો સાદો ઉત્તર લાલાંએ આપ્યો છતાં તેણે જે હોય તે કહેવા આગ્રહ કર્યો. તેને વધારે વધારે આતુર બનાવતાં બનાવતાં લાલાંએ પોતે શું માગી લેવું તેનો વિચાર કર્યો, અને જ્યારે સુલતાન બહુજ આતુર થઈ તેને તે માગે તે આપવા તૈયાર થયો

ત્યારે કહ્યું કે 'કન્હુભાઈનું ઘર મારા કુટુંબના ઘર જેવું છે અને અમારા હિંદુ લોકમાં રીત છે કે વહુ હોય તે વખતો'વખત પોતાને ત્યાં જાય. અંતઃપુરમાં આવ્યા પછી હું જનાનાની જિંદગીથી જરા કંટાળી જાઉં છું માટે મહેરબાની કરી મને કન્હુભાઈને ત્યાં જવાની તો છૂટ આપવી જોઈએ. એથી મારું મન પ્રસન્ન રહેશે અને અમારાં માણસની સાથે મળવાથી હું આપને વધારે વિનોદક જણાઈશ. વળી બધી બેગમોને પોતાના કાર્યભારી મળે છે તો મને મારું કામકાજ કરનારો અને મારી ખાનગી મીલકતનો વ્યવહાર ચલાવનારો ખાતરીનો કાર્યભારી પણ મળવો જોઈએ.'

લાલાંની માગણી સુલતાને તરત સ્વીકારી. અલબત, આ બનાવ બન્યો તે વખતે લાલાંનાં લગ્ન થયાને કેટલાક મહીના થઈ ગયા હતા. સુલતાન તેના પ્રેમથી વશ થઈ ગયો હતો. જનાનાની ચાર બેગમોમાં લાલાં સૌથી વહાલી અને માનિતી થઈ પડી હતી. વાંચનાર જાણે છે કે, તે ભણેલી ચતુર ગાન તાન ને વાદ્યમાં કુશળ અને અતિ રૂપાળી હિંદવાણી હોઈ સ્વામીમાં અનુરક્ત રહેનારી વિલાસી સ્ત્રી હતી. રૂપાની ઘંટડી જેવો મધુર અને વિનયભર્યો તેનો આવકારક શબ્દ સાંભળી સુલતાનનો રાજ્યવ્યવહારથી ઉત્પન્ન થયેલો શ્રમ જતો રહેતો. રામજણીઓનાં ગાયન કરતાં પણ હિંદવાણીની વાતચીત તેને વધારે આનંદ આપતી. ઘણીવાર તે જનાનામાં બેસી રહેતો હતો. ઉપરનો બનાવ બન્યો તેને ત્રીજે દિવસે બપોરે નિદ્રા કરી ઉઠ્યા પછી સુલતાન જ્યારે દરબારમાં જવા તત્પર થયા ત્યારે લાલાંએ કન્હુભાઇને ત્યાં જવાની અને કાર્યભારીને મુલાકાતે લઈ આવવાની ફરીને પરવાનગી મેળવી લીધી. દરબારમાંથી પાછા ફરતા પહેલાં રંગમહેલમાં હાજર રહેવાનો આગ્રહ કરી તેણે જનાનાના ઉપરી ખોજાને લાલાં બેગમની મરજી પ્રમાણે ઠાઠમાઠથી કન્હુભાઈને ત્યાં લઈ જવાનો તથા હિંદુ કાર્યભારીને પોતાની સાથે લઈ આવવાનો હુકમ કર્યો. સુલતાન દરબારમાં ગયા પછી મેઘાડંબરના ઘાટની મૂલ્યવાન પાલખી મંગાવી રસ્તાઓમાં બન્દોબસ્ત કરવાનો કોટવાળને હુકમ મોકલાવી બે ત્રણ ખોજા અને લુંડીઓની સાથે લાલાં બેગમ કન્હુભાઈને ઘેર જવા નીકળી. રસ્તાનો બન્દોબસ્ત કરવા જનાનખાનાના ખોજાએ કોટવાળ ઉપર પેગામ મોકલ્યો

તે વખતે કન્હુભાઈ ત્યાં બેઠેલા હતા. 'વાઘેલી બેગમ પોતાને ઘેર આવ-વાની છે ' એવી ખબર સાંભળતાંજ તે ત્યાંથી ઉઠ્યા. બજારમાં થઈ ઘેર જતાં તેમણે પાદશાહની બેગમને ઘટે તેવો આવકાર આપવાની વસ્તુઓ અને તેની દાસીઓ તથા ખોજાઓને આપવાના સરપાવનો સામાન લઈ લીધો. ઘેર આવી નાણાં ઉપર નજર ન રાખતાં તેણે ઘણો સારો બન્દોબસ્ત અને ભભકો કરાવી નંખાવ્યો. પગથિયાંમાં કીનખાબ પથરાવી દીધો. જરીનાં કપડાંની ધજાઓ અને મોતીનાં તોરણ બંધાવ્યાં. ઘરમાં સઘળે આવો ઠાઠ-માઠ કરાવી દીધો એટલામાં સ્વારી આવી. કન્હુભાઈનાં વહુએ આંગણામાં સામાં જઈ લાલાં બેગમને ઘટે તેવું માન આપી સોનાનાં ફૂલે ને મોતીએ વધાવી લીધાં. ઘરમાં આવ્યા પછી જનાનો નહિ રાખવાની છૂટ લીધેલી હતી, એટલે કન્હુભાઈએ પણ તેને માન આપ્યું અને એક ગૃહસ્થની સ્ત્રી જેવી રીતે છૂટ લે તેવી રીતે લાલાંએ છૂટ લીધી. લુંડીઓ સાથે તે બૈરાંના ઓરડામાં ગઈ અને કન્હુભાઈ મુખ્ય ખોજો તથા બંસીલાલ દિવા-નખાનામાં બેઠા. જે અડોસીપડોસી લાલાંને ઓળખતાં હતાં તે અને બીજાં તરત મળવા આવ્યાં. કન્હુભાઈની વહુએ ફુલાઈ જતાં જતાં લાલાંબાને સૌ સાથે વાતચીત કરાવી. મળવાહળવામાં આમ કેટલોક વખત નીકળી ગયો. છેવટ બૈરાં વેરાયાં અને મોટાં વહુ તથા લાલાંએ કેટલીક વાતચીત કરી, ત્યાર પછી તે ત્યાંથી ઉઠી બંસીલાલની મેડીએ ગઈ. અહિં બેસી તેણે નાની વહુ સાથે કેટલીક વાતચીત કરી, દરમિયાન વહુએ પોતાના બાપની મૂર્ખાઈ માટે એકાંત મળવાથી લાલાંબાની માફી માગી. લાલાં તેના પિતાના જેવી અનુદાર ન હતી. ' એ વાત મારા લક્ષમાંજ નથી વહુ ! '. એમ કહી તેણે બીજી વાત કાઢી. થોડી વારે બંસીલાલને ઉપર બોલાવ્યો ' તેણે પોતાને માટે કંઈક કરવા તેને જણાવ્યું. ' આટલા બધા કેમ અધીરા થઈ જાઓ છો બંસીલાલ ! અને વહુ ! તમને પણ જુદાં થવાની તાલાવેલી લાગી હશે નહિ વારૂ ?' એમ લાલાંએ કહ્યું એટલે ' લાલાંબા ! મારે જુદાં રહેવું નથી. એ રળતા થાય એટલે બસ. મોટાં ભાભી મને કંઈ દુઃખ દેતાં નથી પણ તમને સમજુને વધારે શું કહેવું? આપણું માણસ રળતું ખપતું અને માનમાં હોય તેના જેવું આ જગતમાં બીજું એકકે સુખ નથી. ' 'ઠીક

છે. તમે હવે સુખી થશો ફિકર ન કરશો.' 'તમારો આશ્રય અને પ્રેમ છે ત્યાં સુધી સુખીજ છીએ' એમ કહી બંસીની વહુ હસી. આ પ્રમાણે વાતચીત થઈ જેમાં લુંડીઓએ ટાપસી પુર્યાં કરી. સાંજ પડવા આવી ને લાલાં પાછી જવાને તૈયાર થઈ. કન્હુભાઈએ અઢી હજાર રૂપિયાની સાડી લાલાં બેગમને નજર કરી લુંડીઓ વગેરેને ઉમદા બક્ષીસો આપી. આણી તરફ ખોજાને તથા બીજા ચાકરોને પણ એવા ભારે ને કિમતી સરપાવ આપ્યા કે જેથી તેઓ ખુશ ખુશ થઈ ગયા. પોતે પગથિયાં સુધી વળાવવા ગયો, લાલાં રજા લઈ પાલખીમાં બેઠી અને બંસીને ઘોડે ચઢી પોતાની સાથે આવવાનું કન્હુભાઈના દેખતાંજ કહ્યું. ખોજા વગેરે પણ કન્હુભાઈને સલામ કરી સવાર થયા અને લાલાં બેગમ સૂર્યનારાયણ આથમતા પહેલાં પાછી રાજમહેલમાં આવી. બંસીલાલ તેની સાથે ઉપર ગયો અને લાલાં સુલતાનની વાટ જોતી પોતાના અંતઃપુરમાં જઈ બેઠી.

બંસીલાલ આગલા દિવાનખાનાના ઓરડામાં એકલો બેઠો. દીવા થયા અને જનાનખાનાના રખેવાળ ઉમરાવોનો પહેરો બદલાયો. એકલા બેઠાં બેઠાં તેણે અનેક વિચાર કર્યા. આખરે તે ઉભો થઈ આમ તેમ ફરવા લાગ્યો. એક ઉંચી બાંધણીનું પુસ્તક લઈ છજામાં જઈ બેઠો. આણી તરફ દાસીઓ અને ખોજાઓ ખાણાની તૈયારી કરવામાં રોકાયાં. ઘણા માણસ બંસીવાળા ઓરડામાંથી ગયા આવ્યા પરન્તુ કોઈએ તે કોણ છે એમ પૂછ્યું નહિ.

સુલતાન ખાણા ઉપરથી ઉઠી ખાનગી દરબારમાં ગયા અને એક એક પછી એક ચોકી ઉપરના ઉમરાવો સલામ ભરી ગયા. એ લોકોનું ધ્યાન બંસીલાલ તરફ ખેંચાયું પરન્તુ લાલાં બેગમના માણસને કોણ પૂછી શકે કે 'તું કોણ છે?' દરબાર બરખાસ્ત થયો અને સુલતાન જનાનામાં લાલાંની પાસે ગયા ને કેટલોક વખત થઈ ગયો પરંતુ બંસીને કોઇએ બોલાવ્યો નહિ. એકલા બેસી રહી તે કંટાળી ગયો પરંતુ શું કરે ? જનાનખાનામાં અને પાદશાહી કારભારમાં એમજ થાય છે. ઘણી વાર થઇ ત્યારે એક લુંડી આવી તેણે બંસીને કહ્યું કે 'તમને જહાંપનાહ અંદર બોલાવે છે.' તે બેઠક ઉપરથી ઉઠ્યો અને અંદર ગયો. ઘટે તેવી રીતે બહુ મોટી અદબથી

સલામ કરી. ' એહી બંસીલાલ, ' એમ કહી લાલાંએ તેને ઓળખાવ્યો. એક આસન આપી સુલતાને તેને પોતાની પાસે બેસવાનું કહ્યું તેમ છતાં વિનયથી મુજરો કરી તથા સલામો ભરી તે નીચે બેઠો. લાલાંએ બંસીને માટે આગળથીજ તેના મનમાં ઉંચા વિચારો ઠસાવી દીધા હતા, તેમ તેણે પણ એવા સરસ જવાબ આપ્યા કે સુલતાન ખુશખુશ થઇ ગયો. ઘણીવાર સુધી તેણે તેને જુદી જુદી બાબતોની ઘટિત સૂચના કરી અને બીજે દિવસે લાલાં બેગમના-પ્રાઇવેટ સેક્રેટરી-ખાનગી કારભારી તરીકે કામ કરવાના ઓદ્ધા ઉપર હાજર થવાનો હુકમ કરી રજા આપી. ઉઠતી વખતે બહુ વિવેક ભરી સલામો કરી તે ઘેર ગયો.

વાઘેલી બેગમની મીલકત અને ઉપજ કંઇ થોડી ન હતી. ચાલીસ લાખ રૂપિયાનું જવાહીર, પાટણવાડાની ખંડણી અને બાર હજાર રૂપિયા માસિક ખરચ તેને મળતું. બંસીલાલના પગારનો આંકડો પાડ્યો ન હતો, તે લાલાંની મુનસફી ઉપર રાખ્યો હતો. બંસીને તેને માટે ખાતરી હતી એટલે તે આનંદ પામી ઘેર ગયો. જમતાં જમતાં કન્હુભાઈને તે વાત કહી અને મોટાભાઈએ નાનાભાઇને આપવી જોઈએ તેવી સારી શિખામણ આપી બરોબર ધ્યાનપૂર્વક નોકરી બજાવવાની ભલામણ કરી. પતિપત્ની લાલાંબાની મહેરબાનીથી આનન્દ પામ્યાં. બંસીના ગયા પછી લાલાંએ સુલતાનને સાડી બતાવી અને ખોજા તથા લુંડીઓએ પોતાને મળેલા સરપાવ દેખાડી કન્હુભાઇનાં એટલાં બધાં વખાણ કર્યાં કે સુલતાન ખુશ થઈ ગયો. કન્હુભાઈને વખત આવતાં મોટો સરપાવ આપવાની તેણે ઇચ્છા બતાવી.

---

# પ્રકરણ ૭ મું.

## હસવાનું ખસવું.



લાં ઠેકાણે પડી તેમ બંસીલાલને પણ તેણે ઠેકાણે પાડ્યો. કન્હુભાઇનો ઉદય થયો અને વરસોજી તથા જેતોજી પણ ગરાસ મેળવી સુખી થયા, વગેરે વૃત્તાંત વાંચનાર વાંચી ગયા. હવે મશ્કરીમાંથી થયેલી એક ભયંકર ખરાબી સંબન્ધી વૃત્તાંત આપીએ. ધન વૈભવ અને સુખ મળતાં ઘણા માણસો પોતાની પૂર્વ સ્થિતિ ભૂલી જાય છે. વાઘેલા ભાઇઓને પણ એમજ થયું. તેઓ પોતાની દુઃખદ અવસ્થા ભૂલી ગયા. જાગીરોનાં નાણાંથી અને પાદશાહી માનથી તેમના મનમાં અભિમાન ઉત્પન્ન થયું. અમદાવાદમાં તેઓએ પોતાના ઉતારા રાખી ઘણો ખરો વખત શહેરમાં રહેવા માંડ્યું, પાદશાહી મહેલમાં તેમની અવરજવર હમેશની થઈ જેમ જેમ વર્ષ જતાં ગયાં અને વાઘેલા ભાઈઓનાં સુખવૈભવ વધતાં ગયાં તેમ તેમ તેમના મનમાં અભિમાન વધતું ગયું. એકવાર ઉનાળાના દિવસો હતા, બારમારનો તાપ પડતો હતો અને વરસોજી તથા જેતોજી ટટ્ટીઓ નાંખી ભદ્રના છજામાં બેઠા હતા. ગામડાના લોક અને કામદાર માણસો છજા નીચેના દરવાજામાંથી ચાલ્યા જતા હતા. ખરા બપોર હોવાને લીધે આ વખતે એક માણસ માથે ધોતિયું નાંખી છજાતળે થઇને નીકળ્યો. વરસોજીની નજર તેની ઉપર પડી એટલે જેતોજીને તેણે કહ્યું કે ‘જો આ કોઈ માથાઢંકો જાય.’ વરસોજીએ સાધારણ મશ્કરીમાં કહ્યું પરન્તુ પેલા માણસને હાડોહાડ લાગી ગયું. તે ખમચાઇને ઉભો રહ્યો અને માથું ઉઘાડી નાંચું જોઈ બોલ્યો કે ‘અમે માથાઢંકા નહિ પણ જેમની બેન દીકરીઓ દરબારમાં દેવાઈ હોય તે માથાઢંકા.’ વરસોજીના વચનનો બરોબર ઉત્તર આપી પેલો માણસ ચાલ્યો ગયો. વાઘેલાઓનાં મુખ ઉતરી ગયાં. હસતાં શું હસ્યા પણ ‘હસવાનું ખસવું થયું.’ માથે પિછોડીવાળો ખુલ્લાં મુખવાળાઓના મોં ઉપર શાહી ઢોળી ચાલ્યો ગયો. બન્ને ભાઈએ તેને

ઓળખ્યો, અને કહેનારે પણ તેમને ઓળખીને પેટ મારીને મરે એવાં તીવ્ર વચન કહ્યાં.

વાઘેલાઓને નીચું જોવરાવી જનાર અમદાવાદ પાસેના બિહોલ કસ્બાનો રજપૂત ઠાકોર હતો. સરકારી કામ પ્રસંગે તે અમદાવાદ આવ્યો હતો. કચેરીમાંથી બપોરે નીકળેલો એટલે તાપ ન લાગે તેથી તેણે માથે પિછોડી નાંખી હતી. મુસલમાની રાજ્યમાં મુસલમાન અમીર અને હિંદુ ઓધ્ધેદાર સિવાય કોઈને આફતાબગિરિ એટલે છત્રી રાખવાની પરવાનગી ન હતી. સામંતસિંહ નાનો ઠાકોર હતો એટલે અમદાવાદમાં તેની પાસે છત્રી ક્યાંથી હોય? જ્યારે ગરાસિયાને ગરાસિયે માથાઢંકો કહ્યો ત્યારે તે કેમ સાંભળી રહે? બિહોલાએ કહેવા જોગ હતું તે કહ્યું અને વરસોજીના મનનો મદ ઉતરી ગયો. બેઉ ભાઈઓ ઉતારે ગયા પણ અનાજ ભાવ્યું નહિ. 'બિહોલાનાં વચન એના મોઢામાં ઘલાવું ત્યારેજ હું ખરો.' એમ તેણે પણ લીધું. એકવાર લાગ જોઈ તેણે સુલતાનને કહ્યું કે 'જહાંપનાહ! બિહોલા ઠાકોરે અમારૂં અપમાન કર્યું છે ને એને ચૌદ વર્ષની છોકરી ઘણી રૂપાળી છે તેની સાથે આપના નેકા થાય તો અમારે માથેથી આળ ઉતરે.' અભિમાને અને મમતે હિંદુસ્તાનને ઉંધું પાડ્યું તથા જાતે ને જાતેજ મમતીલા લોક કપાઈ મુઆ તે આનું નામ. સુલતાને તેમનું કહેવું માન્ય રાખ્યું. પોતાના કેટલાક અમીરોને કહી રાખ્યું કે 'જ્યારે સામંતસિંહ કચેરીમાં આવે ત્યારે એની દીકરી મારે વેરે પરણાવવાનું માગું કરવું.' તેઓ બોલ્યા કે 'બંદેનવાજ! સામન્તસિંહ મેવાસનો રહેવાસી હોઇ અમે જે કહીશું તે તરત માનશે નહિ. એવી વાત અમારે મોઢેથી નીકળવી ઘણી કઠણ છે.' સુલતાન બોલ્યો કે, 'વારૂ ત્યારે એ આવે એટલે મને યાદ દેવરાવજો, હું એને કહીશ.' એક દિવસ સામંતસિંહ કચેરીમાં આવ્યો એટલે અધિકારીઓએ સુલતાનને યાદ દેવરાવ્યું. તેણે તેને બોલાવી કહ્યું કે 'સામન્તસિંહ તમારે શાં છોકરાં છે?' ઠાકોરે ઉત્તર આપ્યો કે 'બંદે નવાજ મારે એક દીકરો ને એક દીકરી છે.' સુલતાન બોલ્યો 'દીકરી કેટલા વર્ષની છે?' તે બોલ્યો કે 'ચૌદ વર્ષની.' 'રજપૂતો પોતાની દીકરીઓ પરણાવવાને એટલી બધી વાર કેમ કરે છે?' ઠાકોર બોલ્યો કે 'અમારે પાંચ દસ હજાર રૂપિયા દીકરી

પરણાવતાં થાય એટલા એકઠા કરી રાખવાનું કામ ઘણું અઘરૂં છે અને વળી વિશેષ એ કે જો તેને નાનપણમાંથી પરણાવીએ ને તે મરી જાય તો ખરચ કરેલો નિષ્ફળ જાય.' સુલતાન બોલ્યો કે–' ત્યારે તમે તમારી દીકરીને તખ્ત વેરે પરણાવો તો કેમ.?' ઠાકોર બોલ્યો કે 'બન્દેનવાજ ! આપ ઠીક કહો છો, હું જાણું છું કે હિંદુ રાજાઓની ઘણી દીકરીઓ આપના જનાનામાં છે. કલોલના રાજાની, ઈડરના રાજાની અને બીજાની. મારી દીકરી પણ તેમાં હોય તો તે પાંશરૂં છે પણ હમણાં તે બહુ નાની છે અને રૂપે રંગે લાયક નથી. અમારા ભાઈ ભત્રીજાઓમાં લાયક હશે તો અમે શાદી કરીશું.' ' ગમે તેમ હોય પણ તમારી દીકરી મને પરણાવો.' સામંતસિંહે વચને બહાને ઘણાં કારણ બતાવ્યાં પણ સુલતાન હઠે ચઢ્યો એટલે છેવટે તેણે તેનું કહ્યું માન્ય કર્યું, ઠાકોર ઉતારા ઉપર ગયો. સુલતાને વરસોજીને તથા જેતોજીને બોલાવી કહ્યું કે ' તમે કહેતા હતા પણ સામંત-સિંહે પોતાની દીકરી દેવાનું કબુલ કર્યું.' તેઓ બોલ્યા કે ' એણે હા કહી ખરી પણ રજપૂતોમાં વસંત ચઢાવવાનો ચાલ છે તે જો લઇ જાય તો અમે માનીએ કે વિવાહ ચોકસ થયો.'

કેટલાક દિવસ પછી સામન્તસિંહ કચેરીમાં આવ્યો ત્યારે સુલતાને કહ્યું કે, ' સામન્તસિંહ તમે તમારી દીકરીનું વસંત લઇ જાઓ.' તેણે કહ્યું કે ' મારે ગામ જતી વેળાએ લેતો જઈશ.' ' નહિ હમણાં ને હમણાં તમારે ઉતારે લઈ જાઓ.' બહુ આગ્રહથી ઠાકોરને બલાત્કારે તે વળગાડ્યું. સુલતાને પછી બન્ને ભાઈઓને કહ્યું કે ' તમારૂં પહેલું ભવિષ્ય જેમ ખોટું પડ્યું તેમ આ પણ ખોટું પડ્યું કેમકે બિહોલાએ વસંત લીધું.' તેઓ બોલ્યા કે ' તેણે વસંત તો લીધું ખરૂં પણ લગ્ન લેશે નહિ.' આ ઉપરથી સામન્તસિંહને બીજા મેળાપની વેળાએ સુલતાને કહ્યું કે, ' તમે લગ્નનો દિવસ નક્કી કરો.' તેણે ઉતર આપ્યો કે, ' હું દસ મહીનાથી ફર્યા કરૂં છું માટે મારે ગામ જઈને મારી ઉપજ નીપજ સંભાળું ને પછી સર-સામાન એકઠો કરૂં તેમાં એક વરસ થાય. સુલતાન મારે ઘેર પરણવા આવે તેનો ખરચ ઉપાડવાનું હમણાં મારૂં ગજું નથી, માટે થોભો.' ' તમારે જોઈએ એટલું ધન અમારા ખજાનામાંથી લઈ જાઓ પણ

લગનનો દિવસ નક્કી કરો.' તે બોલ્યો કે 'બન્દે નવાજ! આપનાં નાણાં-વતે લગન કરૂં તો મારી શોભા કહેવાય નહિ.'

જાત વગર જાત કોણ કાપે! કુહાડીને જો લાકડાનો હાથો ન મળે તો લાકડાં કેમ કપાય? ગરાસિયા લોકે પોતાના લોકનો નાશ કરવાનાં પગલાં લીધેલાં હિંદના આખા ઇતિહાસમાં બધે ઠેકાણે આપણ જોઈએ છીએ. વરસોજીની ઉશ્કેરણી ચાલુ રહેવાથી સુલતાને ઉંટ ભરી ભરીને લાખો રૂપિયા બિહોલા સામંતસિંહ ઉપર મોકલ્યા અને લગ્ન લેવાનો આગ્રહ કર્યો. 'લગ્નની તૈયારીજ કરૂં છું' એમ જણાવી તેણે બિહોલની આસપાસ મજબુત કિલ્લો અને બુરજો ચણાવવા માંડ્યા. ભીલ લોકને મોટા પગાર ને લાલચો આપી આપીને લશ્કરમાં રાખવા માંડ્યા. બિહોલની પૂર્ણ મજબુતી કર્યા પછી વાત્રકના કિનારા ઉપર હાલ જે ઠેકાણે ઉંટડિયા મહાદેવનું સ્થાન છે તેની પાસેના ધૂળિયા પથ્થરના નાના પહાડી કોતરમાં એક છુપો મહેલ અને મોટું વિશાળ ભોંયરૂં બન્ધાવ્યું. સુલતાનની સાથે લડતાં હાર થવાની અને તેમ થતાં છુપાઈ રહેવાનું સ્થાન જોઈએ તેથી તેણે આ ગોઠવણ કરી. સામન્તસિંહે બન્ધાવેલા તે મહેલનાં અને ભોંયરાનાં ખંડિયેર હાલ પણ જોવામાં આવે છે. હાલ એ પ્રદેશ વેરાન જેવો અને આછી વસ્તીવાળો થઈ ગયો છે પરન્તુ તે કાળે તો તેના ઉપર અગમ્ય ઝાડીવાળાં બિયાબાન જંગલો હતાં. સઘળી તૈયારી થયા પછી બિહોલાએ સુલતાનને જાન લઈ આવવાને સંદેશો કહાવ્યો. સામંતસિંહ બિહોલાનું કહેણ આવ્યા પછી પાદશાહ મોટી ધામધુમથી જાન લઈ નીકળ્યો. બિહોલથી બે ગાઉ ઉપર આવી તેણે પડાવ નાંખ્યો, એટલે સામંતસિંહે પોતાના ભાયાતો માર-ફતે તેને કહાવી મોકલ્યું કે, નામદારને મુસલમાનની રીતે નેકા પઢવા છે કે હિંદુની રીતે. સુલતાને હિંદુ રીતે પરણવાનું જણાવ્યું તેથી રજપૂતોએ કહ્યું કે સુલતાન અમારે ઘેર પરણવા આવ્યા માટે અમે સારી રીતે વિવાહ કરીશું. બન્દુકો વગેરે દારૂખાનું ફોડવામાં આવશે અને લોકો જાનૈયાની મશ્કરીઓ અને કાંકરીચાળો પણ કરશે. આવી રીતે મશ્કરી ઠઠ્ઠા કરવાનો અમારા લોકમાં ચાલ છે અને જાનૈયા કદાપિ કોઈ ઉપર ગુસ્સે થઇ કંઈ અટકચાળું કરે તો લડાઈ થઈ વિવાહમાં વિઘ્ન આવે માટે બન્દે નવાજ આપે

સઘળા માણુસોને તાકીદ આપવી કે કોઈ કંઇ બોલે નહિ. વળી આપના લશ્કરને ઉતારવા જેટલી બિહોલ પાસે જગા નથી માટે ઉમરાવોને પહેલા મોકલજો. પછી આપ આવજો અને છેલ્લે લશ્કરને આવવાનો હુકમ આપજો. સુલતાને રજપૂતોએ કહ્યું તેટલું કબુલ કર્યું અને લશ્કરમાં તથા અમીર ઉમરાવ વગેરેમાં દાંડી પિટાવી જાહેર કર્યું કે કોઇએ બિહોલના માણુસો સામે ગુસ્સો કરવો નહિ. હિંદુની રીત પ્રમાણે તેઓ મશ્કરી કરે અથવા દારૂખાનું છોડે અને કોઇને કંઈ વાગે કરે તોપણ બોલવું નહિ. પછી અમીરો બિહોલ આવ્યા ત્યારે પાંચ હજાર રજપૂતો બન્દુકો ભરી તેમની સામે થયા. સપાટાબન્ધ બહાર થવા માંડ્યા અને 'દારૂખાનું ફૂટે છે' એમ માનતા અમીરો ટપોટપ ધરતી ઉપર પડવા માંડ્યા. આ પ્રમાણે મોટી ખુવારી થઈ ત્યાં સુધી સામન્તસિંહની દગલબાજી કળી શકાઇ નહિ. સુલતાન આવ્યો પણ દારૂખાનું બન્ધ રહ્યું નહિ અને ઘણા માણુસો માર્યા ગયા ત્યારે તેની આંખ ઉઘડી.

સુલતાને પછી લશ્કરને બોલાવી લડાઇ જાહેર કરી. બિહોલના રજપૂતો કિલ્લો બંધ કરી ક્યારનાય વગે થઇ ગયા હતા. તારૂં ને તને એ ન્યાયે સામન્તસિંહે કિલ્લામાં સુલતાનનાં નાણાંથી લડાઈનો સામાન તૈયાર રાખ્યો હતો. સાત દિવસ સુધી રજપૂતોએ કોઈને કિલ્લાની પાસે ઘપવા દીધા નહિ. આખરે ઝાઝી કીડીઓ સાપને તાણે એમ થયું. મોટા દળ આગળ મુઠીભર રજપૂતો શું કરે ? તેમના ઘણા માણુસ માર્યા ગયા અને ગોળા તથા ગોળીઓથી કિલ્લો ચાળણીની માફક કાણો થઈ ગયો. વધારે ટકાવ કરવાની હિમ્મત જતી રહેતાં સામંતસિંહે મરણિયા માણુસો સાથે પોતાનું કુટુંબ લઈ બિહોલ છોડ્યું. તે "ઘોરીપાવટી" નામના કિલ્લામાં પહોંચ્યો ત્યાં સુધી રજપૂતોએ ટકાવ રાખ્યો. આઠમે દિવસે બપોરે કિલ્લામાં ગાબડું પાડી સુલતાનનું સૈન્ય બિહોલમાં દાખલ થયું ત્યારે અંદર કોઈ ન હતું. રજપૂતોનાં શબ કુતરાં અને ગીધથી ગામ ભરાઈ ગયું હતું. લોક પાસેનાં ગામડાંમાં નાસી ગયા હતા. લશ્કરે કસ્બામાં પેસી ઘણી ખરાબી કરી અને લોકનાં સુનાં ઘર લુંટી લીધાં.

---

સાત દિવસમાં સામન્તસિંહે ઘણા માણસોનો ઘાણ કાઢી નાંખ્યો. સુલતાન તરત તેની પુંઠે જઈ શકયો નહિ. લશ્કરમાં નવી ભરતી કરવા લગભગ ત્રણ માસ સુધી તેને બિહોલમાં મુકામ રાખવો પડ્યો. આણી તરફ સામન્તસિંહે પણ ઘોરીપાવટીના મહેલમાં વિરામ લઈ બીજી વાર લડાઈની તૈયારી કરી. તેની પાસે પુષ્કળ સોનું રૂપું અને જવાહીર હતું. કિલ્લો એવી ગીચ ઝાડીમાં હતો કે મોટા લશ્કરથી પણ તેમાં પેસાય નહિ. તેણે ભીલ લોકને એકઠા કરી ફરી જવાબ દેવાય તેવો બન્દોબસ્ત કર્યો. રૂપાળી અને જુવાન રજપૂતાણીઓએ આપોઆપ આપઘાત કરી રજપૂતોને નચિંત કર્યા હતા. પછી જે કન્યાને માટે કલહ મંડાયો હતો તેને છુપાછુપ ઇડરના રાજા સાથે પરણાવી દીધી. સામન્તસિંહ અને રજપૂતો આ રીતે પરવાર્યા ત્યાર સોરો સુલતાન પણ લશ્કર લઈ આગળ આવ્યો. તેણે જંગલને કપાવવા માંડયું પણ કુદરતને પાછી હઠાવવી એ કંઈ સહેલ ન હતું. ઘણી ઝાડી કપાવવા છતાં મોટી મુશ્કેલીથી થોડું લશ્કર અંદર લઇ જવાયું. બે માસ સુધી હિંદુ મુસલમાન વચ્ચે લડાઈ ચાલી અને એમ કહેવાય છે કે એ લઢાઈ દરમિયાન જ્યારે સીસું ખુટી પડયું ત્યારે સામન્તસિંહે સોના રૂપાની ગોળીઓ કરી વાપરી. આટલું કર્યું તેમ છતાં અંતે તે હાર્યો અને ધુઆના પર્વતો તરફ નાસી ગયો.

ઘોરીપાવટીથી બે ગાઉ ઉપર કેદારેશ્વર મહાદેવનું દેવળ છે. તે પાંડવોના કાળ જેટલું જુનું ગણાય છે. ઘોરીપાવટીમાં જે ઠેકાણે સામંતસિંહ રહ્યો હતો તે જગાનાં ખંડેર આગળ હજી પણ એક ગેબી ભોંયરું છે. લોકોમાં એવું બોલાય છે કે તેમાં અનર્ગળ ધન ભરેલું છે પરન્તુ ભમરાના ભયથી અંદર પેસાતું નથી. પાંચ મહીના સુધી સુલતાન અમદાવાદની બહાર રહ્યો. સુલતાનનો પ્રતાપ બહુ મોટો હતો અને રજપૂતો તેને પહોંચી વળે તેમ ન હતું પરંતુ સામંતસિંહ જંગલમાં ભરાઈ જવાથી મુસલમાન સૈનિકો જંગલમાં રહેતાં તેમની તબિયત બગડવાથી સુલતાન કંટાળી ગયો; એવામાં ઉનું દૂધ પીવાથી અમદાવાદમાં લાલાં બેગમનું એકાએક મરણ નીપજ્યાના સમાચાર મળ્યા તેથી ખિન્ન થઈ તે પાછો ફર્યો.

---

# પ્રકરણ ૮ મું.

## લાલાંની જોડ.


સામંતસિંહને જતો કરી સુલતાન અમદાવાદ આવ્યો અને કન્હુભાઈ તથા બંસીને બોલાવી લાલાંની જગા સાચવે એવી રજપૂત કન્યા શોધી લાવવા જણાવ્યું. લાલાં બેગમના પ્રેમમાં તે એવો મસ્ત થઈ ગયો હતો કે તેના વગર તેને ચેન પડતું નહિ. કેટલાક દિવસ તે ગાંડા ઘેલા જેવો થઈ રહ્યો. દિવસે બરોબર ખાણું લે નહિ અને રાત્રે નિદ્રા કરે નહિ. ઘણા દિવસ તેણે કચેરી પણ બન્ધ રાખી. સુલતાનનો શોક જોઈ અમીર ઉમરાવ અને કાર્યભારીઓ પણ શોક કરવા લાગ્યા. કેટલાક તો એમ માનવા લાગ્યા કે લાલાંની જોડ નહિ મળી આવે તો આખરે એના એજ કલ્પાંતમાં તેનો અંત આવશે. કન્હુભાઈએ પોતાની તરફના માણસો દેશ દેશાવરમાં કન્યાની શોધ કરવા મોકલ્યા હતા તે પાછા આવ્યા પણ કંઈ સમાચાર લાવ્યા નહિ. કાર્યભારીઓના માણસો પણ ગુજરાતનાં ગામડાં અને કસ્બા શોધી પાછા આવ્યા અને સુલતાન નાસીપાસ થયો પરન્તુ ખરૂં છે કે ઇશ્વર કોઈનાં ઠેકાણાં ખાલી પડવા દેતો નથી. એકાદ માણસ એવો તો મળી આવે કે જે બીજાની જગા પુરે. લાલાંની જગા સાચવનાર ગુજરાતમાં કોઈ ઠકરાણી ન હતી તેમ ન હતું. બંસીલાલના માણસોને લાલાંની જોડ શોધી કાઢવાનું માન મળ્યું.

ચરોતરમાં આવેલા માતર કસ્બાનો ધણી સત્રાલજી મેવાડના રાણાનો વંશનો સિસોદિયો રજપૂત હતો અને તેને ઘેર છાસઠ ગામ હતાં. નાની ઉપજ છતાં ચરોતરની ઉંચી ભૂમિનું ફળ તેને ઘણું સારૂં મળતું. એના કુટુંબમાં એક રાજબીજ કન્યા હતી. રાણા સત્રાલજીને ત્રણ છોકરાં હતાં. ભાણજી અને ભોજજી નામે બે કુંવર અને રૂપાળીબા નામે એક કન્યા. આ કન્યા લાલાં વાઘેલીની જગા સાચવે તેવી હતી. બંસીલાલે કન્યાની

શોધ કરવા મોકલેલા એક બ્રાહ્મણે તેની ભાળ લાવી આપી. રૂપાળીબા રૂપરૂપનો અંબાર અને દેવકન્યા જેવી મજેની સ્ત્રી હતી. તેના કપાળઉપર સ્વચ્છ અને અલાંછિત રજપૂત રૂધિરનું તેજ હતું. બ્રાહ્મણે જ્યારે તેને દીઠી ત્યારે તેને તે લાલાંના કરતાં પણ વધારે યોગ્ય અને રૂપાળી જણાઈ. કન્યાને જોઈ તેનો વંશ બાપનું નામઠામ વગેરે જાણી તે અમદાવાદ આવ્યો અને બંસીલાલને ખબર આપી.

સુલતાન નિરાશ થવા ઉપર હતો એટલામાં બંસીલાલે તેને એ સમાચાર આપ્યા. તે ખુશ થયો અને સત્રાલજીને અમદાવાદ તેડાવવાનો હુકમ કર્યો. હુકમ લેઈ એક ખેપિયો બીજે દહાડે માતર ગયો અને ત્રીજે દહાડે સત્રાલજી અમદાવાદ આવ્યા. ચાર પાંચ અમલદારોની એક નાની મંડળી બેઠી હતી, તેમના દેખતાં તેની છોકરીને ગાદી સાથે પરણાવવાનો એક ઉમરાવે તેને આગ્રહ કર્યો. સત્રાલજી જેતા વરસાના જેવો ન હતો. ચિતોડના રાણાના વંશનો હોઈ તે ઘણો અભિમાની અને મમતીલો હતો. તેણે મંડળી વચ્ચે તેમ કરવાની સાફ ના પાડી એટલે બંસીલાલ બોલ્યો કે 'ઠાકોર સાહેબ શા માટે ના પાડો છો! સુલતાનના જનાનખાનામાં હિંદુ રાજાઓની દીકરીઓ છે અને મારા ધાર્યા પ્રમાણે તો તમારા કરતાં ઘણા મોટા રાજ્યના ધણીઓએ ગાદીને કુંવરીઓ આપી છે. સત્રાલજીએ જવાબ દીધો કે ' કાર્યભારી એ રાજાઓ જુદા અને અમે જુદા. સુલતાનને અમે અમારા માથાના મુગટ માનીએ છીએ પરન્તુ અમારી દીકરીઓ મોટા જનાનખાનામાં શોભે નહિ. મોટા રાજાની કુંવરીઓ હોય તેજ મોટે ઠેકાણે શોભે.'

દિવાને ઉત્તર આપ્યો કે ' રાવળજી સમજો. નહિ સમજો તો બળાત્કાર કરવો પડશે.' સત્રાલજી આવી ધમકીથી ડરી જાય તેવો રજપૂત ન હતો. તેણે માથું ફેરવી કહ્યું કે ' મરીશું પણ અમે તો એ વાતને મંજુર રાખીશું નહિ. અમારા વંશમાં એવું થયું નથી અને થાય એ પણ સંભવિત નથી માટે સરકાર માબાપ છે જોઈએ તો મારી નાંખો પણ એમ થશે નહિ. ' ઘણી ઘણી રીતે સમજાવટ ચલાવી પરન્તુ રાવળે માન્યું નહિ એટલે સુલતાન ઉઠીને ચાલ્યો ગયો અને અમીરોએ તેને રાજમહેલમાંથી બારોબાર બન્દીખાનામાં મોકલાવી દીધો. સત્રાલજીને કેદ કર્યા પછી

સિપાઈઓ માતર ગયા અને ઠકરાણીને સમજાવી. રાતે કુંવરીને દેવી કે ના દેવી તે ઉપર તેણે છોકરાઓ સાથે વિચાર કરી ઠરાવ્યું કે 'દીકરી મરી ગઈ છે એમ આપણે ગણવું પરન્તુ ગરાસ જવા દેવો નહિ. ઘણા રાણાઓ અને રાજાઓની કુંવરીઓ પાદશાહના જનાનખાનામાં છે તો આપણે વળી કોણ માત્ર ! બળિયા સાથે બાથ ભરવામાં શો માલ છે ? બિહોલવાળો સામંતસિંહ સામે થવાથી રાનરાન અને પાનપાન થઇ ગયો. રાણીઓ અને છોકરીઓને ઉછળતી આગમાં બાળી અને પોતે વનમાં ભટકતો થયો તેમાં એણે શું પરાક્રમ કર્યું ? એથી શું કુળની લાજ સચવાઇ ? ' ઠકરાણીનો આ વિચાર છોકરાઓને પસંદ પડ્યો અને બીજે દિવસે એક રથમાં બેસાડી રૂપાળીને અમદાવાદ તરફ વિદાય કરી.

રૂપાળીબાને લાવી બંસીલાલને ઘેર બે દિવસ રાખી કેટલીક રીત-ભાત શીખવી. પછી શણગાર પહેરાવી સુલતાન સંમુખ ઉભી કરી. સુલતાન તેને જોઇને બોલ્યો કે-' બંસીલાલ લાલાંને ક્યાંથી લાવ્યા ? ' રૂપાળીએ હસીને જવાબ આપ્યો કે ' જહાંપનાહ ! લાલાં તો ગઈ અને આ તો રૂપાળીબા છે. ' બંસી અને સુલતાન તેની આ હાજર જવાબીથી હસી પડ્યા. રાજતેજોમયી કન્યા જોઇ તે લાલાંને ભુલી ગયો. રૂપાળીએ લાલાંની જગા રાખી અને ખુશ થયેલા સુલતાને બીજે દિવસે સવારે એક દરબાર ભરી કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર સત્રાલજીની બેડીઓ તોડી નંખાવી સરપાવ આપી માતર મોકલ્યા.

સત્રાલજી બિચારો ભોળો માણસ હતો. તેને કેમ છોડી મૂક્યો તેનું કારણ તે સમજ્યો ન હતો. તે તો ધારતો હતો કે આપણને દમ દેતાં પણ કામ ન થયું તેથી આપણી હિમ્મત જોઈ સરપાવ કરી રજા આપી. આવા આવા વિચાર કરતો તે પાછો ગયો. કૃષ્ણની કૃપાથી સુદામાની સ્થિતિ બદલાઈ ગઈ હતી તેમ તે આવ્યો ત્યારે ઠકરાંણાં અને છોકરાઓની સ્થિતિ બદલાઈ ગઈ હતી. આ ફેરફાર ભોળિયા રજપૂતના કળવામાં આવ્યો નહિ. સાંજના વાળુની વખત થઈ, ઠકરાંણાંએ ઠાકોરની આગળ ભાણું પીરસીને મૂક્યું અને બે છોકરાઓ આવી જમવા બેઠા ત્યારે રાણીબા-રૂપાળીને ઘરમાં એ લાડકે નામે બોલાવવામાં આવતી હતી તેથી ઠાકોરે

પૂછ્યું કે–'રાણીબા ક્યાં ગઈ?' ઠકરાંણુંએ ઉત્તર આપ્યો કે–આટલામાં રમતી હશે માટે આપ ભોજન કરી લો. ઠકરાણીના બોલઉપરથી સત્રાલજીને શક ગયો. તેણે વધારે આગ્રહ કરવા માંડ્યો પણ રાણીબા માતરમાં હોય તો આવેને! છેવટ તે બોલ્યો કે 'તેના વગર હું જમનાર નથી માટે ઝટ તેને બોલાવી લાવો.' ઠાકોરે હઠ મૂકી નહિ એટલે ઠકરાણીનું ઉડાવવું નભી શક્યું નહિ. તે રીસ ચઢાવીને બોલી કે 'ઠાકોર! રાણીબા રાણીબા શું કરો છો? રાણીબાને અમદાવાદ મોકલી ત્યારે તો તમારી બેડીઓ તૂટી.' સિસોદિયો રજપૂત આ વચન સાંભળી આકુળવ્યાકુળ થઇ ગયો. ભાણા ઉપરથી ઉભા થઈ ખિંટીએ ભરવેલી તરવાર લઇ ઠકરાણી ઉપર ધસતાં તે બોલ્યો કે 'રાંડ કુજાત! ધિક્કાર છે તારી જાતને! તું રજપૂતાણીની કુખે જન્મેલી નથી. અમારા વંશની શુદ્ધ કીર્ત્તિને લાંછન લગાડયું. રૂપાળી, તું અને આ સઘળો વસ્તાર ઉછળતી આગમાં બળી ગયાં હોત તો શું થાત! પણ તારા આ નીચ કામથી તો મારા આખા વંશને મોટું લાંછન લાગ્યું. ઇશ્વરનું સ્મરણ કરી લે, આ ઘડીએજ તારા પ્રાણ લઈ હું મારા અકીર્તિને ભોગ પડતા દેહનો અંત આણું છું.' ઠકરાણી બોલી કે 'રાણાજી! આ ખાંધ આપની તરવાર ઝીલવાને સજ્જ છે અને અલબત કુળને કલંક તો લાગ્યું છે, માટે આપને ઘટિત લાગે તે કરો.' આવાં વચનથી રાણાને અસર થઈ, તેનો જુસ્સો નરમ પડવા છતાં તે ફરીને બોલ્યો કે 'બંદીખાનામાં મરી ગયો હોત તો શી ચિંતા હતી! રંડાપો તને કલંક લગાડત નહિ પણ આ તો તેં મને અને મારા કુળને કલંક લગાડયું. સિસોદિયો રજપૂત કાળીટીલી લઇ જીવે તેના કરતાં બહેતર છે કે પોતાનો દેહ તજે.' આમ કહી ગુસ્સે થયેલા અને પોતાના દેહ ઉપર તિરસ્કારની દૃષ્ટિએ જોનારા સત્રાલજીએ ઠકરાંણુંને મારવાને ઉગામેલી તરવાર પોતાના પેટમાં મારી ને જોતજોતામાં ઢગલો થઈ નીચે પડ્યો. ઠાકોરના નાના મહેલમાં કાળો–કહેર વર્તાઈ ગયો. પીરસેલાં ભાણાં એમનાં એમ પડ્યાં રહ્યાં અને રસોડામાં લોહીની છોળો ઉડી. સત્રાલજીની ધણિયાણી ઠાકોરે પોતાના પેટમાં તરવાર મારી તે વખતેજ તેને બાઝી પડી તેથી મડાગાંઠ પડવાથી અને એકદમ બનેલા બનાવથી

સ્વામીની સાથે તે પણ મરણ પામી અને ભાણજી તથા ભોજજી બૂમો પાડતા અને કલ્પાંત કરતા બહાર દોડી ગયા. ભાયાતોએ દોડી આવી તેમનાં શબને ઠેકાણે પાડ્યાં. કેટલાક દિવસ સુધી આ બનાવથી માતરના લોક આભા થઈ રહ્યા પણ દુઃખનું ઓસડ દહાડા. ભાણજીએ પછી મન વાળી પોતાની મીલકતનો કારભાર હાથમાં લીધો.

અમદાવાદમાં સમાચાર ગયા ત્યારે રાણીબાએ માતપિતાનું સ્નાન કરી ઘણું આક્રન્દ કર્યું. પોતાને અહિં દેવાથી આવો બનાવ બન્યો એમ માની તે ખિન્ન રહેતી ને સુલતાન તેનું મન મનવવા માટે અનેક યુક્તિઓ કરતો. એકવાર તેણે રાણીબાને કહ્યું કે ' જ્યારે કોઈ હિંદુ રાજા મરી જાય અને તેના કુંવરો ગાદીએ બેસે ત્યારે તેમને દિલાસો આપવાને સગાં હોય તે શું કરે? ' રાણીબાએ ઉત્તર દીધો કે ' પૈસાવાળું સગું હોય તે પોષાક મોકલાવી તેમનો શોક ઉતરાવે. ' સાળાઓનો શોક મુકાવવા સુલતાને તેમને અમદાવાદ બોલાવરાવ્યા. માતરના બન્ને ઠાકોરો અમદાવાદ આવ્યા અને પોતાને ઉતારે ઉતર્યા. સુલતાને ઉતારા ઉપર તેમને જોઈતી વસ્તુઓ મોકલાવી સિસોદિયા બેગમને કહ્યું કે ' રાણીબેગમ ! આજે દરબાર ભરી હું તમારા ભાઈઓનો શોક મુકાવીશ. '

' હવે એ મારા ભાઈ શાના ? એમ કેમ ? ભાણજી અને ભોજજી શું તમારા ભાઈ નહિ ? જહાંપન્નાહ ! નહિ ! તેઓ હવે મારી જોડે બેસીને જમે નહિ તો મારા ભાઈ કેમ કહેવાય ? અમારાથી એક પ્યાલે પાણી પણ પીવાય નહિ. ' એમ કેમ બને ! આજ તમે તમારે હાથે રસોઈ કરો અને હું તમારા ભાઈઓને જમવા બોલાવું. ' સુલતાને ભાણજી વગેરેને જમવા બોલાવ્યા. રાણીબા કહેવા તો ગઇ ઠીક પણ તેનું કહેવું ઉલટું પડ્યું અને જે ધારણા હતી તે ઉંધી વળી. તેને ચાલે ન ચાલે સુલતાનનું મન રાખવું પડ્યું. આણી તરફ ભાણજી અને ભોજજી શાહી આમંત્રણને માન આપી ભદ્રમાં આવ્યા. તેઓ આવીને રાણીબાના મહેલમાં બેઠા અને સુલતાન બીજા કામ સારૂં બહાર ગયો. તેના ગયા પછી રાણીબા બહાર આવી અને પોતાના ભાઈઓને ખબર પૂછી બોલી કે ' ભાઇઓ ! તમને ધિક્કાર છે. મને અહિં દીધી તેના શોકમાં આપણાં માબાપ તરવાર ખાઇ મરણ પામ્યાં અને સિસોદિયા રજપૂતોને લાંછન લગાડવા તમે શા માટે જીવતા

રહ્યા ! તમને અહિં મારી સાથે જમાડવાના છે માટે જો આબરૂ સાચવવી હોય તો નાસી જાઓ.' નાનો ભાઈ ભોજજી એનનાં વચન સાંભળી ઉભો થયો. તેની રગોમાંનું સિસોદિયું લોહી ગરમ થઇ ગયું. એકદમ છજામાંથી ભુસ્કો મારી તે દરબારમાંથી નાસી ગયો. મોટો ભાઈ તેની પાછળ દોડ્યો પરન્તુ તેનાથી કુદકો મરાયો નહિ. કુળની લાજ કરતાં તેને પ્રાણ વહાલાં લાગ્યો, તેમ રાણીબાએ પણ નાનાભાઈને નીચે પડતો જોઈ મોટાભાઇને પકડી લીધો એટલે તે પાછો બેઠો. ભોજજીને વાગ્યું છતાં જોસમા ને જોસમાં તે ઉઠીને નાસી ગયો. રસોઈ થયા પછી સુલતાને ભાણુજીને કહ્યું કે, 'ભાણુજી ! તમારી બેને રસોઈ કરી છે માટે જમવા ઉઠો. જહાંપનાહ મારી બેને રસોઈ કરી છે પરંતુ હવે તે મારાથી જમાય નહિ માટે માફ કરો.' 'ભાણુજી, શું કરવાને મિથ્યા મમત કરો છો ઉઠો.' તેણે કહ્યું કે 'જો હું અહિંયાં જમીશ તો બીજા રજપૂતો મારી સાથે જમશે નહિ અને મારા છોકરાને કન્યા પણ આપશે નહિ.' સુલતાને કહ્યું કે તેની તમે ફિકર કરશો નહિ. ગુજરાતના સઘળા રજપૂતોને હું તમારી સાથે બેસારી જમાડીશ.' રાણીબાએ અને સુલતાને પછી ઘણાજ આગ્રહ કરી ભાણુજીને જમાડ્યો. રાણીબાએ સુલતાનને આગ્રહ કર્યો કે 'હવે ગમે તેમ કરીને મારા ભાઇને રજપૂતોની નાત ભેળો કરો.' સુલતાને બાવન ગામના રજપૂતોને અમદાવાદ બોલાવરાવ્યા. રજપૂતોએ જાણ્યું કે તેમને જોર જુલમથી જમાડવામાં આવશે તેથી જેમને લાજ વહાલી લાગી તેઓ પોતાનાં ગામ, ગરાસ અને રાચ રચીલું મૂકી ગુજરાત છોડી નાસી ગયા અને જેટલા સુલતાનના માણસોના હાથમાં આવ્યા તેમને અમદાવાદ તેડી લાવી એક મોટું જમણ કરી ભાણુજી ભેળા જમાડ્યા. સુલતાનના આ કૃત્યથી રજપૂતો અને મુસલમાનોમાં મોટો કલહ ઉત્પન્ન થયો. રજપૂતો ન જમવા માટે આગ્રહ લઈ બેઠા અને સુલતાન તેમને વટલાવવાની હઠ લઈ બેઠો. આ વિગ્રહ ઘણાં વર્ષો સુધી ચાલ્યો જેમાં ઘણા માણુસો માર્યા ગયા ઘણા રજપૂતો વટલી ગયા અને ઘણાક બહારવટે નીકળ્યા. નાનાં નાનાં રાજ્યોના ધણી વટલી ગયા પણ મોટા રાજાઓને ઠાકોરો એકદમ તાબે થયા નહિ.

રાજપિંપળાના રાજા હરિસિંહ સંબંધી એક એવી વાત આ પ્રસંગમાં બનેલી ભાટ લોકો કહે છે કે–જ્યારે અમદાવાદના સુલતાન હરિસિંહજી ઉપર દબાણ ચલાવવા માંડયું ત્યારે રાજપાટ છોડી તે જંગલમાં નાસી ગયો. હરિસિંહજી તેની રાણી સાથે જંગલમાં ગયો. જંગલમાં તેની સુકુમાર રાણી પાણી વગર ટળવળતી મોતીનો હાર દેખાડી તેને કહેવા લાગી કે:–

**कवित.**

**शाहजहां सुलतान कोपी चड्यो जवे तव**
**शेषना सहानो भार धरनी हलानी हैं;**
**मरि रजपूत शूरे महा पूरे रेवाहुके,**
**आसपास धूर लाल रंगसें रंगानी हैं.**
**सुलतान तेरे त्रास पाउनमे छालो परे,**
**कंदमूल खाने भागी भोरियेही राखी हैं.**
**तोर तोर हार अपछरा ले नीचोवे मुख,**
**तुमै ज्यौं कहत कंथ मुगतामें पानी हैं.**

વાર્તાનો ઉપસંહાર કરતાં અત્રે કહેવું જોઇએ કે જે જે રજપૂતો આ પ્રસંગે વટલાયા તેઓ સુલતાનના મહેલને સલામ કરવાથી 'મોલેસલામ' કહેવાયા. રજપૂતોજ નહિ પરન્તુ વાણિયા અને કણબી વગેરે બીજા ઘણા લોક વટલાયા. ભરૂચ જિલ્લામાં ખેતીનું કામ કરનાર એવા ઘણા લોકો છે અને ગુજરાતના દરેક ગામડામાં ઘાંચીનું તથા પરચુરણ વેપારનું કામ કરનાર વહોરા વગેરે મુસલમાનો છે. ઘણાંકને વટલાવ્યાથી ભાણુજીને સંતોષ થયો. રાણી બેગમની સાથે સુલતાને ઘણાં વર્ષ સુધી સુખ ભોગવ્યું. સામંતસિંહજી જેણે સામી કમ્મર બાંધી હતી તેને પણ ઘણે વરસે સુલતાને માફી આપી. ભાણુજીનો આગ્રહ શમી ગયા પછી ગુજરાતમાં પાછી સમાધાની ફેલાઈ. સુલતાન ઉદાર રાજ્યને સુસ્થિર કરવાની મહત્વાકાંક્ષા ધરાવનાર અને હિંદુ મુસલમાન વચ્ચેનો ભિન્નભાવ ઓછો કરી પ્રજાનું ઐક્ય સાધી લેવાના ઉચ્ચતર હેતુવાળો હતો. જો તે લાંબો વખત જીવ્યો હોત તો અમદાવાદની સુલતાની ખરેખર તેણે અચલ કરી હોત.

---